ગુણવાનને ધનવાન સમજવો ?

દોહરો

તિર્થે પાપ ટળે નહિ. જો મન મેલ ન જાય;
ખાળ કુંડીનું હાંડલું, ઉપર ધોયેથી શું થાય.

મહાત્માઓની પ્રસાદી.

# સાદી શિખામણ.

પુસ્તક ૮ મું.

પ્રકાશક

મગનલાલ શંકરભાઈ પટેલ.

મુ. પાટણ. (ઉત્તર ગુજરાત)

દોહરો

પ્રભુ આજ્ઞા માને નહિ. મન વેગે વહી જાય;
ભક્ત નહિ ભગવાનનો. મનનો ભક્ત ગણાય.

ચિત, વિત અને આયુષ્ય અત્યંત ચંચળ છે

અજીતેન્દ્રિય હોય તે કંગાલ ગણાય છે !

તૃષ્ણાવાળો નિર્ધન ગણાય છે !

આ બુક ધી સાહિત્ય પ્રિ. વર્કસમાં છાપ્યું. ગાંધીરોડ. અમદાવાદ

**આ પુસ્તક વિષે મે. રાવબહાદુર ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈ બી. એ. એલ એલ. બી. સંસ્થાન વડોદરાના માજી દીવાન સાહેબ શું કહે છે.**

---

પાટણના પટેલ મગનભાઈ શંકરભાઈએ એક પછી એક એ પ્રમાણે **"સાદી શિખામણ"**નાં સાત પુસ્તકો બહાર પાડયાં છે અને હાલમાં આઠમું પુસ્તક તૈયાર કરી છપાવવા મોકલ્યું છે: સાદી, સરલ અને રસમય ભાષામાં લખાએલાં દાખલા દૃષ્ટાંતાથી ભરપુર અને જ્ઞાનના ભંડારરૂપ આ ઉપયોગી પુસ્તકો દરેક સ્ત્રી પુરૂષને ખરીદ કરી વાંચવા લાયક છે. નવરાશના વખતમાં ગમત સાથે જ્ઞાન મેળવવાને રા. રા. મગનલાલ શંકરભાઈ કૃત **"સાદી શિખામણ"**ની પુસ્તકમાળા કરતાં વધારે સારૂં બીજું કોઈ પુસ્તક મારા જોવામાં આવ્યું નથી.

તા. ૨૯ મી ઓગસ્ટ સને ૧૯૨૯.

ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈ,
નાયબ દીવાન ( વાનપ્રસ્થ )
વડોદરા રાજ્ય.

મુ. વડોદરા.

"न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते"

!!! महात्माओनी प्रसादी !!!

# સાદી શિખામણ.

## પુસ્તક ૮ મું.

સંગ્રહકર્ત્તા અને પ્રકાશક


મગનલાલ શંકરભાઇ પટેલ.

કર્ત્તા:—જ્ઞાનદીપક, સુખીસદન અને
સાદી શિખામણ ભાગ ૧થી ૮.

ઠે. ગુગડી દરવાજે, મુ. પાટણ. (ઉત્તર ગુજરાત.)


દોહરો.

જે જન જાણે જક્તમાં, જન્મ ધરીને પહેલ,
સદા ચરણમાં ચાલવું, તે પામે સુખ સહેલ.


આવૃત્તિ પહેલી :: :: પ્રત ૧૦૦૦
સંવત ૧૯૮૬ :: :: સને ૧૯૩૦

કિંમત રૂ. ૩-૦-૦.

## महात्माओनी प्रसादी.

બંધેકું બંધે મીલે, છુટેકા કોણ ઉપાય;
તુલસી કર સોબત નિરબંધકી, તો પલમાં દેઇ છોડાય.

*  *  *  *

સંત બડે પરમારથી, જાકા મોટા મન;
અન તોળ્યા દેતહે, રામ સરીખા ધન.

*  *  *  *

**॥ सत्संगः कल्पद्रुमइव कींकींन तनुते ॥**

સત્સંગ છે તે કલ્પ વૃક્ષ જેવો છે તે શું શું નથી વિસ્તારતો. જે જે મનોરથ કરે છે તે તે મનોરથને પુરા કરે છે.

*  *  *  *

તુલસી અપના ઇષ્ટકો, નિશ્ચે લીજે નામ;
મનુષ્ય મજુરી દેતહે, તો કયું રખેગો રામ.

*  *  *  *

જવાસો જેમ જળ મળે, જાય સમૂળો સુકાઇને;
તેમ અભાગી આ કથાથી, દુષ્ટ જાશે દુખાઇને.
ખરને જેમ સાકર શત્રુ, પયપાક કુક્કર કેમ ઝરે;
ગિંગાને જેમ ગોળ ન ગમે, ઘીમિસરીથી કીટ મરે.
ખાતાં ખારેક જેમ ક્ષય દુઃખી, સુખ નોય કોટી ઉપાય;
સુખદ વસ્તુ એ છે સઈ પણ, દુરભાગીને દુઃખદાય.

*  *  *  *

મેલી મહા પ્રભુજીનું મુખ, દેખે નારી નેન રવિ મુખ;
તેના સ્પર્શનો રાખે છે પ્યાર, એવા મુરખને છે ધિક્કાર.

*  *  *  *

આવી જેથી અજપર આળ, એડી ગિરિજાપતિને ગાળ;
એથી થયો ઇંદ્ર અંગે ભંગ, ગયું તપ સૌભરીનું સંગ;
લીધો એકલશૃંગી લટપટ, ઝાલે છે નારી નરને ઝટ;
નારી ઉપર અંગ ઉજ્જળે, માંહિ ભરિ છે મૂત્ર ને મળે.

*   *   *   *

થતાં નિરાશા ચિત્તમાં, ખાનપાન વિસરાય;
તર્ક વિતર્ક વધે અતી, ચંચળ મન થૈ જાય.

*   *   *   *

નૈસર્ગિક સૌન્દર્યને, જોઇએ નહિ શૃંગાર;
વિના ભૂષણે શોભતો, ચંદ્ર નભે નિર્ધાર.

*   *   *   *

સંપે સંપત્તિ સાંપડે, લાજ વખાણે લોક.

*   *   *   *

**"तृष्णा न जीर्णा वयमेव जीर्णा.**

આપણે પોતે જીર્ણ થઈ જઈએ, પરન્તુ તૃષ્ણા કદાપિ જીર્ણ થતી નથી.

*   *   *   *

સંત કૃપાએ સુખ ઉપજે. સંત કૃપાથી સરે કામ;
સંત કૃપાથી પામીએ, પૂરણ પુરૂષોત્તમ ધામ.



## બ્રહ્માનો ઉપદેશ.

બ્રહ્માએ ત્રણ લોકના જીવોને ઉપદેશ દીધો કે મારા કહ્યા પ્રમાણે વર્તશો તો તમારૂં કલ્યાણ થશે નહિતર દુઃખ પામશો.

### (૧) સ્વર્ગના લોક.

દેવતાઓને કહ્યું કે તમે "દમ" નામનો ધર્મ પાળશો તો તમારૂં કલ્યાણ થશે ત્યારે તેઓ કહે જે અમે સુખ ભોગવવા તો સ્વર્ગમાં આવ્યા છીએ તેથી આપના કહ્યા પ્રમાણે અમારાથી બની શકશે નહિ.

### (૨) મૃત્યુલોક.

મૃત્યુલોકના મનુષ્યોને કહ્યું જે તમે "દાન" નામનો ધર્મ પાળો તો તમારૂં કલ્યાણ થશે તો કહે જે અમારી પ્રજાનું ભરણપોષણ અમો મહામુશીબતથી કરીએ છીએ ત્યાં અન્યને અમો કયાંથી આપીએ? એ વાત અમારાથી નહિ બને.

### (૩) પાતાળ લોકના દૈત્યો.

પાતાળ લોકના દૈત્યોને કહ્યું જે તમે "દયા" નામનો ધર્મ પાળજો ત્યારે તે કહે જે અમારી આજીવિકા તુટી જાય એટલે અમે જીવીએ કેવી રીતે? તે અમારાથી નહિ બને. ત્યારે બ્રહ્માએ કહ્યું કે તમારે જન્મ મરણ થકી રહીત થવું હોય તો ધર્મ પાળો ને માયામાં કુટાવું હોય તો તમારી જેવી મરજી.

# મનુષ્યનું કર્તવ્ય શું છે?

**તોટક છંદ.**

પ્રિય સાંભળજો મન પ્રેમ ધરી,
મમ મુખ થકી કહું વાત ખરી;
શ્રવણે સુણતાં દુઃખ જાય અતિ,
કુમતિ જઇને બનશે સુમતિ.

**મંદાક્રાન્તા છંદ.**

ધારી જન્મ સુવંશમાં કદી નહિ ધાર્યું મને એમ જો,
શું મહારો શુભ ધર્મ હાલ, વળી શા ઉપાય શો તેહનો,
શી રીતે વધશે પ્રકાશ જગમાં સત્સંગ દીવા તણો,
એવું જો નહિ ધારીયું મન મહિ ધિક્કાર હો જન્મનો.

**દોહરો.**

તુલશી પુર્વકે પાપસે, હરિ કથા ન સોહાય;
જેસે જ્વરકે જોરસે, ભોજનકી રૂચા જાય.
હરીકે આગે કહા દુરાઇ, મન અપનેકી બાત;
હરી તો સબ જાનત હૈ, રોમ રોમકી બાત.

સંસારી જીવો ધનથી સુખ માને છે પણ તત્ત્વજ્ઞાનીઓ ઉત્તમ પુસ્તકના વાંચનથી સ્ત્રી, પુત્ર ને ધનથી કરોડોગણું સુખ માને છે, કારણકે માયાનું કાર્ય નાશવંત છે એવું જ્ઞાન થવાથી નાશવંતમાં લોભાતા નથી ને પરમાત્મનું સુખ આત્માને વિષે અનુભવે છે.

# પ્રસ્તાવના.

સાદી શિખામણ ભાગ ૮ માની પ્રસ્તાવના પણ મારે જ લખવાનો અમુલ્ય અવસર પ્રાપ્ત થયો છે જેને માટે તેના લેખક રા. રા. મગનલાલ શંકરભાઇનો આભારી છું, ભાગ ૬ ઠા તથા ૭ માની પ્રસ્તાવના પણ મેં લખેલી અને વાચક વર્ગે તેને હર્ષથી વધાવી લીધેલી. લેખકને પણ તેથી સંપૂર્ણ સંતોષ થયેલો પણ લેખકના અપાર જ્ઞાનથી ભરપુર એવા પુસ્તકની પ્રસ્તાવના લખવાનું મારૂં શું ગજું ? કેટલી કેટલી બાબતો આ પુસ્તકમાં આવે છે એ લેખકના પ્રૌઢ વિચારનું પરિણામ છે. તેઓ પોતે જ્ઞાનવૃદ્ધ છે અને વયોવૃદ્ધ પણ છે. એમની આગળ મારા જેવો કોલેજના જ્ઞાનવાળો, માત્ર જ્ઞાન જ મેળવનારો, અનુભવના માપથી માપવા જાય અને કંઇક દોષ રહી જાય એ સ્વાભાવિક છે. એમ છતાં એમના આગ્રહને આધીન થઇ આ પુસ્તકનો પ્રસ્તાવ લખવાને હું પ્રવૃત્ત થયો છું. આ પુસ્તકમાં એટલી બધી સુંદર બાબતો આવે છે કે જો તેના ઉપર રીતસર મનન થાય તો વાચક વર્ગને તે ક્ષણે ક્ષણે ઉપયોગી થઇ પડવાનો સંભવ છે. મનુષ્ય સ્વભાવની ત્રણ પ્રકૃતિઓ છે. સત્ત્વ, રજસ અને તમસ. એ ત્રણ પ્રકૃતિઓ જીતવાનું કામ વિકટ છે. માણસનું મન વાંદરાના જેવું ચંચળ છે અને ક્ષણે ક્ષણે એક બાબત ઉપરથી બીજી બાબત ઉપર દોરવાઇ જાય છે અને અનેક પ્રકારની લાગણીઓ થાય છે. એ લાગણીઓ શાંત પાડીને વિચાર ઉપર જવાની જરૂર રહે છે. પોતાના વિચારોને સ્થિર કરવાને પોતાની સમક્ષ સારા સારા દાખલાઓ અને સારા સારા સિદ્ધાંતોની જરૂર રહે છે. એ દાખલાઓ અને સિદ્ધાંતો આ પુસ્તકમાંથી મળી રહે છે. જેથી માણસ માત્રનું મન શાંત થાય. માણસનું મન શાંત થાય અને સાત્ત્વિકબુદ્ધિ આવે એ મોક્ષનું પ્રથમ પગથિઉં છે. મોક્ષ મેળવવા માટે માણસ માત્રની ઇચ્છા હોય છે અને સંસારના ત્રિવિધ તાપથી તપેલાં

મનુષ્યો મહાન્ પુરૂષોના સિદ્ધાંતોની શીળી છાયા નીચે શાંત થાય છે અને અપાર આનંદ અનુભવે છે. એજ સંસારનું સાચું સુખ. એજ સંસારમાં રહેલું સ્વર્ગ. સંસારમાં રહેલા મનુષ્યો પણ જ્ઞાન અને અનુભવથી સ્વર્ગનું સુખ ભોગવે છે. એક કવિએ કહેલું છે કે:—

"અનુભવીને એટલું આનંદમાં રહેવું રે."

હમેશાં પ્રસન્ન રહેવું અને આસપાસનાં તમામ માણસોને આનંદમાં રાખવાં. આનંદથી જે જે કાર્યો થાય છે તે લગભગ બધાં સફળ થાય છે, પણ એ આનંદ મેળવવો શી રીતે? આપણે આપણાં દુ:ખથી દબાઇ ગયા હોઇએ ત્યારે બીજાંના દુ:ખના દાખલા લઇને આપણાં દુ:ખને ઓછાં ગણતાં શીખવું જોઇએ. આપણાં દુ:ખ ઓછાં ગણવાથી આપણી ચિંતાઓ દૂર થાય છે અને સાત્વિક બુદ્ધિ આવે છે. એ સાત્વિક બુદ્ધિથી આપણે પરમાર્થનાં કામો કરવાને પ્રેરાઇએ છીએ. જગતમાં પરમાર્થ કરનારાં મનુષ્યો સંસારના વિચારોથી અલગ રહે છે ને તેથી જ સાધુ સંત અને પરમાર્થી મનુષ્યોને સંસારના દાવપેચમાં ન પડવાની સલાહ અપાય છે. જેણે મન જીત્યું તેણે સર્વ જીત્યું. જેણે સંસાર જીત્યો તેણે જગત જીત્યું. સંસારમાં પડેલાં મનુષ્યોએ પણ સંસારના વિચાર અને દુ:ખોથી અલગ રહેવા માટે પરમાર્થના વિચાર કરવાની જરૂર રહે છે. તેથી જ મહા પુરૂષોનાં જીવન અને તેમના સિદ્ધાંતોનું અધ્યયન કરવું ઘટે છે. એ અધ્યયન કરવાથી સત્સંગનું ફળ પ્રાપ્ત થાય છે. આ પુસ્તક વાંચવાથી એ બધી ગરજ સરી રહે છે.

હવે આ પુસ્તકમાં ચુંટી કહાડેલા વિષયો તરફ વળીએ. **ફુલછાબ ૧ લીમાં** કલમ કાનને જે બોધ આપે છે તે વિચારવા જેવો છે. અધિકાર થોડો વખત નભે છે. એ અધિકારમાં મસ્ત થઇ ન કરવાનાં કામો જે કરે છે તે આખરે પસ્તાય છે. વળી:—

"વડું ન વાળે વેર, ઝેરની જીભ ન રાખે.
મધુર વચનમાં મિષ્ટ, ચતુર થઇને ફળ ચાખે.

વળી કળાય નહિ તે કોઇથી, પરનો પામે પાર છે
દુનીયામાં દલપત કહે, ડાહ્યો ડહાપણદાર છે."

તેવો જ એક છપ્પો મુરખ વિષે છેઃ—

"વણ પૂછ્યા વિણ વેણ, ઘણાં બોલે તે ઘેલો,
ખોદી ખાડો ખુબ. પંડે પડે તે પહેલો."

**ફુલછાબ ૪ થીમાંઃ—**

"ન આપ્યાં પુણ્યને રસ્તે, ન આપ્યાં દાન જો હસ્તે;
ન આપ્યાં દેવ મંદિરમાં, મળ્યા પૈસા ઘણાથી શું ?"

એ લીટીઓ આગળ ચાલતી જ જાય છે. વાચકે તે બધી ધ્યાનપૂર્વક વાંચવા જેવી છે. આ ઠેકાણે કેટલીક બીજા એક કાવ્યની લીટીઓ યાદ આવે છે તે નીચે પ્રમાણેઃ—

"તમે કેટલા બંગલાઓ બનાવ્યા ?" ત્યાંથી માંડીને
"પ્રભુ તે તમોને નથી પૂછવાનો."

ત્યાં સુધી પૂરી થનારી લીટીઓ એટલી જ અસરકારક છે, જે ગુજરાતમાં રાત્રિશાળાઓ માટે પૈસાફંડ કઢાડેલું તે ઉઘરાવનાર સેવકો ગાડીના ડબ્બાઓમાં બોલતા હતા અને મુસાફરો પાસેથી નાણાં ઉઘરાવતા હતા. આજે કયાં ગઇ એ રાત્રિશાળાઓ અને તે માટે ફંડ ઉઘરાવનારા ? હિંદમાં વેપારીઓ અને ઉદ્યોગી લોકો માટે એવી રાત્રિશાળાઓની બહુ જ જરૂર છે.

**ફુલછાબ** ૬ ઠ્ઠી જેસલ અને તોરલની વાત બહુ જ આકર્ષક છે. **ફુલછાબ** ૮ મી બાપની પાસે અભિમાન કરનાર દીકરાની ફજેતી આપે બહુ જ સરસ રીતે કરેલી છે. કેટલીક વાર ઉછાંછળા છોકરાઓ મોટા હોદ્દા ઉપર ગયા પછી માબાપ તથા સગાંવહાલાંને નોકર સમાન ગણવા જાય છે. એવા છોકરાને માબાપ શી રીતે ઠેકાણે લાવી શકે એનો આ એક રમુજી દાખલો છે. **ફુલછાબ** ૧૦ મી

"અખીલ જનોને અંતરે, રૂચે થવાને રાય,
ફાંફાં મારે ફરી ફરી, ધણીનું ધાર્યું થાય."

એ ઉપદેશ સારો છે અને—

"જો થાતા ઘડી એકમાં અદશ્ય, વરસાદ કેરા કરા,
જાણો એજ રીતે જરૂર જગના, છે ખેલ ખોટા ખરા;
સાચા ધર્મ, અધર્મ કર્મ સઘળાં ટાળ્યાં નહિ તે ટળે,
ચેતી લે દલપત ચીત્ત નહિ તો તે ખોટ ખાશે ખળે."

એ કડીઓ જગતની અસારતા બતાવે છે. "ધણીનું ધાર્યું થાય." એ દોહરાઓ પણ સારા સારા દાખલા આપે છે.

"મન મેલ હવે મગરૂરી
રહી જાશે વાત અધૂરી. રે મન."

એ કાવ્ય બહુ જ ઉત્તમ વિચારો આપે છે. **ફુલછાબ** ૧૨ માં ખરી શાંતિ કયાં રહેલી છે તે આપવામાં આવેલું છે. અનુભવ કર્યાં વગર કોઇ પણ વસ્તુનો ખરો ખ્યાલ આવે જ નહિ એનું દષ્ટાંત આપવામાં આવેલું છે. **ફુલછાબ** ૧૬ મીમાં ભક્ત નામદેવ તથા તુકારામના જીવન સંબંધી ઉલ્લેખો આવે છે.

"પ્રેમ પીયાલા જો પીયે, શીષ ઉછીના દેય,
લોભી શીષ ન દે શકે, નામ પ્રેમકા લેય."

એ પ્રેમથી અર્પણ કરવા ઉપર લીટીઓ છે.

**ફુલછાબ ૧૭ મી:—**

"આયો આયો મનુષ્ય અવતાર રે,
નર ચાર દિવસ મિજમાના—આયો.
કુટુંબ કબીલા સ્વારથ મીલા,
વાકું ચલત નહિ વાર રે—નર."

એમાં મનુષ્ય જીવન ટુંકું છે એમ દર્શાવેલું છે. વળી—

"જુઠી જુઠી જગતકી આશ રે,
નર નાશ પલકમાં પાવે—જુઠી."

એ દેવાનંદ સ્વામીની મીઠી કડીઓ આગળ ચાલતી જ જાય છે. પછી:—

" જુઠી દેખી પ્રીત જગતમેં, જુઠી દેખી પ્રીત;
અપને સુખકું સબજન સેવે, કયા દારા કયા મીત—જગત.
મેરા મેરા સબહી કરત હે, હેતસેં બાંધે પ્રીત—જગત.
અંતકાળ કોઇ સંગ ના ચાલે, યહી અચરતકી રીત—જગત.

એ લીટીઓ ગુરૂ નાનકની બનાવેલી છે.

## ફુલછાબ ૧૯ મી:—

પંચ મહાયજ્ઞ કયા કયા છે? માતપિતાની સેવા, પતિ સેવા, સર્વ જીવો તરફ સમદૃષ્ટિ, મિત્રદ્રોહ ન કરવો અને વિષ્ણુ ભગવાનની ભક્તિ કરવી એ પાંચ મહાયજ્ઞ કહેવાય છે. આન્તરિક રોગ મટાડવાના પાંચ ઉપાય છે:—સત્સંગ, ધર્મશાસ્ત્રોનું અધ્યયન, થોડો આહારવિહાર, રાતની અને પ્રાતઃકાળની ઉપાસના અને એકાગ્રતા.

## ફુલછાબ ૨૪ મી:—

" લોકો કહે સૌ વાતમાં, પોચો જણાયે વાણીઓ,
છે માત ગાંડી તે છતાં, ડાહ્યો ગણાયે વાણીઓ;
તકરાર કે તોફાનમાં, પણ ના ફસાયે વાણીઓ,
બસ ગરીબ ભોળી, જાતમાં હરદમ ખપાયે વાણીઓ."

એ કાવ્ય ઘણું જ ઉત્તમ છે. એમાં ગાંધીજી દાંડી ગયા અને હાલની રાજકીય ચળવળને જે સ્વરૂપ મળ્યું છે એની વાત આવે છે. કાવ્ય વાંચતાં વાંચતાં શૂર ચડી આવે તેમ છે. લેખકે ચાલુ બીનાઓ પણ પોતાના પુસ્તકમાં લીધેલી છે તેથી આ પુસ્તક આકર્ષક બનેલું છે.

## ફુલછાબ ૨૫ મી:—

અક્કલ વેચવાની દુકાનવાળી વાત ઘણી જ રમુજી છે. પાંચ મળીને ચાલવું, મનનો મનસુબો એકલા ન કરવો, ઘાટ કે ઓવારાથી છેટે ન નહાવું, સ્ત્રીનો વિશ્વાસ ન કરવો, રાજા આગળ સત્ય વાત કહેવી વગેરે બાબતો આવે છે. એ જ ફુલછાબમાં નારદ અને પર્વત ઋષિવાળી વાર્તા સારી છે.

**ફુલછાબ ૨૬ મી:**

"શિળ વિના શોભે ન કદી, આભુષણુ કહું એક;
સોજે તણી તો શિળજ શોભે, જે ટાણે રાખે ટેક."

વળી:—

"સર્પ ખાય તો સુખેથી ખાજો, તેથી રૂડી લ્હાય;
પરનારી કે પૈસા સન્મુખ, ચાલે મહા દુઃખ થાય."

અને:—

"કરે પાપી અતિશે પોકાર, પરવશ થયો પ્રાણીઓ."

એ લીટીઓ શિયળ, પરનારી, પારકો પૈસો અને પાપીના પસ્તાવાનો ખ્યાલ આપે છે. એજ ફુલછાબમાં આગળ ચાલતાં અડાળજની વાવ ઉપરનો હૃદયદ્રાવક લેખ આપેલો છે. માબાપે પોતાની દીકરી મુસલમાન રાજાને આપી. પુત્રી બિચારી શું કરે ? એણે પોતાના આત્માનું કલ્યાણ પરમાર્થમાં ઇચ્છયું છે.

વળી આગળ ચાલતાં:—

સાધુજનોની સેવા કરવાથી કેવા ગુણો પ્રાપ્ત થાય છે તે દર્શાવેલું છે. વિવેક, શિષ્ટાચાર, ઉદારતા વગેરે આવે છે.

સત્પુરૂષોનો સમાગમ એ મહાન ઔષધ મનાયલું છે. કેમકે આ જીવને ઘણા સમયથી કુસંગ દોષથી અનેક રોગ લાગુ પડે છે તેને એ ટાળનાર છે.

વળી:—

"જન્મ દિવસ જાણી જનો, હર્ષે જે મલકાય;
પણ આયુષ્ય ઓછું થતું, કોઈ થકી ન કળાય."

એ ઉપદેશક લીટીઓવાળું કાવ્ય ઠેઠ સુધી વાંચવા જેવું છે.

ત્યાર પછી આવતી નાના હજામની વાત રમુજી છે.

**ફુલછાબ ૨૭ મી:—**

"અંતર ખોટા બહાર મોટા, અધર્મ રહ્યા આચરી;
એવે સાધુ નામને, ખોટ મોટી દીધી ખરી."

તે પંક્તિઓ ખોટા ગુરૂ વિષે આપેલી છે.

ત્યાર પછી કામના દોષો ઉપરનું એક મોટું કાવ્ય આવે છે. કામ ન જીતવાથી શાં શાં દુઃખ આવી પડે છે એ આ કાવ્યમાં આપેલું છે. જેમકે.

"મહાદુઃખ તણી જે ખાણી, તેમાં જઈ પડયા સુખ જાણી
એક આશ્ચર્ય વાત છે એહ, દુઃખમાં સુખ મનાણું જેહ"
વગેરે.

## ફુલછાબ ૨૮ મી:—

દ્રવ્ય કરાવે વૈવિકર્મ, દ્રવ્ય કરાવે પાપ અધર્મ,
દ્રવ્ય કરાવે કપટ છળ, દ્રવ્ય કરાવે કોટી કકળ.'

એ કાવ્યની અનેક લીટીઓ આગળ ચાલતી જાય છે અને દ્રવ્યથી થતા દોષો સંપૂર્ણ રીતે વર્ણવેલા છે.

વળી:—

"માને ગયું રાવણનું રાજ્ય, માને થયું બહુનું અકાજ,
માને ગયું કૌરવનું કુળ, માને ગયું છે કંસનું મૂળ."

એ પ્રમાણે અભિમાનથી થતા દોષોનું ખુબ વર્ણન આપેલું છે.

ત્યાર પછી અનેક વાતો આવતી જાય છે. વડોદરાના ગુરૂની અને સુરતના સોનીની વાર્તાઓ ધ્યાન ખેંચે તેવી છે.

## ફુલછાબ ૩૧ મી:—

સત્ય નહિ તે ધર્મ શાનો. દયા વિના શું દાન જોને,
મન વશ નહિ તે તપ પણ શાનું, શિયળ વિના શું સ્નાન જોને.
ભાવ વિનાની ભક્તિ શાની, ભક્તિ વિના શું જ્ઞાન જોને.
પ્રીત હોય ત્યાં પડદો શાનો, ધૈર્ય વિના શું ધ્યાન જોને.
સદ્‌ગુરૂ નહિ તે સાધુ શાનો, તૃષ્ણા રહી ત્યાં ત્યાગ જોને,
જ્ઞાન વિના તે ગુરૂ શાનો, કંઠ વિના શું રાગ જોને.

એ કવિ છોટમની લીટીઓ શું ઓછી કીમતી છે? એવી ઘણી લીટીઓ એજ કાવ્યમાં આગળ આવતી જાય છે.

**ફુલછાબ ૩૨ મી**

કંકુ ગાંડીની વાત ઘણી રમુજી છે. ત્યાર પછી—

" મારા સૈનિકો સાથ સબરસ તણા મેદાનમાં ઝુકાવજો,
મારો કરેલો ભંગ યુવકો તમે બર લાવજો. "

એ કાવ્ય આજની હીલચાલને લગતું છે. લેખકે ચાલુ જમાનાની બાબત પણ વિસારી નથી.

વળીઃ—

પંખીનો મેળો એ કાવ્ય કેશવ કૃતિમાંથી લીધેલું જણાય છે. જેમકેઃ—

" કોનાં સુત દાશ ને સેવક, કોના બાંધવ ભાઇ,
જુદી માયા, જુદી કાયા. જુદી સર્વે સગાઇ,
પંખીનો મેળો ભેળો રહે કેમ ભાઈ,
સ્નેહ અને સંબંધ રડાવે, અંતરમાં અથડાઈ,
શોક તજો શાન્ત રહો શાણા, કેશવ હરિગુણ ગાઇ,
પંખીનો મેળો ભેળો રહે કેમ ભાઈ. "

**ફુલછાબ ૩૪ મીઃ—**

" બહુ દયાથી કહે બીકણો, પ્રબળને ગણે પાપી,
નિરમાનીને કહે નમાલો, જુએ ન ગુણ માપી,
જગતને કોઇ નહિ જીતે, મન રાખો મજબુત.
વિશેષ બોલે કહે વાયડો, કમ બોલે તે કપટી,
ભોળા જનને મુરખ ગણે છે, એવી રીત ઉલટી,
જગતને કોઈ નહિ જીતે, મન રાખો મજબુત. "

એ કાવ્ય જગત જીતાય તેવું નથી એ ઉપર છે, અને ઘણું જ સારૂં છે.

**ફુલછાબ ૩૭ મીઃ—**

" પ્રેમ પંથ પાવકની જ્વાળા. ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહા સુખ માણે, દેખનહારા દાઝે જોને.

વાળી લીટીનું કાવ્ય ઠીક ઠીક ગુંજે છે.

વળીઃ—

“ રામ બાણુ લાગ્યાં હોય તે જાણે,
ઓલ્યા મુરખ મનમાં શું માણે. રામ.”

એ લીટીઓ ઉત્સાહ આપનાર છે.

અનેઃ—

“ પરનારી ઝેરી છુરી, મત લગાવો અંગ.
દશ શીશી રાવણુકે ગયે, ગયે પર નારી કે સંગ.”

એ પરનારી કેવી છે કે એનો ખ્યાલ આપે છે. વળી, પુસ્તક વાંચવાનો પ્રસંગ ઉમદા ગણેલો છે તે આપવામાં આવે છે. એથી કાયિક અને માનસિક દુઃખ ટળે છે.

**ફુલછાબ ૩૮ મીઃ—**

“ ગાફિલ તું શોચ મનમેં હરિનામ કયોં બિસારા.
સુનતા નહિ બજો હૈ શિર કાલકા નગારા. ગાફિલ.”

એ બ્રહ્માનંદનું મીઠું કાવ્ય અત્યંત આનંદ આપે તેવું છે. જગતની માયા ઉપર તે સચોટ તિરસ્કાર બતાવે છે અને હરિચરણુની સેવા કરવાનો ઉપદેશ આપે છે.

વળીઃ—નર્કના જીવો અને સ્વર્ગના જીવો કયા કયા છે તેનું પૃથક્કરણુ કરેલું છે. જ્ઞાન અને ધ્યાનની તુલના પણુ ઠીક છે.

**ફુલછાબ ૩૯ મીઃ—**

તેમાં સત્ત્વ રજસ અને તમસના ગુણુ અવગુણુ બહુ સરસ રીતે આપેલા છે. કોઈપણુ માણસ એમાંના અવગુણુને દૂર કરી ગુણુ લેવાનો પ્રયત્ન કરે તો સુખી થાય તેમ છે. બોલી ઉપરથી પરીક્ષા તથા નિષ્કામભક્તિનું મહાત્મ ઠીક આપેલાં છે.

**ફુલછાબ ૪૦ મીઃ—**

આ ફુલછાબમાં ચંદ્રકાન્તમાં આવતી બાબતો આપેલી છે. જનક–વિદેહીનાં દૃષ્ટાંતો વૈરાગ્ય શું છે એનો ખરો ખ્યાલ આપે છે, એ વિષે વધારે વાંચવું હોય તો ચંદ્રકાન્ત વાંચવાની વાચકને ભલામણુ છે. આ પુસ્તકમાં તેમાં આવતી ઉપયોગી બાબતો આપેલી છે.

ઉપર પ્રમાણે આ પુસ્તકનો પરિચય આપ્યો છે. પ્રસ્તાવનામાં પુસ્તકનો પરિચય આપવાની ખાસ જરૂર રહે છે અને આ પરિચય જો વિસ્તારથી થયો હોય તો વાચકવર્ગ ક્ષમા કરશે.

આ પુસ્તકના ગુણદોષ તો વાચક પોતે પુસ્તક વાંચીને મેળવી શકશે તથા તુલના કરી શકશે. પરંતુ કંઈક માર્ગદર્શક થાય તે હેતુથી અમો કંઇક જણાવીએ છીએ. આ પુસ્તક સાદી શિખામણના સાતેય ભાગ કરતાં ચડી જાય તેવું છે. એમાં ઘણીજ વાર્તાઓ તથા દૃષ્ટાંતો એકઠાં કરવામાં આવેલાં છે જે નાના મોટા દરેક ઉમ્મરના વાચકને સમજાય તેવાં અને ઉપયોગી છે.

લેખકની શૈલી કેવળ સાદી અને સમજાય તેવી છે. ટુંકાં ટુંકાં મથાળાં આપેલાં હોવાથી વાચકને તુર્ત સમજી શકાય તેમ છે કે અંદર શી શી બાબતો આવવાની છે.

આવી આવી બાબતો એકઠી કરીને સામાન્ય જન સમાજને આપવામાં લેખકનો પ્રયત્ન સફળ થયો ગણાય, કેમકે ઘણી ઘણી બાબતો સામાન્ય વર્ગના લોકો મેળવી નથી શકતા. કેટલીક બાબતો તો વિદ્વાનો પણ નથી મેળવી શકતા. એવી બાબતો આ પુસ્તકમાં આવે છે. લેખકની સર્જન શક્તિ પણ આબાદ છે. કેટલેક ઠેકાણે ટુંકો ટુંકો ઉપદેશ તેમણે પોતે પણ રચી કહાડેલો છે અને તે યોગ્ય સ્થાને મુકી દીધેલો છે.

છેવટે લેખક વધુ ને વધુ સફળ થાવ એજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરી અત્રે વિરમશું.

૬૫૦, અમૃતલાલની પોળ,
ખાડીઆ,
**અમદાવાદ.**

**ગૌરીશંકર મોતીરામ ભટ્ટ.**
બી. એ.

# અનુક્રમણિકા.

## ફુલછાબ ૧ લી.



## ફુલછાબ ૨ જી.

## ફુલછાબ ૬ ઠ્ઠી.



## ફુલછાબ ૭ મી.



## ફુલછાબ ૮ મી.

## ફુલછાબ ૯ મી.



## ફુલછાબ ૧૦ મી.

| અંક | વિષય | પૃષ્ઠ |
|---|---|---|

## ફુલછાબ ૧૪ મી.



## ફુલછાબ ૧૫ મી.



## ફુલછાબ ૧૬ મી.

## ફુલછાબ ૧૭ મી.



## ફુલછાબ ૧૮ મી.

| અંક | વિષય | પૃષ્ટ |
|---|---|---|

## ફુલછાબ ૧૯ મી.



## ફુલછાબ ૨૦ મી.

| અંક | વિષય | પૃષ્ટ |
|---|---|---|

## ફુલછાબ ૨૧ મી.



## ફુલછાબ ૨૨ મી.



## ફુલછાબ ૨૩ મી.

| અંક | વિષય | પૃષ્ટ |
|---|---|---|
| ૬ | એક ભીલની ભક્તિ ... ... ... ... | ૧૩૬ |
| ૭ | આત્મદર્શન ... ... ... ... | ૧૩૬ |
| ૮ | જરાસંધ ... ... ... ... ... | ૧૩૬ |
| ૯ | લક્ષ્મી અને રૂક્ષ્મણી ... ... ... ... | ૧૩૭ |
| ૧૦ | ભક્તવર સુરદાસજી ... ... ... ... | ૧૩૭ |

## ફુલછાબ ૨૪ મી.



## ફુલછાબ ૨૫ મી.



## ફુલછાબ ૨૬ મી.

## ફુલછાબ ૨૭ મી.



## ફુલછાબ ૨૮ મી.

## ફુલછાબ ૩૩ મી.



## ફુલછાબ ૩૪ મી.



## ફુલછાબ ૩૫ મી.

## ફુલછાબ ૩૬ મી.



## ફુલછાબ ૩૭ મી.



## ફુલછાબ ૩૮ મી.

## ફુલછાબ ૩૯ મી.



## ફુલછાબ ૪૦ મી.



ચુનીલાલ તુલશીદાસ જરમનસીલવરવાળા.

Nyayasagar P Press, Kalbdaevi Road, Bombay 2.

☞ ચારિત્ર્યની એક મુઠી...જ્ઞાનના હજારો મણ
કરતાં વધારે છે.

!!! परोपकाराय सतां विभूतयः !!!




**મે. રા. રા. દાનવીર શ્રીમાન શેઠ સાહેબ**
**ચુનીલાલ તુલસીદાસ-વસાઈનિવાસી**
**હાલ મુકામ મુંબઇ**

કોઈ પણ વીર પુરૂષ ત્યાગી ન હોય તો તે પ્રખ્યાત થઈ શકે નહિ. મનુષ્યમાં જેટલી ત્યાગવૃત્તિ હોય તેટલી જ તે ઉત્તમ છે. આપના સમાગમમાં આવ્યા પછી આપની ધર્મ પ્રત્યે શુદ્ધ લાગણી તથા ઉંચા પ્રકારનું ચારિત્ર્ય જોઈ હું આલ્હાદક થયો છું. આપના મહાન સદ્‌ગુણો ને ઉચ્ચ ચારિત્ર્યથી લોભાઈ આ નીતિધર્મના પુસ્તકમાં આપનું પવિત્ર અભિધાન મૂકવાની આપે મારી વિનંતિ સ્વીકારી છે તેને માટે હું આપનો ઉપકાર માનું છું. આપ જેવા સુજ્ઞ ધર્મ-બંધુઓના સમાગમમાં રહેવાથી મને જે અલૌકિક

લાભ થયો છે તે આપની મહાન કૃપાનું જ ફળ છે. ઘણા લાંબા સમયથી આપ મારા પ્રત્યે અતિશય સ્નેહની લાગણી દર્શાવી જે પ્રેમ દર્શાવો છો તેનો બદલો મારાથી આપી શકાય તેવો નથી પણ આ મારો લઘુ ગ્રંથ આપને અર્પણ કરી કૃતાર્થ થાઉં છું. આપ સ્નેહભાવથી તેનો સ્વીકાર કરશો એ જ નમ્ર વિનંતિ.

આપું છું હું આપને, આ મારો આનંદ;<br>
સુખ દેશે તે સર્વને, કરે દેખતા અંધ.

હું છું, સદા આપનો<br>
નમ્ર સેવક<br>
મગનલાલ શંકરભાઇ પટેલ,<br>
પ્રકાશક. સાદી શિખામણ

મુ. પાટણ,<br>
(ઉ. ગુજરાત).<br>
તા. ૧-૬-૧૯૩૦.



# શ્રીમાન શેઠશ્રી ચુનીલાલ તુલસીદાસનું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત.

## દોહરો.

જનની જણ તો ભક્તજન, કાં દાતા કાં શુર;
નહિ તો રહેજે વાંઝણી, રખે ગુમાવે નુર.

આ ભારત ભૂમિમાં જન્મ ધરીને જેણે પોતાના જીવાત્માના અભ્યુદય અને શ્રેયસને માટે વિચાર કર્યો છે તેના જીવનને ધન્ય છે! આ શ્રીમાનનો જન્મ વડોદરા રાજ્યના વિજાપુર તાલુકામાં વસાઇ ગામમાં ભાવસાર કુટુંબમાં સંવત ૧૯૪૪ ના કારતક શુદી ૩ ને રોજ થયો હતો. તેમના પીતાશ્રીનું નામ તુલસીદાસ ને માતુશ્રીનું નામ માણેકબાઈ હતું. તેઓ એક ખાનદાન કુટુંબના સદ્‌ગૃહસ્થ ગણાતા હતા. સંવત ૧૯૪૨ ની સાલમાં તેમના મોટા ભાઇ હરગોવિંદદાસ વ્યાપાર અર્થે મુંબઇ આવેલા હતા. પણ તે વખતે સ્વતંત્ર ધંધાનો યોગ નહિ થતાં ચૌદ વર્ષ નોકરી કરી સંવત ૧૯૫૨ ની સાલમાં જરમન સીલવરની દુકાન કરી હતી અને ત્રણ વર્ષ સારો ધંધો ચાલવાથી પોતાના ન્હાના ભાઇઓને સંવત ૧૯૫૫ ની સાલમાં તેમણે જોડયા હતા. તે વખતે ચુનીલાલભાઇ પણ મુંબઇ આવેલ હતા. પોતાના વતનમાં ગુજરાતી ૭ ધોરણ સુધીનો અભ્યાસ કરેલો હતો ને મુંબઇ આવી ભુલેશ્વરની સ્કુલમાં અંગ્રેજી ત્રણ ધોરણનો અભ્યાસ કરી સંવત ૧૯૫૭ ની સાલમાં પોતાના ભાઈની સાથે વ્યાપાર ખાતામાં ભાગીદાર તરીકે જોડાયા હતા, તે વખતે તેમની વય માત્ર ૧૭ વર્ષની હતી. પણ ન્હાની વયથી જ તેમને પ્રમાણિકપણું અને નીતિ ધર્મ ઉપર એટલો બધો પ્રેમ હતો કે હજારો રૂપિઆનો ફાયદો અનીતિથી થતો હોય તેનો તેઓ ત્યાગ કરતા ને નીતિધર્મથી પોતાનો વ્યાપાર ચલાવી પ્રમાણીકપણાની ઉંચી છાપ પાડી હતી. આપણામાં એક જુની કહેવત છે કે "ધર્મે જય અને પાપે ક્ષય" ધર્મથી

હમેશાં વિજય જ થાય છે એ નિસંદેહ છે. સંવત ૧૯૭૦ ની સાલમાં હરગોવનદાસથી નાના ભાઇ હાથીભાઇ ભાગીદારીમાંથી છુટા થઇ તેઓએ સ્વતંત્ર ધંધો શરૂ કર્યો હતો. ત્યારબાદ હરગોવનદાસ અને ચુનીલાલભાઇને ત્રણ વર્ષ સુધી ભાગીદારી રહી હતી. તે પછી સંવત ૧૯૭૩ ની સાલમાં હરગોવનદાસથી છુટા થઇ પોતે સ્વતંત્ર ધંધો શરૂ કર્યો અને તેમાં પ્રભુની કૃપાથી તેમણે સારી પ્રતિષ્ઠા મેળવી હતી. મુળથી તેઓની વૃતિ વૈરાગ્યશીલ હતી એટલે કોઇ પણ વસ્તુ ઉપર તેમને મોહ કે અભિમાન પ્રભુકૃપાથી થતું નહોતું અને તેમનું મન મોટા યોગેશ્વર જેવું નિર્મળ હતું, તેના દાખલા તરીકે જ્યારે તેઓ સંવત ૧૯૭૦ ની સાલમાં ત્રણે ભાઇઓ ભેગા હતા ત્યારે પોતાના વતન વસાઇમાં સ્વામિનારાયણનું મંદીર રૂપિઆ બાવીસ હજાર ખર્ચી બંધાવ્યું હતું અને સંવત ૧૯૭૪ ની સાલમાં તેની પ્રતિષ્ઠા ધર્મધુરંધર આચાર્યશ્રી વાસુદેવપ્રસાદજી મહારાજ હસ્તક કરી હતી તે પ્રસંગેસ્વામીનારાયણ સંપ્રદાયના સત્સંગીઓ તથા પોતાના જ્ઞાતી બંધુઓ તથા સાધુ બ્રહ્મચારીને કુંકુંમ પત્રિકા લખી તેડાવી રૂપિઆ બાર હજારતું ખર્ચ કરેલું હતું એટલું જ નહિ પણ ધર્મની સાથે આધુનિક સમયની કેળવણી ઉપર પણ પોતાને સંપૂર્ણ પ્રીતી હતી. તેના દાખલા તરીકે પોતાના વતનમાં અંગ્રેજી સ્કુલ નહિ હોવાથી સંવત ૧૯૧૫-૧૬ માં પોતે રૂા. ૧૦૦૧ આવી આગેવાની કરી અંગ્રેજી સ્કુલ ઓપન કરાવી હતી. અને તેનું નામ “સી. ટી. સ્વામીનારાયણ એ. વી. સ્કુલ” રાખવામાં આવ્યું હતું. હાલ પણ તે સ્કુલ સારા પાયા ઉપર ચાલે છે તેનું માન પણ તેઓશ્રીને ઘટે છે.

મુંબઇ જેવા રજોગુણી શહેરમાં રહેવા છતાં કોઈ પણ બાબતનો કુસંગ પોતાને લાગ્યો નથી. હમેશાં નિયમ પ્રમાણે મંદીરમાં જઇ સદ્‌ગુરૂનો સમાગમ કરવો તથા પ્રભુના પદ બોલી આનંદ લેવો એ સિવાય ગ્રામ્ય વાતોમાં પોતે જરાપણ લક્ષ આપતાં નથી. તેમની ધર્મ ઉપરની શ્રદ્ધા કેવા ઉંચા પ્રકારની છે તે તેમના સમાગમમાં

આવેલા માણસો સહેજે જાણી શકશે. એકાદશીને દિવસે રાત્રે આખી રાત્રી મંદીરમાં જાગરણ કરી અખંડ પ્રભુનું ધ્યાન કરે છે. આ લોકની ખોટી મોટાઇમાં કદી પણ તેઓ લેવાતા નથી. સંવત ૧૯૭૦ ની સાલમાં અયોધ્યામાં શ્રીજી મહારાજના જન્મ સ્થાનની જગ્યામાં આરસની એક છત્રી રૂ. ૭૫૧) ના ખર્ચે કરાવી મહાન આશિર્વાદ મેળવ્યો છે. ઉદ્ધવ સંપ્રદાયના દરેક ન્હાનાં મોટાં મંદિરોમાં કેટલાંક જરમન સીલ્વરનાં વાસણો તેમણે ઠાકોરજીની સેવા અર્થે મોકલ્યાં છે ને હમેશાં ગુપ્ત દાનો તો તેમના તરફથી ચાલુ જ છે. સંવત ૧૯૮૨ ની સાલમાં વૈષ્ણવ બાળશિક્ષા તેમના જોવામાં આવતાં ઉદ્ધવ સંપ્રદાયની અભિવૃદ્ધિને અર્થે તેવું પુસ્તક હોય તો સારૂં; તેથી સંપ્રદાયની સાહિત્ય સેવામાં અભિવૃદ્ધિ કરવાને અર્થે " **सत्संग बालशिक्षा** " ના બે ભાગો બહાર પાડી સાહીત્યની પણ મહાન સેવા કરી છે. સંવત ૧૯૮૫ મુંબઇમાં સ્વામીનારાયણ સત્સંગ સમાજની સ્થાપના થઇ તેમાં તેઓશ્રીએ આગેવાન તરીકેનો ભાગ લઇ સભાસદ થએલા છે ને મંદીરની સેવા તન, મન ને ધનથી કરે છે. મુંબઈ જેવા રજોગુણી શહેરમાં ત્યાગવૃત્તિ રાખવી એ બહુ જ ગહન છે. મારા થોડા સમયના અનુભવ ઉપરથી મને એટલું તો સિદ્ધ થએલ છે કે તેઓ પૂર્વ જન્મના યોગી છે. એક વખતે તેઓ પોતાની દુકાનપર બેઠા બેઠા શ્રીજી મહારાજના ચરિત્રની વાતો કરતા હતા તે વખતે કોઇ ઘરાક આવ્યું હતું. પરન્તુ તેને બરોબર ઉત્તર આપ્યો નહોતો. તે વખતે બોટાદના તેમના એક હરીભક્ત સ્નેહીએ કહ્યું હતું કે શેઠજી " મંદીરમાં બેસો " ત્યારે તેમણે કહ્યું કે હું તો આને પણ મંદીર જ માનું છું. મારે મન આંહી પણ મંદીર જ છે. ધન્ય છે ! તેમની સમજણને. એક વખત મારે તેમની સાથે મુસાફરી કરવાનો પ્રસંગ પણ આવેલો હતો તે વખતે પોતે આખી રાત્રી બીજી વ્યવહારીક વાતો નહિ કરતાં સ્વધર્મની જ ચર્ચા કરી રહ્યા હતા તે ઉપરથી તેમનું પવિત્ર અંતઃકરણ કેવા ઉંચા પ્રકારનું છે એ વિષે મારી સંપૂર્ણ ખાત્રી થઈ છે. તેઓની વય

હાલ ૪૨ વર્ષની છે. તેમને એક પુત્ર રત્ન છે. તેનું નામ ઘનસ્યામ-લાલ છે તેમની વય ૧૩ વર્ષની છે. તે પણ બહુ જ સુશિલ ને ધર્મવૃત્તિવાળા છે. એ સિવાય તેમને બે પુત્રીઓ છે.

સદ્ગુણોનો અસાધારણ ભંડાર મેળવવાનો માર્ગ ધર્મ જ છે. પ્રભુના નિયમ પ્રમાણે ચાલવાથી આત્મબળ પ્રાપ્ત થાય છે ને તપની વૃદ્ધિ થતાં જ્ઞાન વિકાસ પામે છે, સાધનોની ખોટ કદાપી દર્શાતી નથી. પ્રભુની કૃપાનુસાર નાશવંત સુખમાં અભિવૃદ્ધિ થાય તે વખતે હર્ષવાન થતો નથી ને જાય તેનો શોક કરતો નથી. એવી રીતે આ મૃત્યુલોકમાં શુભેચ્છા રાખી જેણે પોતાનું સદ્વર્તન રાખેલું છે તે જ ખરો ભક્ત ગણાય છે. મહારા ધર્મબંધુ શ્રીમાન શેઠ ચુનીલાલ-ભાઈના મહાન સદ્ગુણો ને ઉંચ વર્તનોથી મોહીત થઈ મહારા આ લઘુ પુસ્તકમાં તેમનાં જીવનવૃત્તાંતની રૂપરેખા દાખલ કરવાથી અનેક મુમુક્ષોને મારા ધારવા પ્રમાણે ઉપયોગી થશે એ જ નમ્ર વિનંતી. તેમને મુળથી આત્મશ્લાધાનો અભાવ છે એટલું જ નહિ પણ જન સમાજમાં પોતાનું ચારિત્ર પ્રગટ કરવું તેમાં પણ પોતે અંતઃકરણથી રાજી નહોતા પરન્તુ મારા અત્યાગ્રહથી મારા મતને પોતે તાબે થયા છે તેથી હું તેમનો મહાન ઉપકાર માનું છું. વળી એક સ્થળે પોતે લખેલું છે કે "ભગવાનના ભક્તને વિષય સુખ મળે એ જ નરક છે"

કુંતાજી દુઃખ માગ કે લીનો, એહી ભક્તકી રીતીવે;
વિષય આનંદ ન લહે સ્વપ્નમેં જાહિ પ્રભુપદ પ્રીતીવે.

વળી એક સ્થળે પોતે લખે છે કે "અક્ષર ધામના જેવું સુખ આંહી છે પણ તેમાં કેટલાક દુખીઆ છે. તેમાં દેહનું દુઃખ થોડું અને મનનું દુઃખ ઝાઝું છે." વળી તેઓ પોતાની નોંધ બુકમાં એક સ્થળે લખે છે કે "જેને જ્ઞાન ન હોય તેને એમ થાય જે આપણે શું પામીશું અને મરીને કયાં જઇશું? અને જેને જ્ઞાન હોય તે તો અહો! અહો!! થયા જ કરે છે." આ ઉપરથી સિદ્ધ થાય છે કે

ઘણા કાળથી તેઓએ સદ્દગુરૂનો સમાગમ કરી પોતાનું અંતઃકરણ પવિત્ર કરેલું છે એટલે તેને ચૌદલોકના વિષય સુખ રાખનાં પડીકાં જેવાં લાગે છે. ધન્ય છે એવા શ્રીમાન શેઠીઆઓને કે આવા કળી-યુગના વખતમાં ઉત્તમ ધર્મનું આચરણ રાખી અન્યને શિક્ષા રૂપ થઈ પડયા છે. ખરેખર, તેમના સમાગમથી દરેક સજ્જનને સંપૂર્ણ સંતોષ થશે એવી મારી માન્યતા છે. પોતાની નોંધપોથીમાં સંતસમા-ગમ વિષે પોતે એક ધોળ પણ લખેલ છે તે ઉપરથી ખાત્રી થાય છે કે સંતસમાગમ તેમને બહુ જ પ્રીય છે.

## રાગ ધોળ.

સંત વિના સાચી કોણ કહે સારા સુખની વાત;<br>
દયા રહી છે જેના દીલમાં, નથી ઘટમાં ઘાત. સંત<br>
જેમ જનુની હૈયે હેત છે, સદા સુતને સાથ;<br>
અરોગી કરવા અર્ભકને, પાય કડવો કવાથ. સંત<br>
જેમ ભમરી ભરે ભારે ચટકો, પલટાવા એળયનું અંગ;<br>
તેમ સંત વચન કટુ કહે, આપવા આપણો રંગ. સંત<br>
જાણો સંત સગા છે સહુના, જીવ જરૂર જાણ;<br>
નિષ્કુળાનંદ નિર્ભય કહે, આપે પદ નિર્વાણ. સંત



# બે બોલ.

સાદી શિખામણ પુસ્તકના સાત ભાગો આપે વાંચ્યા હશે? આ આઠમો ભાગ આપની પાસે રજુ થાય છે. સાંપ્રત સમયમાં ધર્મ જ્ઞાન અને નીતિના પુસ્તકોની ખોટ નથી છતાં આ સાદી શિખામણનું પુસ્તક શા માટે તૈયાર કર્યું હશે એવો પ્રશ્ન પણ કોઈ કરે ખરા, તેને કહેવાનું એટલું જ કે અઘરી ભાષાના જ્ઞાનનાં પુસ્તકોનો લાભ સાધારણ વર્ગના લોકો ઉત્સાહથી લઇ ન શકે તેટલા માટે સારા સારા ગ્રંથોનું દોહન કરી આ નવનીત રૂપ સાદી શિખામણનાં પુસ્તકો પ્રગટ કરવામાં આવ્યાં છે. મને શરૂઆતમાં એવી આશા નહોતી કે મારાં આ સાદી શિખામણના પુસ્તકો સજ્જન લોકો માન્ય રાખશે, પણ ઘણી જ ટુંકી મુદતમાં આઠ ભાગો પડયા એજ તેની મજબુત પ્રસંશાની સાબીતી છે.

ઘણે ખરે ઠેકાણે આ પુસ્તકો દીકરીઓને કરીયાવરમાં અને પુત્રોને વારસામાં અપાએલાં છે અને દિનપ્રતિદિન લોકો તરફથી તેની માગણી ચાલુ છે, એટલે કહેવાનું એટલું જ કે કોઇ પણ ઘર આ પુસ્તક વિના ખાલી ભાગ્યે જ રહેલું હશે. સુખી સદનના શણગાર રૂપ આ સાદી શિખામણનું પુસ્તક ન્હાના બાળકોથી માંડીને વૃદ્ધ સુધીને ભારે ઉપયોગી થઇ પડયું છે ને તેનાં હજારો પ્રમાણપત્ર પણ અમોને મળેલાં છે.

ગુજરાતી ભાષામાં ધર્મ અને નીતિના આવાં સાદાં પુસ્તકોની બહુ જ આવશ્યકતા છે. ભિન્નભિન્ન જાતના ગ્રંથો વાંચવાથી જે જ્ઞાન મળે છે તે જ્ઞાન એક જ પુસ્તકથી પ્રાપ્ત થાય છે એટલું જ નહિ, પણ વળી આ પુસ્તકની ખુબી એવી રાખવામાં આવી છે કે

કે કોઇ પણ ધર્મના અનુયાયીને પ્રતિબંધ કર્ત્તો નથી. સર્વે સંપ્રદાયના માણસો પ્રેમથી આ પુસ્તકનો સત્કાર કરે છે અને હમેશાં પ્રેમથી તે વાંચે છે.

સદરહુ વિષય જ્યારે હું સાંજવર્તમાન પત્રમાં લખતો હતો તે વખતે ઘણા સજ્જનો આ લેખના ઉતારા પોતાની નોંધપોથીમાં કરતા મારા જોવામાં આવ્યા અને ઘણા ખરા માણસોએ મારા ઉપર આ વિષયનું પુસ્તક સત્વર બહાર પડવાની જીજ્ઞાસા પણ બતાવી હતી તે જીજ્ઞાસાથી દોરાઇ મેં આ સાહસ ઉપાડેલું છે, તેમાં ઘણા નામાંકિત પુરૂષો તરફથી મને યોગ્ય આશ્રય પણ મળ્યો છે, એટલું જ નહિ પણ કેટલાક ધર્મ ધુરંધર મહાશયો તરફથી આ વિષય ચાલુ રાખવાનું પણ મને ફરમાન થયું છે. સમર્થ શ્રી પ્રભુ આ ધારણા પાર પાડો એવી અંતઃકરણથી ઇચ્છા છે.

હું કાંઈ વિદ્વાન નથી પણ આતો મહાત્મા પુરૂષોનો પ્રસાદ મેં ચારે તરફથી ભેગો કરી આપને ચખાડવાનો પ્રયાસ કર્યો છે. તો સુજ્ઞજનોને સારગ્રાહી થઇ આમાંથી જે કાંઈ સારૂં લાગે તે ગ્રહણ કરવા ને નબળું લાગે તેનો ત્યાગ કરવા માન સાથે મ્હારી નમ્ર વિનંતી છે.

આ પુસ્તક બહાર પાડતાં વિશેષ દીલગીરી જેવું એ છે કે આ કાર્યને યોગ્ય આશ્રય આપનાર મે. રા. રા. શેઠ રૂસ્તમ નશરવાનજી વાચ્છાગાંધી સાંજવર્તમાન પત્રના અધિપતિ અને માલેક અચાનક સ્વર્ગવાસ પામ્યા છે. મર્હૂમે જનસમાજની બહુ જ ઉંચા પ્રકારની સેવા કરીને આ પુસ્તકને યોગ્ય મદદ આપી છે. મર્હુમના કુટુંબને જે ભારે ખોટ ગઇ છે તે ધીરજથી ખમવાની પરમાત્મા શક્તિ આપે ને મર્હૂમના આત્માને શાન્તિ આપે એવું શુદ્ધ અંતઃકરણથી શ્રી હરી પાસે હું માગું છું.

સદરહુ પુસ્તકને વખતોવખત મદદ કરવાનો ઉત્સાહ અવિ-

છીન્નપણે કાયમ રાખનાર પાટણના વકીલ સાહેબ મે. રા. રા. વિદ્યાશંકર કરૂણાશંકરભાઈનો હું જન્મભરનો આભારી છું. જો તેઓ સાહેબની મદદ મને ન મળી હોત તો એક પણ ભાગ પ્રસિદ્ધ કરવાને હું શક્તિવાન થાત જ નહિ. માટે આ :આઠ ભાગ પ્રસિદ્ધ કરવાનું મોટું માન હું તેઓ સાહેબને આપું છું.

પુસ્તકનાં પ્રુફ સુધારવાં તથા બીજી કેટલીક જાતની મદદ આપનાર મ્હારા પરમ સ્નેહી મિત્ર મે. રા. રા. ગૌરીશંકર મોતીરામ ભટ્ટ બી. એ. એલ. એલ. બી. સાહેબ તથા દરબાર રૂપસંગજી તથા રા. રા. જેશંકરભાઈનો પણ આ જગ્યોએ ઉપકાર માનું છું.

આવાં નીતિ ધર્મનાં પુસ્તકોનો વિશેષ પ્રચાર થવો જોઇએ તે માટે કોઇ આશ્રય દાતા તરફથી કાંઇપણ મદદ મળશે તો તેની કીંમતમાં ફેરફાર કરી ઓછી કીંમતે સદરહુ પુસ્તક વેચવાનું રાખવામાં આવશે. માટે કોઈ ઉદાર પુરૂષ પોતાનો હાથ લંબાવશે તો સદરહુ પુસ્તક પડી કીંમતે આપીને સાહિત્યની સેવા કરવામાં આવશે ને હવે પછીના બીજાં બહાર પડતાં પુસ્તકોમાં આશ્રયદાતાનું પવિત્ર નામ મુકવામાં આવશે.

અમોએ આ જે કાર્ય ઉપાડેલું છે તે કોઇને લાગશે કે કમાણી માટે હશે? પણ પુસ્તકમાં વપરાએલ કાગળ તથા ઉંચું પ્રીન્ટીંગ કામ કરવા જતાં ખર્ચ કેટલો પડે છે? એટલું જ નહિ પણ પુસ્તક બહાર પડયા પછી ઘણાં ખરાં પુસ્તકો તો દેવાલયોમાં તેમજ મિત્ર મંડળમાં ભેટ તરીકે આપવામાં આવે છે એટલે જુજ પુસ્તકનું વેચાણ જ પુસ્તકના ખર્ચમાં પોપણ કરતા થઇ પડે છે તેનો વિચાર સુજ્ઞ પુરૂષો કરશે એજ નમ્ર વિનંતી તા. ૧૪-૪-૧૯૩૦.

મુ. વડવા બંદર<br>પો. વાંસી<br>જી. કોલાબો.

વિ. ભવદિય,<br>**મગનલાલ શંકરભાઇ પટેલ,**<br>સાદી શિખામણના પ્રકાશક.



# સાદી શિખામણ.

## પુસ્તક ૮ મું.

### પુલછાબ ૧ લી

#### અંતે જય કોનો છે?

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धर।
तत्र श्री विजयो भूतिर ध्रुवानी तिर्मतिर्मम ॥

જ્યાં યોગેશ્વર એવા જે શ્રી કૃષ્ણ ભગવાન છે ને ધનુષના ધરતલ અર્જુન છે ત્યાંજ લક્ષ્મી છે, વિજય છે, ઐશ્વર્ય છે ને અચળ નીતિ છે. તેમ જેની કોરે સંત રહ્યા છે તેનોજ જય થશે એમ નિશ્ચે રાખી આ અસાર સંસારમાં સત્સંગ કરી લેજો ને કુસંગનો ત્યાગ કરજો. જે દિવસથી આપણે સમજણા થયા અને માબાપની ઓળખાણ પડી તે દિવસથી માબાપે નિશ્ચે કરાવ્યો જે આ તારી મા, આ તારો બાપ, આ તારો કાકો, આ તારો ભાઇ, આ તારો મામો, આ તારી બેન, આ તારી મામી, આ તારી કાકી, આ તારી માશી, આ તારી ભેંસ, આ તારી ગાય, આ તારો ઘોડો, આ તારૂં લુગડું

ને આ તારૂં ઘર ને આ તારી મેડી ને તારૂં ખેતર, આ તારાં ઘરેણાં ઇત્યાદિક જે કુસંગતિના શબ્દ તે આ જીવની બુદ્ધિમાં રહ્યા છે તે સંતના પ્રતાપે કરીને નિકળે છે. તે સિવાય કદી પણ નિકળતા નથી, કેમકે એ સદ્દગુરૂના સમાગમથી પ્રભુનો મહિમા આપણને સમજાય છે અને તેથી કરીને વિષયનું ખંડન થઇ જગત મિથ્યા છે એની સાચી સમજણ થાય છે, માટે આ જગતમાં જન્મ ધરીને સદ્દગુરૂનું સેવન કરવું કેમકે તે વિના વિજ્ઞાનની વાતો સમજાતી નથી.

## ભીખારી ભીખારીને શું આપે?

એક વખતે અકબર બાદશાહ પાસે એક ફકીર કાંઇ માગવા માટે આવેલો હતો. તે વખતે બાદશાહ નિમાઝ પડતા હતા એટલે તે ફકીર દરવાજા પાસે બેઠો. થોડીવારે બાદશાહની નિમાઝ પુરી થતાં તેણે પરવરદીગાર પાસે માગણી કરી કે, “હે અલ્લા! મને તું ધન દે, દોલત દે, સત્તા દે.” આવા શબ્દો ફકીરના કાનપર આવતાં ફકીર તુર્ત ઉભો થઈ ચાલતો થયો તે બાદશાહની દષ્ટિમાં આવતાં બાદશાહે હાંક મારી ફકીરને કહ્યું કે, “સાંઇઆવા કેમ આવ્યા હતા ને મુંગે મોંદે કેમ ચાલ્યા જાઓ છો?” ત્યારે ફકીરે કહ્યું કે કાંઇ નહિ, જહાંપનાહ! છેવટે બાદશાહના ઘણા આગ્રહથી પુછવાથી ફકીરે કહ્યું કે મારી ઝુંપડીએ ઘણા માણસો આવે છે તેને બેસવાની સરભરા કરવા હું તમારા પાસે કાંઇ ધનની માંગણી કરવા આવ્યો હતો, તેવામાં મેં પણ તમોને ખુદા પાસે ધનની માગણી કરતા જોયા એટલે જે“ સ્વતઃ ભીખારી છે તેની પાસે ભીખ માગવી એ મુનાસબ નહિ લાગતાં હું પાછો મારા મકાન ઉપર જાઉં છું. કેમકે “ભીખારી ભીખારીને શું આપે? માટે તમે જેના પાસે માગણી કરો છો તેની પાસે મારે માગણી કરવી જોઇએ. અકબર બાદશાહ આવાં ફકીરનાં વચનો સાંભળી ગુસ્સો નહિ કરતાં તેના ઉપર ઘણા જ પ્રસન્ન થયા ને તેની મુરાદ પુરી કરી.

## કલમ કાનને સુબોધ આપે છે.

એક જજ જજમેન્ટ લખતાં પોતાની કલમ કાને ચડાવી વિશ્રાંતિ લેવા બેઠા હતા તે વખતે કલમને અચાનક વાચા થઈ ને કાનને કહેવા લાગી કે તારી જ્યાં સુધી અમલદારી છે ત્યાંસુધી તારે હાથે કોઇનું ભલું નહિ થાય તો જેવી મારી ગતિ છે તેવી જ તારી ગતિ થશે, કારણકે મને શાહીના ખડીયામાં બોળવાથી જેમ મારૂં મોઢું કાળું થઈ જાય છે તેમ તારો અધિકાર છુટી ગયા પછી જો તેં ધણીનું હિત સાચવી અન્યનું ભલું નહિ કર્યું હોય તો તારૂં મોઢું પણ કાળું થશે. અધિકારમાંથી આ શબ્દ જતો રહેતાં ધિક્કારની નજરે તારા જ્ઞાતિબંધુઓ તથા પ્રજાજનો તને જોશે. માટે તારા અધિકારમાં સતકાર્ય કરી લેજે નહિતર પસ્તાવાનો સમય પેન્શન લીધા પછી આવશે.

### દોહરો.

સારૂં કરતાં વાર બહુ, નરસું તરત જ થાય;
સાકર ગંધક તેલથી, તરત કોયલો થાય.

## દુનિયામાં ડાહ્યા કોણ કહેવાય ?

### છપ્પો.

કામ વિચારી કરે, ડરે નહિ તે જન ડાહ્યો,
ગુણનો ન ધરે ગર્વ, સર્વથી હોય સવાયો;
વઢું ન વાળે વેર, ઝેરની જીભ ન રાખે,
મધુર વચનમાં મિષ્ટ, ચતુર થઇને ફળ ચાખે.
વળી કળાય નહિ તે કોઇથી, પરનો પામે પાર છે.
દુનિયામાં દલપત કહે, ડાહ્યો ડહાપણદાર છે.

## મુરખ વિષે.

### છપ્પો.

વણ પુછયાથી વેણ, ઘણાં બોલે તે ઘેલો,
બોદી ખાડો ખૂબ, પંડે પડે તે પહેલો;

ન કરવાનું કરી નિત્ય, ચિત્ત ચેતી નવ ચાલે,
પરનું પોતા તણું, ઘણું ઘેલો ઘર ઘાલે;
વળી વહેલો વળગે વાદમાં, છેલ્લો છેક છુટી પડે,
દિન દિન દીલમાં દલપત કહે, ઘાટ ઘણા ઘેલો ઘડે.

## યાદ રાખવાનાં વચનો.

નુકસાનને યાદ કરવું એ એક જાતનું અજ્ઞાન છે. વેરની લાગણીને પોષવી તે આત્મઘાત છે. ક્ષમાનો અનુભવ કરવો યા તેના આત્માનો આશ્રય લેવો એ જ્ઞાનની શરૂઆત છે, તે સુખ અને શાંતિની પણ શરૂઆત છે. નુકસાન અને ખોટના ઉપર વિચાર કરનારને માટે શાંતિ નથી. જે માણસો પોતાને અન્યાય થયો છે એમ માને છે, જેઓ પોતાના શત્રુને હેરાન કરવાના નાહક પ્રયત્નો કરે છે તેવા માણસોને માટે મનની શાંતિ નથી.

## વેર એ ઝેરી વસ્તુ છે.

વેર એ ઝેરી જંતુ છે તે આપણા મનના સત્ત્વને ખરેખર ખાઇ જાય છે અને આત્મિક જીવનમાં વિષ મેળવે છે. ક્રોધ એ મનની તંદુરસ્ત શક્તિઓને બાળી નાંખનાર માનસિક બિમારી છે અને દ્વેષ એ સદ્‌વૃત્તિ અને સમતાની તંદુરસ્ત વહેનને પીંજનાર નૈતિક બીમારી છે. આ સૌ ઉપાધિમાંથી છુટવાને મનુષ્યે ઉપાયો કરવા જોઈએ. ક્રોધ એ સર્વ દુઃખ અને આફતનું મૂળ છે. જે માણસો તેને ઉત્તેજન આપે છે, ને જેઓ તેને છોડી દેતા નથી તેઓ ઘણું સુખ ખુએ છે, અને ખરો પ્રકાશ મેળવતા નથી. ક્રૂર થવું એ દુખી થવા માટે અથવા સુખ અને પ્રકાશથી દુર થવા માટે જ છે એટલું હમેશાં યાદ રાખી ઝેરવેરની વાતો પવિત્ર અંતઃકરણમાંથી કાઢી નાંખી સરલ હૃદયથી આ સંસારી સુખ ભોગવવું તેમાં જ મનુષ્ય જીંદગીનું ખરૂં સાર્થક છે.

## પૃથુરાજા ને કળિયુગ.

પૃથુરાજાએ કળિયુગને મારી નાંખવાનો વિચાર કર્યો હતો, ત્યારે કળિયુગે કરગરીને પૃથુરાજાને વિનંતી કરી કે તમે મને મારી નાંખશો તો ભલે ! પણ મારામાં એક શક્તિ છે તે આપે જાણવી જોઈએ! પછી ભલે તમે મને નિરૂપયોગી ધારી મારી નાંખો. ત્યારે પૃથુરાજાએ કહ્યું કે હે કળિયુગ ! તારામાં શું શક્તિ છે ? ત્યારે કળિયુગે અતિ દીનવાણીથી કહ્યું કે એક રાઇનો દાણો બળદના શીંગપર ઠરે ત્યાં સુધી કોઇ પણ પ્રાણી પ્રભુનું નામસ્મરણ કરે તેને હું તારી લઉં છું. બીજા યુગમાં આવી રીતે નામ સ્મરણથી પ્રાણીઓને મુક્તિ મળતી નથી. આ સાંભળી પૃથુરાજાએ કળિયુગને ઘણો ઉપયોગી ધારી છોડી મુક્યો.

## વાઘરણ પટરાણી ન થાય ?

એક રાજાએ વાઘરણને પટરાણી બનાવી દીધી પણ તે વાઘરણ રાજસુખ જોઇને દુબળી પડી ગઇ. તેને રાજ્ય મહેલમાં જરા પણ ચેન પડે નહિ અને દિવસે દિવસે શરીરમાં અશક્ત થવા લાગી. રાજાએ એક વૈદ્યને તેના રોગનું કારણ પૂછ્યું. વૈદ્યે નાડ જોઈ તપાસ કરી પણ કોઇ જાતનો રોગ તેના ધારવામાં આવ્યો નહિ. પછી તેણે પરીક્ષા કરી કહ્યું કે આને તો ભીખવાનો જાતિ સ્વભાવ છે માટે એક ઓરડીમાં દશ બાર ગોખલામાં રોટલાના ટુકડા મુકવા ને દાતણની ઝોળી ખીલીએ ટાંગી મુકવી ને સૌએ બહાર નીકળી જવું ને તેને એકલી રહેવા દેવી. તે પ્રમાણે કરતાં તે બાઇ એ દાતણની ઝોળી ખભે ટાંગીને ગોખલે જઇ દાતણ મુકીને લ્યો મહાલક્ષ્મી દાતણ ! એમ કહી રોટલાનો કટકો ઉપાડી લે ને દાતણ મુકે, ને રોટલાના કટકા લઇને ખાય. પંદર દિવસમાં રાણી રોગરહીત થઇ. જીવને એ જાતનો એક મહા રોગ છે. આ મનુષ્ય દેહ સુખરૂપ છે પણ કેટ-લાકને ભીખવાનો સ્વભાવ પડી જાય છે. તેજ પ્રમાણે ઇંદ્રિયો મારફત

સ્પર્શ, રૂપ, રસ, ને ગંધની ભીખ માગે છે. જે જીવ પંચવિષયમાં એ રીતે મંડયા છે તેને પ્રભુના મહાન સુખની રાજાની રાણીની પેઠે મનુષ્ય દેહ મળ્યા છતાં ખબર નથી. ને સદા પંચવિષયે જ સુખી રહે છે કેમકે તેમને આત્મસુખની ખબર નથી.

## શયતાન સટ્ટા વિષે.

ઇજ્જતને ડાઘ દેનારો, જુઓ સહેતાન સટ્ટો છે;
અંતરનું લોહી પીનારો, જુઓ સહેતાન સટ્ટો છે;
બગાડે શાન ને શુદ્ધિ, બગાડે તે બધી બુદ્ધિ;
રહે નહીં વહેવારની શુદ્ધિ, જુઓ સહેતાન સટ્ટો છે.
પડે નહિ ચેન ખાવામાં, પડે નહિ ચેન પીવામાં;
પડે નહિ ચેન સુવામાં, જુઓ સહેતાન સટ્ટો છે.
હરાયા ઢોરની સ્થિતિ, સટોરીઆની જુઓ થાતી;
શરીર સ્થિતિજ લથડાતી, જુઓ સહેતાન સટ્ટો છે.
ગુમાવ્યાં ગાંઠનાં નાણાં, રહ્યાં નહિ ઠામ ઠેકાણાં;
છતાં ન સટ્ટા મુકાણા, જુઓ સહેતાન સટ્ટો છે.
ભિખારી ઘર તણી નારી, બનાવી નાથે ભીખારી;
કરી સ્થિતિજ લાચારી, જુઓ સહેતાન સટ્ટો છે.
હતી જે ઘેર સાહીબીઓ, હતી જે ઘેર નોબતો;
ગુમાવી સાહેબી નોબત, જુઓ સહેતાન સટ્ટો છે.
પડયા પાસા કદી પોબાર, મળી ગયા ભાગ્યે લાખ બેચાર;
છતાં સંતોષ નવ શીખ્યો, જુઓ સહેતાન સટ્ટો છે.
સંતોષથી ન જમે પુરૂં, રહે છે ચિત્ત ત્યાં શુરૂં;
કયા દાવે ખાધ હું પુરૂં, જુઓ સહેતાન સટ્ટો છે.
સમજજો શાણા વેપારી, સટ્ટાથી થાશો ભીખારી;
વેચાશે મીલકત ને નારી, જુઓ સહેતાન સટ્ટો છે.
કરો મહેનત તમે સાચી, મુકો સટ્ટા પ્રભુ યાચી;

સદા સુખમાં રહો રાચી, જુઓ સહેતાન સટ્ટો છે.
હજારો શેઠ શાહુકારો, સટ્ટાએ કીધા નાદારો;
ઘણાએ પીધો ઝેરનો પ્યાલો, જુઓ સહેતાન સટ્ટો છે.
બળી એ સટ્ટાની કમાણી, સમજજો દીન ચાર ચાંદરણી;
છેવટે છેજ ધુળ ધાણી, જુઓ સહેતાન સટ્ટો છે.
પ્રતિજ્ઞા દીલથી કરશો, સઉ સટ્ટો હવે તજશો;
કહે ભોગી સુખી થાશો, જુઓ સહેતાન સટ્ટો છે.




## પ્રભુ બહુજ દયાળુ છે, તે સર્વેને આપે છે.

### સવૈયા.

જબ દાંત ન થે તબ દૂધ દીઓ, અબ દાંત દીએ કહા અન ન દેહે;
જલમે થલમે પશુ પક્ષીમે, શુદ્ધ લેત સો તેરીભી લેહે.
કાહેકો સોચ કરે મન મુરખ, સોચ કરે કુચ હાથ ન એહે.
જાનકો દેત અજાનકો દેત, જહાંનકો દેત સો તોકોભી દેહે.

## કોણ ભુલ્યો.

### છપ્પો.

ભુલ્યો તે નર ભાઇ, સદાચરણે જે ચુકયો;
ભુલ્યો તે નર ભાઇ, સમયને વાંસે મુકયો.
ભુલ્યો તે નર ભાઇ, નીતિની રીતી ન જાણી;
ભુલ્યો તે નર ભાઇ, પ્રીતી શુભ નહીં પ્રમાણી.
વળી ભુલ્યો તે ભવસાગરે, ભોગ વિષે ભટક્યા કર્યો;
કેશવ હરીવરના ભજનથી, વિનય વિના વટ ક્યા કર્યો.

### દોહરો.

કેશવ હંસ બની અને, કરે કાગનું કામ;
એ ઉધા આચારથી, કેમ રીઝશે રામ.

### લોભીનું ધન લુચ્ચા ખાય.

એક ગામમાં એક લુચ્ચો માણસ એક પઢાવેલો પોપટ લઇ આવ્યો હતો. તે પોપટને તે લુચ્ચો માણસ બોલાવતો એટલે હમેશના અભ્યાસથી "બેશક" "બેશક" બોલતો. એક વખતે એ લુચ્ચા માણસે જાહેર રસ્તા પર એક ખાડો ખોદી પોતાના અમુક પૈસા દાટી રસ્તા ઉપર ઘણા માણસો ભેગા કરી પોતાના પોપટને કહેવા લાગ્યો કે, બચ્ચા! પોપટજી! આ જગ્યાએ ધન નીકળશે કે? બેશક! બેશક! એવા શબ્દ નીકળતાં પેલા લુચ્ચા માણસે માણસના દેખતાં ખાડો ખોદી પોતાનું જ દાટેલું ધન કાઢી રાજી થવા લાગ્યો. આ વખતે ત્યાં એક શ્રીમાન લોભીઓ માણસ ઉભો હતો તેની નજરમાં પેલા લુચ્ચા માણસનો પોપટ લેવાની ઇચ્છા થઇ. તેથી તેને રૂપિયા બે હજાર રોકડા આપી પોપટ ખરીદો ને પોતાને ઘેર જઇ બોલાવવા લાગ્યો બચ્ચા! પોપટજી! આ જગ્યાએ ધન નીકળશે કે? બેશક! બેશક! એવા શબ્દ પોપટ બોલતાં લોભીઆએ પોતાનું મકાન ખોદી નાંખ્યું પણ તેમાંથી પાણી સિવાય બીજું કાંઈ નીકળ્યું નહિ. પછી બીજી વખત બોલાવતાં પણ તે જ પ્રમાણે પોપટજી બોલ્યા ને બીજી જમીન પણ ખોદતાં તેમાંથી પણ પાણી જ નીકળ્યા. છેવટે લોભીયો પોપટ લઈ પસ્તાયો ને પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે "આ તો અક્કલ વેચીને ચણા ખાધા." એ માંહેલું થયું.

### માબાપની સેવા.

ચીનના એક ગરીબ છોકરાની માબાપની સેવા કરવાની ઉત્તમ રીત હતી. તેનાં માબાપ આંધળાં હતાં. એક વખત કોઇ ડાકટરે તેને કહ્યું કે હરણનું દૂધ હોય તો તારાં માબાપ દેખતાં થાય પણ હરણનું દૂધ તો બહુ મોંઘું મળે, ગરીબ છોકરો એ કયાંથી કાઢે? માતા–

પિતા તરફનો તેનો પ્રેમ એટલો બધો હતો કે તેણે માબાપને સાજા કરવાને ગમે તે રીતે હરણનું દૂધ લાવવાનો નિશ્ચય કર્યો. મધરાત થઇ એટલે તે યુવાન છોકરો છાનોમાનો તીરકમાન લઇ ઘરમાંથી બહાર નીકળ્યો અને જંગલમાં જઇ તેણે એક હરણને માર્યું. પછી તે હરણનું ચામડું ઉતારી લઇ પોતે તે ચામડું ઓઢી લીધું અને હરણ જેવો બની જઇને હરણના ટોળામાં ભળી ગયો. અંતે મહા મહેનતે તેણે હરણનું દુધ મેળવ્યું. દુધ લઈને તે ઘેર આવ્યો ત્યારે તે લગભગ અધમુવો થઇ ગયો હતો કેમકે જ્યારે તે હરણનું ચામડું ઓઢીને હરણના ટોળામાં ફરતો હતો ત્યારે બીજા શીકારીઓએ તેને હરણ સમજીને તીર મારેલાં પણ માબાપની સેવા કરવાની તેની વૃત્તિ એટલી બધી તીવ્ર હતી કે તીરની વેદના ખમીને પણ તે હરણનું દુધ મેળવે જ રહ્યો ! ધન્ય છે તેની સેવાવૃત્તિને. આવાં બાળકો માબાપને બહુ પ્રિય હોય છે.

## પ્રમાણિકપણું.

ગરીબ માણસે પોતાના એક વેપારીને ત્યાં પોતાના છોકરાને નોકર તરીકે રાખ્યો હતો. તે વેપારીનો ધંધો કાપડનો હતો. એક વખતે કોઇ બાઇ તેને ત્યાં કાપડ લેવા આવી હતી. પેલા છોકરાએ કાપડની ઘડી કરતાં કાપડમાં કાણાં દેખાણાં તેથી તે બાઇને કહ્યું કે જરા સબુર કરો કે તમારૂં કાપડ બદલી આપું એમ કહી કાપડ બદલી આપ્યું. આ રીત તેના શેઠને પસંદ પડી નહિ ને તેના બાપને ચાઠી લખી કે તમારા છોકરાને મારી દુકાનેથી લઇ જાઓ. છોકરાનો ગરીબ બાપ દુકાને આવી કારણ પુછવા લાગ્યો, ત્યારે શેઠે કહ્યું કે, નુકશાનીવાળો માલ ઘરાકને કહી દીધો એટલો જ ગુન્હો છે. બાકી તેમની ચાલચલગત સારી છે પણ તેમાં વ્યવહારીક જ્ઞાન નથી એટલે મારી દુકાને ચાલે નહિ. બાપ તેના મહાન ગુણોથી વાકેફ-ગાર હતો તેથી ખુશી થઈ કહેવા લાગ્યો કે શેઠજી ! હું પણ મારા દીકરાને તમારી દુકાને રાખવા ચાહતો જ નથી. એમ કહી પોતાના

દીકરાને લઇ ચાલતો થયો. જ્યાં પ્રમાણીકપણાની કીંમત નથી ત્યાં નોકરી કરવાથી ઉત્તમ સાર નીકળે નહિ એ નિર્વિવાદ છે.

## પૂર્વેના રાજાઓનો વૈરાગ્ય.

### પૂર્વ છાયો.

આગે મોટા મહીપતી, જેનાં અતી કોમળ તન;
પ્રભુ ભજવા કારણે, ચાલી નીકળ્યા તજી ભુવન.
સ્વાયંભું મન એ છોડયું, સર્વ પૃથ્વીનું રાજ;
ભજ્યા ભાવે ભગવાનને, કરી લીધું પોતાનું કાજ.
ચિત્રકેતુએ ચોંપશું, ચટકી લગાડી ચિત;
ક્રોડ સ્ત્રી ત્યાગીને, કરી પ્રભુ સંઘાતે પ્રીત.
ભરતજીએ ભગવાન ભજ્યા, આણી ઉરે વૈરાગ્ય;
હેતે કરીને રાજી કરવા, કર્યો સર્વેનો ત્યાગ.
ગોપીચંદના દેહને, દેખીને તેની માત;
આનું પણ તન પડશે, એમ કહી કરે કલ્પાંત.
ત્યારે ગોપીચંદે પૂછ્યું, નિજ માતને સન્મુખ;
કેમ રૂઓ છો જનની, શું છે તમારે દુઃખ.
ત્યારે તે તેની માતાએ, કહ્યું સર્વે વૃત્તાંત;
તુર્ત ગોપીચંદ ચાલીયા, ભજી લીધા શ્રી ભગવાન.
વળી બાજંદે બહુ કરી, દેખી ઉંટનું તે તન;
વૈરાગ્ય વ્યાપ્યો મનને, ભજી લીધા ભગવંત.
એ આદિક મોટા મોટા, બીજા ઘણાક જન;
ભજ્યા શ્રી ભગવાનને, તજી પોતાનાં ભુવન.
શુકનને જડ ભરત જેવા, ભગવાન ભજવા કાજ,
તજ્યાં સુખ સંસારનાં, રીઝવવાને મહારાજ.
દુઃખ દરિયો સંસાર જાણી, અતિ અધર્મનું મૂળ;
જે પ્રભુ ભજે નહિ, તેને થાય સો સો શુળ.
માટે દુઃખરૂપ જાણજો, સગાં કુટુંબને નિજ દેહ;
પ્રીત કરો પરિગ્રહ શું, હૈયે આણી અધિક સ્નેહ.

## જમાનાની તાસીર.

ચાહે જમણ તજાવીયાં, આભુષણ ઘડીઆળ;
ટોપી તજાવી પાઘડી, ત્રીકમ ત્રણે ટાળ.
છત્રી સર્વ હથીઆરમાં, ખેસ કર્યો રૂમાલ;
જાકીટ બખ્તર જગતમાં, ત્રીકમ ત્રણે ટાળ.

## પોથીમાંનાં રીંગણાં.

એક ગામમાં એક કથાકાર વ્યાસજી શ્રાવણ માસમાં માણ લઇ કથા કરતા હતા. ઘણા શ્રોતાઓ કથા સાંભળવાને આવ્યા હતા તેમાં વ્યાસજીની પણ પત્ની આવેલ હતાં. કથાકારે વેંગણના દોષ વિષે વ્યાખ્યાન શરૂ કર્યું.

પરોપકારી મહર્ષીઓની,
શાસ્ત્ર કથા હીતકારી;
ભક્ષ્યા ભક્ષ્યની આજ કથા કહું,
સાંભળજો નરનારી. હાહા—હાહા.
રીંગણામાં દોષ ઘણા છે,
બુદ્ધિ ભ્રષ્ટ કરે છે;
માટે તેનું શાક ન ખાવું,
શાસ્ત્રો એમ કહે છે. હાહા—હાહા.

આ પ્રમાણે ગાઇ માણ વગાડી લાંબા લાંબા હાથ કરી વ્યાસજી રીંગણના વિષય ઉપર દાખલા દલીલો સાથે શાસ્ત્રની વાતો કરી ઉપદેશ આપતા હતા. કથા પુરી થયા પછી સૌ ઘેર ગયા. સવારે કથાકારનાં પત્ની કથાકારને કહેવા લાગ્યાં. "સ્વામીનાથ! આજે શાનું શાક બનાવવું છે!" કથાકારે જવાબ આપ્યો "રીંગણાનું શાક બનાવો." આ સાંભળી ભલી બાઇએ ગંભીરતાપૂર્વક કહ્યું "સ્વામીનાથ રાત્રે તો તમે કથામાં કહેતા હતા કે રીંગણાં ખાવામાં પાપ છે, તેથી બુદ્ધિ બગડે છે, માટે તે ખાવાં જોઇએ નહિ, અને અત્યારે તમે કહો છો કે રીંગણાનું શાક બનાવો. એ સાંભળી મને ઘણી નવાઇ લાગે છે."

કથાકારે મોં હાવકું રાખી કહ્યું "તમને સ્ત્રી જાતીને સમજ ન પડે, ગઇ કાલે રાત્રે જે રીંગણાંની વાત કરી તે તો પોથીમાંનાં રીંગણાં, બજારમાં મળે છે તે નહિ." બાઇએ જરા કટાક્ષમાં જવાબ આપ્યો "સ્વામીનાથ હવે મને સમજાયું કે પોથીમાંનાં રીંગણાંની ને બજારના રીંગણાની જાત જુદી હશે." આમ કહી સ્વામીનું હૃદય સમજી ચાલતી થઇ.

## નારદ અને શ્રીરામ.

રાવણનો વધ કરી રામચંદ્રજી જ્યારે અયોધ્યામાં પધાર્યા તે વખતે નારદજી તેમનાં દર્શન માટે ગયા હતા. ત્યાં ઘણા પ્રકારની તેમની સ્તુતિ કરવાથી ભગવાન રામચંદ્રજી નારદજી ઉપર બહુ જ પ્રસન્ન થયા ને તેને વર માગવાનું કહેતાં નારદજીએ વર માગ્યો હતો કે " તમારી માયામાં મને કદી પણ મોહ ન થાય " એવું વચન આપો. ભગવાન રામચંદ્ર નારદ ઉપર પ્રસન્ન થઇ બીજો વર માગવાનું કહેતાં તેમણે તેમના પાદસેવનની ભક્તિ માગી હતી. જે નિષ્કામ ભક્તિ કરવા સંત મહાત્મા છે તેને આ લોકના ધન વૈભવ સાથે સદાને માટે વેર હોય છે તે હમેશાં પ્રભુ પાસે તેમની અનન્ય ભક્તિ જ માગી રહ્યા છે, એવા સંત મહાત્માને ખરેખર ધન્ય છે તેમને ચૌદલોકનાં વિષયસુખ રાખનાં પડીકાં જેવાં લાગે છે.

## કલ્યાણને માટે મુખ્ય ત્રણ અંગની આવશ્યકતા છે.

(૧) આત્મનિષ્ઠા—શુકજીની પેઠે આત્મારૂપ થઇને પરમેશ્વરનું ભજન કરવું.

(૨) પતિવ્રતાપણું—ગોપીઓના ભાવે પતિ ભાવે ભગવાનનું ભજન કરવું.

(૩) દાસપણું—હનુમાન ને ઉદ્ધવની પેઠે દાસભાવે ભગવાનનું ભજન કરવું.

## કવિ ફીરદોશી.

ઇરાનના આ નામચીન કવિનો જન્મ તુરાનના એક ગામડામાં હીજરી ૩૨૩–૨૪ (૯૩૫–૩૬) માં થયો હતો. આ ગામ એક નદીના કીનારે હતું. નાનો ફીરદોશી નદી કીનારે ફરતો રમતો હોય તે વેળા નદી ઉતરી ભાર ભરેલાં ગાડાં આવતાં જુએ, નદીની રેતમાં આંતરડાં તુટી જાય એટલું બળ કરી બળદો ભાર ખેંચે. આ દેખાવ જોઇ દયાળુ ફીરદોશીનું હૈયું વીંધાય ! શું કરૂં તો આ દુખી જીવોનું દુઃખ ઓછું થાય, એ વિચાર એના દિલને વલોવ્યા કરે, તે રોજ સૂર્ય ઉદય થાય કે નદીપર જાય ને વિચાર કરે કે આ નદીપર એક પુલ હોય તો પીડા મટે ! નાનો ફીરદોશી લાકડાં વીણી લાવે ને પોતે બાળકલ્પનાથી ગોઠવે અને પુલ જેવું કાંઇક કરે પણ નદીનું પાણી એ બધું તાણી જાય. વળી ફીરદોશી ફરી એથી વધારે પ્રયત્નથી લાકડાં એકઠાં કરી ગોઠવે તે પણ નદી ખેંચી જાય. બાળરાજાથી આ પુલ તો ન બંધાયો પણ મનમાંથી તે ધગશ ગઇ નહિ. ભગવાન પૈસા આપે તો તે બધા ખર્ચી નાંખી આ દુઃખી માણસોનું દુઃખ ટાળું એ ઝંખના તેમને હંમેશને માટે રહ્યા કરતી હતી.

## હાતીમતાઇ.

અરબસ્તાનમાં હાતીમતાઇ બહુ જ સખી ગૃહસ્થ ગણાતો. તેની પ્રખ્યાતી એટલી બધી વધી ગઇ કે આસપાસના રાજાઓ તેની કીર્તિની અદેખાઇ કરવા લાગ્યા. તેમણે હાતીમની કસોટી કરવા એક દાવપેચ કર્યો. એક માણસને તેઓએ હાતીમ પાસે મોકલ્યો, અને એવો પેગામ કહેરાવ્યો કે ઉંચામાં ઉંચી જાતના, ગુલાબી વાળવાળા, કાળી આંખવાળા અને ઉંચી ખુંધવાળા ઉંટ મોકલશો. હવે આવાં ઉંટ જવલ્લેજ મળે છે ને જો મળે તો તેની કીંમત બહુ જ પડે છે. હાતીમે તે માણસની આગતાસ્વાગતા કરી ત્યારબાદ ઢંઢેરો પીટાવ્યો કે "જે માણસો પાસે ગુલાબી વાળવાળાં, કાળી

આંખવાળાં અને ઉંચી ખુંધવાળાં ઉંટ હોય તેઓએ મારી કને તે લાવવા. તેમને તેમની પુરતી કીંમત બે માસમાં આપી દેવામાં આવશે." આ ઢંઢેરો સાંભળી જેમની પાસે એ ઉંટ હતાં એવા સો માણસો પોતાનાં ઉંટ લાવ્યા. તે બધા હાતીમે ખરીદી લીધા અને પેલા એલચીને સોંપ્યા. એ એલચી ઉંટ પોતાના સુલતાન પાસે લઇ ગયો, જ્યારે તેને અને તેના મળતીયાઓને એ વિષે ખબર થઇ ત્યારે તેઓ તાજુબ થયા અને હૃદયમાં હાતીમની પ્રસંશા કરવા લાગ્યા. તેઓએ દરેક ઉંટ પર પુષ્કળ દોલત મુકી અને હાતીમને વધુ કસી જોવાને ઉંટો પોતાના માણસ સાથે પાછાં રવાના કર્યાં, હાતીમે જ્યારે દોલતથી લદાયેલાં ઉંટો જોયાં ત્યારે ફરી ઢંઢેરો પીટાવ્યો કે "જેઓએ ઉંટ મને આપ્યા તેઓએ હાજર થવું." જ્યારે માલેકો હાજર થયા ત્યારે હાતીમે કહ્યું કે "તમારે તમારૂં ઉંટ તે ઉપર જે કંઈ હોય તે સાથે લઇ તમારે ઘેર જવું." જ્યારે પેલા રાજાએ સાંભળ્યું કે હાતીમે તો બધી લાધેલી દોલત સહીત ઉંટો પાછાં આપી દીધાં ત્યારે તેઓ તેની ઉદારતાની જબરી કદર કરી શક્યા ને બોલ્યાં કે ખરેખર હાતીમ તો એવી ઉદારતા બતાવે છે કે જે માણસ જાતમાં ભાગ્યે જ જોવામાં આવે છે.

## વિવર્ણ.

ઉપકાર તણો નહિ ખ્યાલ કરે,<br>
અપકાર મહી રત નિત્ય રહે;<br>
વળી અર્થ વિહીન અસત્ય વદે,<br>
જન નીચ તણું ગુરૂ લક્ષણ એ—૧<br>
નિજ પત્ની તજી પર પત્ની ગ્રહે,<br>
શુભ કાર્ય મહીં કંઇ વિઘ્ન કરે;<br>
વળી કેળવણીથી રહિત દિસે,<br>
જન નીચ તણું ગુરૂ લક્ષણ એ—૨

કરમાં ગ્રહીને છુરિકા નર જે,
પ્રિય મિત્ર તણું હ્રદ ચીરી દીયે;
વળી ક્લેશ કુસંપ કરાવી હસે,
જન નીચ તણું ગુરૂ લક્ષણ એ—૩
ન ગમે અણુ શાન્તિ અશાન્તિ ચહે,
કદી શાન્તિ નિહાળી અશાન્તિ કરે;
અપશબ્દ પળેપળ નિત્ય લવે,
જન નીચ તણું ગુરૂ લક્ષણ એ—૪
વ્યભિચાર કરે ગણિકા ગ્રહ જે,
ગૃહણી તણું તાડન તીવ્ર કરે;
વળી અનૃત અશ્રુ વહાવી શકે,
જન નીચ તણું ગુરૂ લક્ષણ એ.—૫
પ્રભુ-ભક્તિ વિમુખ હમેશ રહે,
ઠગ ભક્ત તણો બહુ ડોળ કરે;
દિન રાત કુકર્મ મહી સબળો,
જન નીચ તણું ગુરૂ લક્ષણ એ.—૬




## નીરાશામાંજ શાન્તી રહેલી છે.

એક વહાણુ ગંગા નદીમાં જતું હતું. તેના સઢ ઉપર એક પક્ષી આવીને બેઠું હતું. જ્યારે તે વહાણુ ગંગા નદીના મુખમાંથી નીકળી મહા સમુદ્રમાં આવ્યું ત્યારે તે પક્ષીને જમીન દેખાતી બંધ થઇ ને સઘળે જળજ દેખાવા લાગ્યું, એટલે તે મનમાં મુંઝાઇને જમીન કયાં હશે ? તેની શોધ કરવા વહાણુ ઉપરથી ઉડવા લાગ્યું. તે ઉત્તર દિશામાં

ગયું પણ ત્યાં પણ કાંઈ જમીન નજરે ન પડી એટલે થાકીને પાછું વહાણના શઢ ઉપર બેઠું. થોડી વાર વિશ્રાંતિ લઇ પુનઃ દક્ષિણ દીશામાં જમીનની શોધ કરવા ઉડયું પણ ત્યાં પણ જમીન નજરે નહિ પડી તેથી થાકીને પાછું વહાણ ઉપર આવીને બેઠું. એવી રીતે ચારે દિશાએ પુરો પુરૂષાર્થ કર્યા છતાં જમીન ન દેખાતાં થાકીને વહાણના શઢ ઉપર શાન્તિ રાખીને બેઠું ને તે પછી તે ઉડયું જ નહિ. એવી રીતે આશા એ ઉદ્યોગની જનની છે. આશા ગઇ એટલે ઉદ્યોગ પણ બંધ થાય છે. આ સંસારમાં મનુષ્યો નશ્વર સુખની શોધ માટે ઘણો જ પુરૂષાર્થ તથા દેશાટન કરે છે. પણ તેમાં નહિ ફાવવાથી શાન્તિ રાખી ઘેર બેસે છે. આ જગતમાં કામીની અને કાંચન, ઐશ્વર્ય, માન, કીર્તિ, માટે લોકો કેટલી બધી ખટપટ ને મહેનત કરે છે, તેટલી મહેનત જો આત્મ કલ્યાણને માટે કરતા હોય તો અવિનાશી સુખ સત્વર તેને પ્રાપ્ત થાય છે ને જન્મ મરણનો ફેરો સત્વર ટળી જાય છે પણ જગતની જંજાળ જોઇ તેવું થતું નથી.

## એક લંગોટી માટે નકામી ઉપાધી.

એક સાધુ એક જંગલમાં રહેતા હતા, તે હંમેશાં સ્નાન કરી પોતાની લંગોટી ધોઇને ઝાડ ઉપર સુકવી ગામમાં ભિક્ષા માગવા જતા હતા. ભીક્ષા લઇને પોતાના આશ્રમે આવતા ત્યારે ઉંદરોના ઉપદ્રવે તેની લંગોટી ઉંદરો કાતરી નાંખતા એથી તે સાધુ ગામના લોકો પાસે હંમેશાં નવી લંગોટીની માંગણી કરવા લાગ્યા. તેથી ગામના લોકો તેને કહેવા લાગ્યા કે મહારાજ ! દરરોજ તમોને લંગોટી કોણ આપે ? ત્યારે સાધુએ પોતાનું સંકટ કહ્યું કે મારા આશ્રમમાં હંમેશાં ઉંદરો મારી લંગોટી કાતરી નાંખે છે. તેથી લોકોએ કહ્યું કે એક બીલાડું રાખો એટલે ઉંદરોનો ત્રાસ મટી જશે. જેથી આ સાધુએ ગામમાંથી બીલાડીના બે બચ્ચાં મેળવી પોતાના

આશ્રમમાં રાખ્યાં. તેથી ઉંદરોનો ત્રાસ ઓછો થયો પણ આઠ દિવસમાં તે બે બચ્ચાં દૂધ વિના મરવા લાગ્યાં એટલે ગામમાં હમેશાં દૂધ માગવાનું સાધુજીએ શરૂ કર્યું. તે વખતે ગામના સારા આબરૂદાર માણસોએ તે સાધુને કહ્યું કે મહારાજ! આવી રીતે આપને હમેશાં દૂધ કોણ આપે? આપ એક ગાય રાખો તો સારૂં! સાધુએ તુર્ત એક શ્રીમાન પાસે ગાયની માંગણી કરતાં તે શ્રીમાને સાધુને તુર્ત એક સારી ગાય આપી. તે ગાયને સાધુ આશ્રમમાં લઇ ગયા પણ તેના ઘાસ માટે ઉપાધી આવી પડી. તેથી સાધુએ ખેડુતો પાસે ઘાસની માગણી શરૂ કરી ને આખો દિવસ તે બિચારા સાધુ ખેડુત પાસેથી ભેગું કરેલું ઘાસ માથે ઉપાડી આશ્રમમાં લાવે. આથી કરીને તે ભગવાનનું ભજન કરવાનું પણ તદ્દન ભુલી ગયા ને ઉપાધીમાં દિવસ વ્યતિત કરવા લાગ્યા. એટલામાં ચોમાસાના દિવસો આવ્યા એટલે ચારો કોઇ આપે નહિ, તેથી ખેડુતે સાધુને કહ્યું કે આ પડતર જમીન તમારા આશ્રમ પાસે પડી છે તેમાં વાવેતર કરો તો ઘાસ અને અનાજ માટે તમોને સગવડ થાય ને ચોમાસાના દિવસોમાં તમારે ગામમાં જવાનું પણ બંધ થાય. તે શિખામણ આ સાધુએ માની ખેડ કરવા લાગ્યા ને બે ત્રણ માણસો રાખી જમીન વવરાવી. એટલામાં તેના ગુરૂ અચાનક ત્યાં આવી ચડયા. પોતાના શિષ્યની આ ખટપટ જોઇ પોતે આશ્ચર્ય પામ્યા અને શિષ્યને કહેવા લાગ્યા કે, આ શું થાય છે? ત્યારે શિષ્ય હાથ જોડી કહેવા લાગ્યો કે મહારાજ આ બધી ઉપાધી એક લંગોટી માટે થાય છે. ગુરૂએ તર્ત પોતાના શિષ્યને સુબોધ આપીને એ જગ્યાએથી તેને લઇને પોતાના આશ્રમે લઇ જઈ તેની ખોટી ઉપાધી છોડાવી. આવી રીતે સાધુ થયા પછી નકામી ઉપાધી કરવાથી ફળને બદલે વિના કારણે હાની થાય છે. આધુનિક સમયમાં આપણા સાધુઓ સંસાર છોડી આશ્રમો બાંધી નકામી ઉપાધી કરી પોતાનો અમુલ્ય અવસર વિના કારણે ખોટી ખટપટમાં ગુમાવે છે એ વાસ્તવિક નથી.

સંસાર છોડયા પછી સંસારી ઉપાધી વૈરાગ્યમાં વિઘ્નરૂપ થાય છે એ નિઃસંદેહ છે.

## હાથી અને કુતરાં.

સૂર્યોદયના વખતે એક હાથી એક ગામથી બીજે ગામ જતો હતો તેને દેખીને તે ગામનાં કુતરાં ભેગાં થયાં અને હાથીને વાંસે દોડી ભસવા લાગ્યાં. આ જોઇ હાથીના માવતને ગમત પડી, કે જુઓને આ કુતરાં હાથીને જોઈ કેવાં ભસે છે. જેવો હાથી દુર ગયો કે કુતરાં ભસતાં બંધ થયાં. આ કુતરાના ભસવાથી ગજરાજને જરાપણ ક્રોધ ચડયો નહિ એટલુંજ નહિ પણ તે કુતરાના ભસવા સામું લેશ માત્ર વાંકી દૃષ્ટિથી તેણે જોયું પણ નહિ. આવી રીતે ઘણી વખત મહા પુરૂષોની શઠ લોકો નિંદા કરે છે પણ તેથી કરીને મહાપુરૂષો તેવા અજ્ઞાન પર ક્રોધ કરવાને બદલે દયાનો વરસાદ વરસાવે છે.. એ મહાપુરૂષોની ખરેખર મહાન વિભુતી છે.

## ડરવું શા માટે.

મરવું ધર્મ શરીરી સઉનો,
એમાં તે શું કરવું;
પટકુળ બદલી પીયુને મળવું,
બા બા એમાં તે શું ડરવું. —૧
પીર પેગમ્બર અવતારીને,
પડે શરીર બદલવું;
એવું મરવું સંતોનું ભાઇ,
મહાજળે જળ મળવું;
બા બા એમાં તે શું ડરવું. —૨
ધણીની થાપણ ધણીને સોંપી,
મટી ગયું સાચવવું:

આત્મારામ નફકરા થઇને,
વાયુ લહેરત ફરવું;
બા બા એમાં તે શું કરવું. —૩
જીવતાને ભય મરવાનો ભાઈ,
પળ પળ નામ સ્મરવું;
સાગર મુવો ગુરૂને હાથે,
ફરી ફરી નથી મરવું;
બા બા એમાં તે શું કરવું. —૪

## સ્ત્રીનો પ્રેમ.

એક માણસ ગુરૂકૃપાને લીધે સાધુ થયો હતો પણ સાધુ થયા પછી તેને પોતાની સ્ત્રીનો સ્નેહ હમેશાં સાંભરતો હતો. તેથી તેણે પોતાના ગુરૂને કહ્યુ કે મહારાજ! આપના વચનથી મેં સંસારનો ત્યાગ તો કર્યો છે પણ મારી સ્ત્રીનું શું થશે? કેમકે તેનો પ્રેમ મારા ઉપર અનહદ છે, મારો જીવ પણ તેની ઉપર લાગી રહ્યો છે. ગુરૂજી બહુ જ જ્ઞાની હતા તેથી તેણે પોતાના શિષ્યને કહ્યું કે બેટા! સ્ત્રીનો પ્રેમ તું ખરો માનતો નહિ, તે તો સ્વાર્થને લીધે પ્રીતિ રાખે છે કેમકે તે માયા છે. હું આ વખતે તને વધારે જ્ઞાન દેતો નથી પણ તેનો પ્રેમ જોવાને માટે તું એક વખત પાછો ઘેર જા ને લે મારી એક આ ગોળી ખાઇને હઠયોગનું આસન વાળી બેસજે એટલે તને ખરો પ્રેમ તાદસ્ય જણાશે. ગુરૂના વચન પ્રમાણે તે શિષ્ય તુર્ત પોતાને ઘેર ગયો ત્યાં સ્ત્રીએ ઘણો સ્નેહ બતાવ્યો. છેવટે પોતે ગુરૂની ગોળી ખાઇ હઠયોગનું આસન વાળી બેઠો. બોલે નહિ તેમ ચાલે પણ નહિ એટલે તેની સ્ત્રીએ વિચાર કર્યો કે આમાં હવે જીવ નથી. તે વિલાપ કરવા લાગી આસપાસના સગાં સંબંધી ભેગાં થયાં. સ્મશાનમાં લઈ જવાની તૈયારી ચાલી પણ તે ઘરમાંથી શબ નીકળશે નહિ એટલે ઘરનું બાર તોડવાનું સગાં વહાલાંઓએ શરૂ કર્યું એટલામાં સ્ત્રી

રોતી રોતી આવી કહેવા લાગી, અરે! આ તમે શું કરો છો? મારા ઘરનું બાર શા માટે ભાંગી નાંખો છો? હું રાંડીરાંડ પછી ક્યાં રહીશ! સગાંઓએ કહ્યું કે શબ ઘરમાંથી નીકળતું નથી ત્યારે તે સ્ત્રી કહે કે લ્યો કુહાડો ને હાથ પગ જે નડતા હોય તે કાપી બહાર કાઢો એમ કહી તેણે કુહાડો આપ્યો. તુર્ત તેનો ધણી સમાધીમાંથી બેઠો થયો ને કહેવા લાગ્યો અરે! ડાકીણી! જોયો તારો પ્રેમ! ફટ તારા પ્રેમને! એમ કહી સદાને માટે જંગલમાં ગુરૂ પાસે જઇને નિવાસ કરવા લાગ્યો.

## બ્રહ્માનો ગર્વ.

એક વાર બ્રહ્માને બહુ જ ગર્વ આવી ગયો હતો ને પોતાના મનમાં બહુ જ ફુલાવા લાગ્યો. એટલામાં તેની દ્દષ્ટિએ હજારો ઉંટોની હાર ચાલી જતી તેની નજરે પડી. બ્રહ્માએ વિચાર્યું કે આ જનાવરને મેં પેદા કરેલ નથી તેથી તેને શું કહેવાતું હશે? એમ વિચાર કરે છે ત્યાં અકેક ઉંટ પર મનુષ્ય બેઠો હતો તેને બ્રહ્માએ પુછ્યું કે આ શું છે? ત્યારે તે મનુષ્યે બ્રહ્માને કહ્યું કે આ દરેક ઉંટ પર એક એક પેટી છે ને તેમાં બ્રહ્મા બેઠા છે. મને પરમેશ્વરે હુકમ આપ્યો છે કે જે બ્રહ્માને ગર્વ આવે ને પોતાનું કાર્ય બરાબર ન કરે તેને ઉઠાડી પેટીનો બ્રહ્મા બેસાડી દેજે. આ સાંભળી બ્રહ્માનો ગર્વ શાન્ત થઇ ગયો ને વિચાર કરવા લાગ્યો કે હે પ્રભુ! દેવના દેવ!! તારા એક એક રોમમાં કોટાનકોટી બ્રહ્મ બીરાજે છે તો પછી હું તારા શું હીસાબમાં?



## પુલછાબ ૪ થી

### શ્રીમાન ભામાશા.

જ્યારે ચીતોડના રાજા પ્રતાપસિંહના સ્વદેશ છોડવાના સમાચાર આખા મેવાડમાં પ્રસરી નીકળ્યા ત્યારે ત્યાંના લોકો પ્રતાપસિંહનું દુઃખ સાંભળી ઘણાજ દુઃખી થયા. આ હકીકત ભામાશાને કાને આવતાં તેને અત્યંત દુઃખ ઉત્પન્ન થયું. અહો! મારો ધર્માત્મા વીર રાજા આજ અમારા ખાતર રાત દિવસ ખાધા પીધા વિના અઘોર જંગલમાં ફર્યા કરે છે અને અમો શ્રીમાનપણાનાં સુખ માની બેઠા છીએ! એ ખરેખર ગેરવ્યાજબી છે. એમ ધારી પોતાની મુડીનો મોટો ભાગ લઇ એ ભામાશા પ્રતાપને મદદ કરવાને જંગલમાં ગયો ને સ્વતંત્રતાની વેદી ઉપર પોતાનું અખુટ ધન મુકી દીધું. તેનો સરવાળો એ પ્રમાણે કહેવાય છે કે ૨૫૦૦૦ સૈનિકને બાર વરસ સુધી પ્રતાપ રાખી શકતો હતો. ભામાશાએ રાણા પ્રતાપને કહ્યું કે આપ મેવાડ છોડી જાઓ તે ઠીક નથી. મારી સર્વે સંપત્તી આપના ચરણમાં ધરૂં છું. ધન્ય છે એવા શ્રીમાન શહેરીને! આ શ્રીમાનની સંપત્તીથી પ્રતાપનો વિજય થયો ને તેને ખરે વખતે મોટી મદદ મળી.

### હું ન હોત તો પરણુત કોને?

એક ગામડામાં એક ડોસી રહેતી હતી તેણે એક બળતી સઘડી રાખી હતી, અને એક મરઘો પાળ્યો હતો. તે ગામમાં એવો રીવાજ પડી ગયો હતો કે મળસકું થતાં આ ડોસીનો મરઘો બોલતો એટલે લોકો બીછાનેથી ઉઠતાં. વળી ડોસીની સઘડીમાંથી દેવતા લઇ જઈ ઘરમાં સળગાવી સૌ કોઇ પોતાનું કામ બજાવી કામ ધંધે વળગી જતાં. આ પ્રમાણે ચાલ્યું જાય છે તેવામાં એક દિવસે ડોસીના મનમાં અભિમાન આવ્યું કે આ ગામના બધા જ લોકો મારા મરઘા અને

મારા ત્યાંના દેવતા ઉપર આધાર રાખે છે તો તેને એક દિવસ રખડાવું તો ખરી! તેણી એક દિવસ ગામ છોડી મરઘા તથા સઘડીને લઇ બહાર દુર જઇ છાની રીતે રહી. બીજી સવારે પરોઢીએ બધા લોકો મરઘાના અવાજ વગર મોડા વહેલા ઊઠયા પણ દેવતા લેવા ડોશીને ઘેર ગયા તો ત્યાં બાર બંધ હોવાથી ડોસી દૃષ્ટિએ પડયાં નહિ. લોકોએ વિચાર્યું કે ડોસી કયાંક કામ પ્રસંગે ગયાં હશે. એટલે બીજે કોઈ ઠેકાણેથી દેવતા લાવીને તેઓએ પોતાનું કામ ચલાવ્યું. અત્રે બધા ધંધે કામે લાગી ગયાં. ડોસી તો હજુ જંગલમાં બગાસાં ખાતાં બેઠાં છે તેવામાં એક ગામડાવાસી ત્યાંથી બીજે ગામ કામે જતાં તેને મળ્યો. ડોસીએ અજાયબ થઇને તેને બોલાવ્યો અને પુછ્યું કેમ ભાઈ! આજે ગામમાં સવાર પડી ખરી કે? કેમકે હું તો ત્યાં હાજર ન હતી, લોકોએ દેવતા પણ કયાંથી મેળવ્યો હશે? પેલો બાપડો ડોસીનું આ ડહાપણ સાંભળી હસીને બોલ્યો કે ડોસી મા! તમે શું એમ ધારો છો કે આખી દુનિયા તમારા મરઘા ને દેવતા ઉપર જ આધાર રાખી જીવે છે? તમે તો તેમ માનીને અહીં આવીને ભુખ્યાં બેઠાં છો! માટે એ ખોટું અભિમાન છોડી દઈ ઘરે પધારો ને રોટલા ભેગાં થઇ જાઓ! નહિ તો તમારો કોઇ ભાવ પણ પુછશો નહિ!

## ઘણા પૈસા મળ્યા એથી શું?

ન આપ્યાં પુણ્યને રસ્તે,
ન આપ્યાં દાન જો હસ્તે;
ન આપ્યાં દેવ મંદીરમાં,
મળ્યા પૈસા ઘણાથી શું? ૧
ન આપ્યાં સંત સેવામાં,
ન દીધાં અન્ન દેવામાં;
ન દીધાં દીનને જાણી,
મળ્યા પૈસા ઘણાથી શું? ૨

નહિ ગૌ બ્રહ્મને માટે,
ન આપ્યાં મોક્ષને માટે;
ઉડાડયાં લોક મોટપમાં,
મળ્યા પૈસા ઘણાથી શું? ૩
રૂડા સત કામમાં જુઠી,
બનાવી વજ્રની મુઠી;
ઉડાડી ફેલને રસ્તે,
મળ્યા પૈસા ઘણાથી શું? ૪
ચડયો બહુ પાપને ધંધે,
ન જોયું આંખથી અંધે;
ન લીધો સત્યનો રસ્તો,
મળ્યા પૈસા ઘણાથી શું? ૫
કમાણી પુણ્યની કરજે,
ખજાના ધર્મના ભરજે;
પકડજે સત્યનો રસ્તો,
મળ્યા પૈસા ઘણાથી શું? ૬
વિચારો મનની સાથે,
નકી માંડયું મરણ માથે;
કહે છે ધર્મ વલ્લભ તે,
મળ્યા પૈસા ઘણાથી શું? ૭

## આંધળાઓને મળેલા ઠગો.

એક વખતે આઠ દશ આંધળાઓ દ્વારકાંની યાત્રાએ જતા હતા. તેઓએ સુદામાપુરીમાં એક શ્રીમાનને ઘેર આવી ધર્માદા તરીકે સીધા સામાનની માગણી કરી. તે શ્રીમાને દયા આણીને તે આંધળા-ઓને સીધું તથા વાસણો વિગેરેની મદદ આપી સંતોષ્યા. આ વખતે બે ઠગો ત્યાં બેઠેલા હતા તેમણે આ બનાવ જોઇ તે આંધળા પાસેથી

પડાવી લેવાની યુક્તિ રચવા માંડી. પ્રથમ તેમણે સાધુઓનો વેશ લીધો ને જેવા આંધળાઓ ગામની બહાર નિકળ્યા કે તેવા જ એ ઠગોએ સાધુની મીઠી વાણીથી તેમનું સન્માન કર્યું. તે કહેવા લાગ્યા કે સંતો અમે પણ તમારી સાથે દ્વારકાં આવીએ છીએ! તમે આંધળા છો માટે લાવો તમારાં કપડાં, સીધુ સામાન અમે લઇ લઇએ અને તમે અમારા વાંસે સુખેથી ચાલ્યા આવો કેમકે આરંભડાને રસ્તે ચોર લોકોનો મોટો ત્રાસ છે, માટે તમે હાથમાં બબ્બે પાણા રાખો. જેવા અમે બોલીએ એટલે તમે છુટા ઘા કરજો. આંધળાઓને તેમના વચન પર વિશ્વાસ આવવાથી તે પ્રમાણે તેમણે કર્યું. થોડે દુર ગયા પછી તે ઠગ લોકો એક વેકળાની અંદર ઉતરી ગયા ને મોઢેથી બોલવા લાગ્યા કે ચોર આવ્યા! એટલે આંધળાઓએ પાણાના ઘા સામસામે મારવા માંડ્યા. તે બીચારા અંદર અંદર લોહીલોહાણુ થઈ ગયા ને પેલા ઠગો તો તેમનો સર્વે માલ લઈને પસાર થઈ ગયા. આ તો દૃષ્ટાંત છે પણ આપણને ખોટા ગુરૂઓ ઉંધો રસ્તો બતાવી આપણને નર્કમાં નાંખી આપણું ધન ધોળે દિવસે લુંટી જાય છે માટે જ્ઞાનરૂપી ચક્ષુથી સારઅસારનો વિચાર કરી સંગ કરવો; નહિ તો આ આંધળા જેવી આપણી પણ ગતી થશે એ નિર્વિવાદ છે.

## ગવૈયાની વાતો.

એક હજુરના ગવૈયાએ એક વખતે રાજા પાસે એવી વાત કરી કે હજુર અમારા દેશમાં તરબુચો બહુ જ મોટાં થાય છે. તે સાંભળી રાજાજીએ કહ્યું ઉસ્તાદજી! કેવડાં મોટાં થતાં હશે? એટલે ગવૈયાજીએ તુરત પોતાના બે હાથ જ્યાંસુધી પહોળા થાય તેટલા પહોળા કરી બતાવ્યું કે અમારા દેશમાં આવાં મોટાં તરબુચો થાય છે. આ જોઇ સર્વે અચંબો પામ્યા, પણ ગવૈયાની ગપની એટલાથી સમાપ્તિ થઇ નહિ. તેણે વધુ ગપ મારી કે જનાબ! એક તરબુચનું જે પાણી

નિકળે તેનાથી બે ભેંસો ધરાય છે! આ સાંભળીને તો આખી સભા હસી પડી. કેટલીક વખતે ગવૈયાઓ રાજા પાસે આવી ખોટી વાતો કરી પોતાની આજીવિકા ચલાવે છે.

## જ્ઞાન દીપક દોહરા.

મન મતંગ માને નહિ, જબલગ ખતા ન ખાય;
જ્યારે વિધવા અસ્તરી, ગર્ભ રહે પસ્તાય.
નારી ક્યા ન કર શકે! ક્યા નવ સિંધુ સમાય;
ક્યા નહીં પાવક પરજળે, ક્યા નહિ કાળ ન ખાય.
સુખને માથે શીલા પડી, રામ રૂદેથી જાય;
બલીહારી એવું બને, પળે પળે રામ કહેવાય.

## મૂર્ખને માથે કાંઇ શીંગડાં હોતાં નથી.

એક મૂર્ખ બ્રાહ્મણ હતો. તે પોતાના ઘર કામ પ્રસંગે બીજે ગામ ગયો હતો. પુનઃ પોતાના ગામે આવતાં સીમમાં કોઈ એક માણસને પોતાના ઘરના કુશળ સમાચાર પૂછવા લાગ્યો, ત્યારે તેને બીજા માણસે હસવા માટે કહ્યું કે મહારાજ ગામમાં સર્વે કુશળ છે પણ તમારી સ્ત્રી રંડાણી છે. એ શબ્દ સાંભળી તે મૂર્ખ બ્રાહ્મણ રોતો રોતો પોતાને ઘેર ગયો તો તેની સ્ત્રીએ જાણ્યું કે સગાંવહાલામાં કોઇનું મરણ થયું હશે! તેથી તેણે પણ રોવા માંડયું એટલે અડખે પડખેના સગાંવહાલાં સૌ ભેગાં થઇ ગયાં. તે વખતે કોઇ જ્ઞાની મનુષ્યે ભટજીને પૂછ્યું કે કોણ મરી ગયું છે? ત્યારે ભટજીએ કહ્યું કે “મારી સ્ત્રી રંડાણી છે.” લોકો આ બોલ સાંભળી તેની મૂર્ખાઇ પર હસવા લાગ્યા. તેની સ્ત્રી પણ આ બોલ સાંભળી ભોંઠી પડી ગઈ. તેનો એક વિધવા દીકરી હતી તે આવી બાપાને કહેવા લાગી, બાપા! આ શું બાળકબુદ્ધિ કરો છો? તમે બેઠાં મ્હારી માતુશ્રી કેમ રંડાય! તેનો વિચાર તો કરો! ત્યારે મૂર્ખ વિપ્ર બોલવા લાગ્યો, હું બેઠે તું કેમ રંડાણી! આથી દીકરી શરમાઇ ગઇ ને બાપને સમજાવવા લાગી

કે બાપા! તમે આવું મૂર્ખપણું કેમ કરો છો! તમે જરા વિચાર તો કરો. વિપ્ર તો મૂર્ખ હતો. તેને સારઅસારની કાંઇ ખબર નહોતી. લોકો વખતે ખોટી મશ્કરી કરે તો પોતે સાચું માની પોતાની મૂર્ખાઇ પ્રસિદ્ધ કરતો હતો. તે ઉપર આપણા મર્હુમ કવિશ્વર દલપતરામભાઇએ વાંચનમાળામાં કહ્યું છે કે

### દોહરો.

"મૂરખ માથે શીંગડાં, નહિ નિશાની હોય;
સારઅસાર વિચાર નહિ, જન તે મૂરખ જોય."

### મૂર્ખને ઉપદેશ નકામો છે.

મૂર્ખ મનુષ્યને ઉપદેશ આપવો એ તેમના કોપ માટેજ છે. કેમકે તેથી કાંઇ તેને શાન્તિની પ્રાપ્તિ થતી નથી. જેમ સર્પને દુધનું પાન કરાવવાથી કેવળ વિષનીજ વૃદ્ધિ થાય છે. ગર્ધવને ગંગાજીના સ્નાનથી શું ફાયદો!




### નિર્દય સ્થળ.

એક વખતે ભગવાન, અર્જુન તથા ભીમસેન યુદ્ધ કરવાનું સ્થળ ખોળવા ગયા. તે કુરૂક્ષેત્ર આગળ આવ્યા ત્યારે લોકો બહુજ નિર્દય જણાયા. બાપ દીકરો હળ હાંકતા હતા અને દીકરો મરી ગયો. તેને હળની અણીવતી દુર કર્યો ને બાપ પોતે હળ હાંક્યાજ કરે.

વળી રસ્તામાં તેમની સ્ત્રીઓ (સાસુ વહુ) પોતપોતાના ધણી સારૂ રોટલા લાવતી જણાઇ. તેમને ખબર કહી કે છોકરો તો મરી ગયો છે, ત્યારે વહુ તો પોતે ત્યાંજ બેસી ગઇ અને રોટલો ખાઈ ગઈ કે ભાર ઉંચકવો ન પડે અને સાસુ એકલી આગળ ગઇ ને છોકરાનું માંસ ખાવાનો વિચાર કર્યો. આવું નિર્દય સ્થળ યુદ્ધને માટે લાયક સમજી ત્યાં યુદ્ધ કરવાનો વિચાર કર્યો. પછી ભીમસેન પાછો વળ્યો અને અર્જુનનો દીકરો એક સાથે હતો. પછી એ ત્રણે જણાએ મળી વિચાર કર્યો કે પ્રથમ હોમ નિમિત્ત એક બત્રીસ લક્ષણા પુરૂષને મરવું પડે. ભગવાન કહે આપણા ત્રણ સિવાય એવું કોઇ નથી. ત્યારે અર્જુનના મનમાં એમ થયું કે ભગવાન હોમાય તો ઠીક ને અર્જુનનો દીકરો કહે હું હોમાઉં. અર્જુન પોતે કહે કે મારે તો રાજ્ય સમૃદ્ધિ ભોગવવાની છે ને છોકરાને કહે તું તો હજી નાનો છે. ત્યારે ભગવાન કહે હું હોમાઉં.' ત્યારે કહે તે હું શું જાણું. એમ ગર્ભીત રીતે ભગવાનને હોમવાનો વીચાર કર્યો, પણ અર્જુનના દીકરાએ પોતાની ખુશીથી પોતાને હાથે પોતાનું મસ્તક કાપી નાખ્યું અને હોમ સિદ્ધ કર્યો. પણ તેણે એટલું માગી લીધું કે યુદ્ધ થાય તે મારે જોવાની ઇચ્છા છે માટે ત્યાં સુધી મારૂં મસ્તક રહેવું જોઈએ! પછી તે ધડને પર્વતની ટેકરી ઉપર મુકયું. બાદ યુદ્ધ થયું તેમાં કૌરવોનો પરાજય થયો. બાદ શ્રીકૃષ્ણ ભગવાન દેશ વહેંચવા લાગ્યા ત્યારે સૌ પોતે જાણે જે મેંજ ખરૂં યુદ્ધ કર્યું છે માટે મને મોટો ભાગ મળે. એમ પાંડવો પછી મળ્યા અને ભગવાનની સામે થયા પછી બધા ધડ પાસે આવ્યા. તેને અસત્ય નહીં બોલવા સંબંધી કેટલીક પ્રતિજ્ઞા આપી અને અસત્યના ગેરફાયદા વિસ્તારથી કહી સંભળાવ્યા. પછી તે ધડે કહ્યું, ફકત એક સુદર્શને ખરી લડાઇ કરી જય મેળવ્યો છે. ત્યારે ભીમસેનને રીસ ચઢી ને ધડ ઉડાડી મેલવાના હેતુથી પગની લાત ઉગામી પણ પગ ઉતરી ગયો અને ધડનું ચીત માત્ર ખસ્યું નહી તેથી ભીમનો ગર્વ ઉતરી ગયો અને ધડે કહ્યું કે સુદર્શનની પાછળ કૃત્યા-

ઓ લોહી પીતી પીતી જતી તે સંબંધમાં શ્રીકૃષ્ણ ભગવાને શંકર પાર્વતીનું આખ્યાન પૂર્વનું કહી બતાવ્યું. (પાર્વતીને કામધેનુના શાપથી પાંચ પતિ થયા તે સંબંધી શીવજી શાપનીવારણ થયા. બ્રહ્માની સભામાં ગયા ત્યાં પાંચમું મસ્તક દેખી રીશ ચડી તેથી ચોટ ઉગામી તે મસ્તક હાથમાં ચોટી ગયું તેથી બ્રહ્મા હત્યારા થયા ને તે શાપ તેની વાંસે થયો તે તેમને કોઇએ સંઘર્યા નહી. પછી કાશીમાં રહ્યા જ્યાં કાળે કરી બ્રહ્મા વિષ્ણુ ને શીવ ભેગા થયા તે ઉપરથી ત્રણુની સંજ્ઞારૂપ કાશી એવું નામ પાડયું. શીવનું લીંગ પછી ત્યાં રહ્યું. બ્રહ્મહત્યાને કૃષ્ણવતાર વખતે કૃત્યાઓ રૂપે લોહી પાવાના કોલ પાર્વતી દ્રૌપદી રૂપે થયાં અને શીવજીનો પાંચ પાંડવોમાં અંશ હતો તેથી દ્રૌપદીને પતિવ્રતપણાના ભંગનો બાધ નડયો નહી ને બેઉના શાપનીવારણ થયા. વળી કૌરવોની મા ગાંધારી કૌરવોના મરણથી બહુ આકુળવ્યાકુળ થઈ ને સૌએ સમજાવી પણ ખાધું નહી અને મુડદા આગળ ગઇ. પછી ભગવાને એક કલ્પીત આંબાનું વૃક્ષ તેની ડાળે આગળ ઉભું કર્યું. તેની કેરીઓ સારી જોઇને તેને ખાવાનું મન થયું. હાથ પહોંચતો નહોતો તેથી એક મુડદા ઉપર ઉભી રહી. પછી થોડે છેટે રહી છેવટે સૌએ સો મડદાં એક ઉપર એક ખડકીને ઉભી રહી પણ કેરી હાથમાં ન આવી એમ કુરૂક્ષેત્રના સ્થાનનું નિર્દયપણું સિદ્ધ થયું અને ભગવાન સ્વયં હતા છતાં મારકુટ થઇ તેથી તે સ્થાનને નિમીષારણ્ય ક્ષેત્ર કહેવાય છે.

## ભક્તનું રક્ષણ ભગવાન ક્યારે કરે છે?

એક વખત વૈકુંઠમાં લક્ષ્મીજી ભગવાનની પાદસેવા કરી રહ્યાં હતાં એટલામાં ભગવાન એકદમ ઉભા થઈ ચાલવાની તૈયારી કરતા હતા, તે વખતે લક્ષ્મીજીએ કહ્યું મહારાજ! આમ ઉતાવળાં ક્યાં પધારો છો? ત્યારે ભગવાને કહ્યું કે મારો એક ભક્ત મહાકષ્ટમાં આવી પડેલો છે તેની રક્ષા કરવાને જાઉં છું. એટલું બોલી ભગવાન ગયા. થોડીવાર થઇ ત્યાં પાછા આવ્યા ત્યારે વળી લક્ષ્મીજીએ પૂછ્યું

મહારાજ ! એટલીવારમાં કેમ પાછા આવતા રહ્યા. ત્યારે ભગવાને કહ્યું કે મારા એક સાધુને રસ્તામાં એક ધોબી મારતો હતો પણ તે ભક્તે તુર્ત તે ધોબીના સામો ઇંટનો ઘા ઉગામ્યો એટલે હું તેની મદદે નહિ જતાં પાછો આવ્યો છું. ખરા ભગવાનના ભક્ત હોય તે પોતે દુ:ખ ખમે પણ તેને સામું દુ:ખ આપે નહિ, એ ભક્તની મદદે મારે જવાનું હોય છે, પણ જે પોતાને બળે પોતાનું શુરાતન બતાવે તેવા ભક્તની હું કદી પણ રક્ષા કરતો નથી. ખરા સાધુનું એજ લક્ષણ છે કે તેને કોઇ દુ:ખ આપે કે મારે તો સહન કરે પણ તેને કદી પણ સામું દુ:ખ દેવાને સામર્થ્ય વાપરતા નથી તેને જ ભગવાન ખરા દુ:ખની વખતે મદદ કરે છે.

## યુધિષ્ટિરને ભીષ્મે આપેલો અહિંસા વિષે બોધ.

ધર્માત્મા એવા મનુએ તો સર્વ કર્મોને વિષે અહીંસા કહી છે, અને યજ્ઞમાં જે મનુષ્યો પશુઓની હીંસા કરે તે વિષયવાસનાને લીધે કરે છે; માટે ઝીણી બુદ્ધિવાળાઓએ પ્રમાણથી ધર્મ પાળવો કેમકે સર્વે ભુત પ્રાણી ધર્મ કરતાં અહીંસાને મોટી માને છે. સુરા, માંસ, દારૂ અને રક્ત વાળા ચોખા એ બધું ધુતારાઓએ પ્રવર્તાવ્યું છે તેનું વેદમાં પ્રમાણ નથી. માનથી, મોહથી કે લોભથી એ રસાસ્વાદ કલ્પેલો છે. કામી. કંજુસ, લોભી અને જેઓની બુદ્ધિ થોડી છે તેઓ કાચું માંસ ખાવામાં લોભાઇ ગરીબ પશુઓને વિનાકારણે મારી પાપ વહોરી લે છે. સપ્ત ઋષિઓ તથા મરીચીઓ વિગેરે મોટા ઋષિઓ પણ માંસ નહિ ખાવાની પ્રસંશા કરે છે. જેઓ પારકાના માંસ વડે પોતાના માંસને વધારવાને ચાહે છે તેઓ નિશ્ચે દુ:ખ પામે છે એમ નારદજી કહે છે. જે માણસ માંસનું ભક્ષણ કરતો નથી અને કોઇની હીંસા કરતો નથી તથા કરાવતો નથી તે સર્વ ભૂત પ્રાણી માત્રમાં પુજવા યોગ્ય છે. એ પ્રમાણે સ્વયંભુ મનુનું વચન છે. જેણે દારૂ તથા માંસનો ત્યાગ કર્યો છે તે દાતા છે, યજ્ઞ કરનાર છે ને તપસ્વી

છે એમ જાણવું એમ બ્રહસ્પતિએ કહ્યું છે. અશ્વમેધ યજ્ઞ જેઓ કરે છે તેના કરતાં જેઓ માંસ નથી ખાતા તેઓને સવાસો અશ્વમેધનું ફળ મળે છે એ પ્રમાણે ભીષ્મ પિતામહે ધર્મરાજા યુધિષ્ટિરને કહેલું છે.

## ભક્ત રોહિદાસ.

સૌરાષ્ટમાં આવેલા ગાંગેચા ગામના પાદરે એક શિવાલય છે તેને ગાંગનાથ મહાદેવ કહેવામાં આવે છે. તેની પાસે એક કુંડ છે તેમાંથી હમેશાં પાણીનો ઝરો કાળદુષ્કાળે પણ વહ્યા કરે છે. લોકોનું કહેવું છે કે પૂર્વે ત્યાં રોહીદાસ નામના ભક્ત રહેતા હતા ને તે ચમાર હતા. તેનો ચામડાં રંગવાનો કુંડ હતો. એક વખતે ત્યાંથી ગંગા કાંઠે જનાર સંઘ જતો હતો તેને રોહીદાસે એક સુંદડી ને નાળીયેર આપ્યું હતું ને કહ્યું હતું કે ગંગાજીને આ ભેટ મહારા તરફથી આપશો. ને તે હાથો હાથ લે તોજ આપજો. પેલો સંઘ ગંગાજી કાંઠે ગયો ને પાછા ફરતી વખતે ગંગાજીને રોહીદાસની ભેટ કરી. તુર્ત ગંગાજીએ હાથ ઉંચો કરી ભેટ પ્રેમથી લીધી ને સોનાનું કંકણ રોહીદાસને આપવા માટે આપ્યું. આ બનાવ જોઈ આખો સંઘ આશ્ચર્ય પામ્યો ને દેશમાં આવી પેલું ગંગાજીએ આપેલું કંકણ સંઘવાળા મનુષ્યોએ રોહીદાસને આપ્યું. રોહીદાસે ન લેતાં તે પ્રસાદી તેને જ આપી. પણ તે શેઠ બહુ દયાળુ ને બહુ શ્રીમાન હતા તેથી તેણે જુનાગઢના રાજાને ભેટ કર્યું. રાજાએ એ કંકણ પોતાની દીકરીને આપ્યું. દીકરીએ બીજું મંગાવી દેવા માંગણી કરી. શેઠે કંકણની સર્વે વાત રાજાને અથેતિ કહી એટલે રાજા તુર્ત ગાંગેચે રોહીદાસને મળવા ગયા. તે વખતે રોહીદાસ ચામડાં રંગતા હતા. એકદમ રાજાને આવતા સાંભળી રોહીદાસે એક ગોદડી નાંખી રાજાનું સન્માન કર્યું ને કુંડમાંથી પાણીની પ્રેમથી પ્રસાદી આપી પણ રાજાને આત્મદૃષ્ટિ નહોતી તેથી તેણે કુંડનું પાણી માની પોતાની હથેલીમાંથી બાંયમાં ઉતારી દીધું, તે કપડાં એક વખતે દાસી નદીએ ધોવા ગઇ તો દાસીને દીવ્ય દૃષ્ટિ થતાં ત્રણ લોક સુઝવા લાગ્યા.

રાજાને આવીને આ હકીકત દાસીએ કહી એટલે રાજા તુર્ત પાછો રોહીદાસ પાસે આવી પ્રસાદી માગવા લાગ્યો. પણ રોહીદાસ કહે ગંગાજી તો ચાલ્યાં ગયાં ને હવે તો કુંડનું પાણી છે. તો હે રાજાજી! હું શું આપું ? અંતરના ઉમળકા વિના સંતે આપેલુ કાંઇ કામ આવતું નથી પણ પ્રેમથી જયારે આપે ત્યારે સુખની સીમા રહેતી નથી.

## કર્ણ અને પરશુરામ.

એક વખતે કર્ણ દ્રોણાચાર્ય પાસે શસ્ત્રવિદ્યા શીખવા ગયો પણ તે (કર્ણ) દાસીપુત્ર ગણાતો હોવાથી તેમણે તેને શિષ્ય તરીકે કબુલવાની ના પાડી. આથી કર્ણ બ્રાહ્મણનો વેષ લઇ પરશુરામ પાસે શસ્ત્રવિદ્યા શીખવા ગયો. પરશુરામે તેને પુરેપુરી વિદ્યા શીખવી. જેમ જેમ દીવસ જતા ગયા તેમ તેમ ગુરૂ અને શિષ્ય વચ્ચે પ્રીતી ગાઢી થતી ગઇ. કર્ણની ગુરૂભક્તિ ઘણા ઉંચા પ્રકારની હતી. તેની કસોટી કરવા શ્રીકૃષ્ણ ભગવાને :વિચાર કર્યો.

એક સમયે પરશુરામ પોતાનું માથું કર્ણના ખોળામાં મુકી સુતા હતા. અને ભરનિદ્રામાં હતા. કર્ણ તદ્દન સ્થિર બેસી રહ્યો હતો. શ્રીકૃષ્ણે એક કીડાનું રૂપ ધારણ કરી કર્ણની જાંઘ કોતરવા માંડી. કર્ણને ઘણી વેદના થઇ ને જાંઘમાંથી લોહી વહેવા માંડયું પણ પોતાના ગુરૂની નિદ્રાનો ભંગ થાય તેથી તે જરી પણ હાલ્યો નહીં. આખરે લોહી ઘણું વહેવાથી જમીન ભીંજાઇ ગઇ. પરશુરામને કંઇક ભીનું લાગવાથી જાગી ઉઠયા અને જોયું તો કરણની જાંઘમાંથી લોહીની નીક વહેતી હતી. શિષ્યનો આવો પ્રેમ જોઇ પરશુરામ ઘણા ખુશી થયા. અહા! આ કેવી સ્તુતિપાત્ર ગુરૂભક્તિ! ગુરૂને ખાતર કર્ણ પોતાનો દેહ અર્પવા તૈયાર થયો. ગુરૂભક્તિ જોઇએ તો આવી ઉમદા જાતની જ જોઇએ!

## અદ્ભુત હીરા.

સાપનો મણી સાપના માથાપર રહે છે અને રાત્રે તે સાપ

મણી એક સ્થળે મુકીને વગડામાં શીકાર શોધવા નીકળે છે. જો સાપ ગુસ્સે થાય તો આ મણી પીગળે છે અને તેનું ઝેર બને છે. પાટણના સ્ટેશન માસ્તર તથા પુના પાસેના એક જમીનદાર પાસે આવો એક મણી છે, તેનાથી જેને સર્પદંશથી ઝેર ચઢ્યું હોય તેઓ સાજા થાય છે. આપણને જ્યાં સાપ કરડયો હોય ત્યાં અડકાડવાથી ઝેર ચુસી લે છે. આ પછી મણીને ગાયના દુધમાં ધુવે છે. મી. એચ. ડબલ્યુ. બીમોરીને-બંગાળાની ધારાસભાના એક સભ્ય પાસે એક માણેક છે. તેના અંદરના ભાગમાં ધોળી પાઘડી પહેરેલો આદમી આબેહુબ દેખાય છે. આ માણસની આકૃતિ માણેકમાં શી રીતે આવી તે બાબત હજી કાંઇ અટકલમાં લાવી શકતું નથી. એ પણ આલમની એક અજાયબી લેખાય છે.

## મહારાજ અશોક અને ભિક્ષુક.

હરીહર ક્ષેત્રના સ્થાને પહેલાં ત્યાં મોટું જંગલ હતું. એ જંગલમાં બે મનુષ્યો વાતચીત કરી રહ્યાં છે. તેમાંના એકે શીકારીનાં કપડાં પહેર્યાં છે. તેને ખભે ધનુષ્ય છે અને કમરે તલવાર લટકે છે. તેના અંગે અંગમાં વીરતા દેખાઇ આવે છે, એવો એ બહાદુર યુવાન છે. બીજો ભગવાં વસ્ત્ર સજેલો વૃદ્ધ મનુષ્ય છે. વૃદ્ધ હોવા છતાં તેના મુખની કાંતિ શાંતીમય છે. બગલમાં એક ઘાયલ પક્ષી છે અને પાસેજ એક ઘવાયલું હરણનું બચ્ચું ઉભું છે. તેના તરફ એકાગ્રચીતે જોઇ રહ્યો છે. એ બંનેની વાતચીત સાંભળો.

શીકારી–ઓ વૃદ્ધ તું કોણ છે, કયાં રહે છે અને આ શું કરે છે?

વૃદ્ધ–હું ભીક્ષુ છું, ગુરૂને નામે મેં સર્વ પ્રાણીઓની સેવા કરવાનું વ્રત લીધું છે. અહીંથી અર્ધો માઈલ ઉપર વીહારસ્થાન છે. ત્યાં હું રહું છું.

શીકારી–કહે જોઇએ કે, આ પક્ષીને તેં બગલામાં દબાવ્યું છે અને આ હરણના બચાવ પ્રત્યે તું ધ્યાનપૂર્વક જોઇ રહ્યો છે, એમાં તારો શો ઉદ્દેશ છે?

ભીક્ષુ–બેટા ! જે કાંઇ કહેવાનું હતું તે કહી દીધું. શું મારે કાંઇ વધારે રહેવાની જરૂર છે ? સાંભળ બુદ્ધદેવની આજ્ઞા છે કે, સર્વ પ્રાણીઓની રક્ષા કરો ! બુદ્ધદેવના સઘળા શીષ્યોએ જ વ્રત લે છે. આ પક્ષી કોઇના બાણથી ઘાયલ થયું છે અને આ હરણનું બચ્ચું પણ એજ પ્રકારે ઘવાયલું છે. પ્રાતઃકાળનું નીત્ય કર્મ પરવારીને હું અહીં ટહેલતો હતો. ઘાયલ પક્ષી આવીને મારા પગે ભીડાઇ ગયું, મેં એને ખોળામાં લીધું અને આશ્વાસન આપતો હતો; એટલામાંજ હરણનું બચ્ચું મારી પાસે લંગડાતું લંગડાતું આવીને આળોટવા લાગ્યું. મેં તેનો ઘા સાફ કર્યો અને કપડું ફાડીને ઘા ઉપર બાંધ્યું. આથી લોહી નીકળતું બંધ થઇ ગયું છે, હવે હું વીચાર કરૂં છું કે આને હું વીહારસ્થાને શી રીતે લઇ જાઉં ને ત્યાં તેની દવાદારૂ કરીને જંગલમાં છુટું મુકી દઉં ! વીહારસ્થાન અહીંથી થોડે દૂર છે. હું વૃદ્ધ છું અને વીચારૂં છું કે આ બચ્ચાને દુઃખ ન થાય તેમ કેવી રીતે ઉપાડું અને વીહારસ્થાને જલદી પહોંચું ! બીજો કોઇ ભીક્ષું આજુબાજુમાં દેખાતો નથી એટલે વિચારી રહ્યો છું.

શીકારી-પાખંડી સાધુ ! આ બધી તારી પ્રપંચી વાતો છે. તું એમનું માંસ ખાવા ઇચ્છે છે, તેથી તેને ઉપાડી જાય છે, સાંભળ, એ બંને મારા બાણથી ઘાયલ થયેલાં છે, મેંજ તેમને મારેલાં છે. તેમના ઉપર મારો અધીકાર છે, તારો અધીકાર કાંઇ જ નથી ! બીજાના માલને તું દબાવવા માંગે છે, એવું બની શકશે નહી, એમને અહીં જ મુકી દે અને સીધો તારે માર્ગે ચાલ્યો જા.

ભીક્ષુ-(શીકારી તરફ જોઇને) ક્ષત્રી ! આર્ય ધર્મના ભીક્ષુને આવાં દુર્વચન કહીને કોઇએ અપમાન કર્યું નથી. મને લાગે છે કે તું ધર્મને જાણતો નથી. અથવા તો તેં આજ સુધીમાં ભગવાન બુદ્ધનું નામ સાભળ્યું નથી કે જેમણે જગતના કલ્યાણને માટે પોતાનું રાજપાટ ત્યજી દીધું, સંસારને સર્વે કલેષો થકી મુક્ત કર્યો અને નિવારણનો માર્ગ દેખાડયો.

તેમના શિષ્ય શાક્ય મુનીનું નામ પણ તેં સાંભળ્યું નથી, ઠીક, હવે હું તને અમારા ગુરૂની આજ્ઞા કહું છું.

૧ દુઃખીઓને મદદ કરો.

૨ રોગીઓને દવા આપો.

૩ અજ્ઞાનીઓને વિદ્યા આપો.

૪ ભુખ્યાને અન્ન આપો

૫ તરસ્યાને પાણી આપો.

૬ નાગાને વસ્ત્ર આપો.

છેવટે શિકારી રાજા અશોક ભિક્ષુકનો શિષ્ય થયો. અશોકનો સમય ઇતિહાસમાં અતિશય વર્ણવ્યો છે એટલે વધારે લખવાની આવશ્યકતા રહેતી નથી. તેના રાજ્યમાં વાઘ ને બકરી એક આરે પાણી પીતાં હતાં.

## શબરી આશ્રમ.

એસ. આઇ. રેલ્વેના ઓલવકોટ સ્ટેશનથી થોડેક દુર કલ્પાવતી નદીની નજીક શબરી આશ્રમ આવેલો છે. શ્રી રામચંદ્રના વનવાસ દરમ્યાનમાં દક્ષિણની યાત્રા વખતે શબરીનાં એંઠાં બોર આરોગવાને શ્રી રામ અહીંઆં થોભ્યા હતા. આ આશ્રય બહુજ પવીત્ર છે. અહીંઆં એક ગુરૂકુળ પણ ચાલે છે. આજે તેમાં ૧૮ બ્રહ્મચારીઓ છે. તેને જાગવાનો સમય પાંચ વાગ્યાનો છે. સ્નાન, ભજન ને બંદગી થયા પછી ત્રણ વિદ્યાર્થીઓ રસોઇના કામમાં રોકાય છે, ત્યારે બીજા પોતાના પાઠો તૈયાર કરે છે. અભ્યાસ વર્ગ ૧૦ થી શરૂ થાય છે. ૨–૧૫ સુધી વર્ગનું કામકાજ ચાલે છે. પછી જરા નાસ્તો લઇ રેંટીયો કાંતવાનું ને શાળપર વણવાનું કામ ચાલે છે. બાદ સાંજે બગીચામાં બ્રહ્મચારીઓ વ્યાયામ માટે નીકળી છે. રાત્રે ભોજન ને બંદગી થયા બાદ સુવાનો ટાઇમ મુકરર કરવામાં આવ્યો છે. આ કુરૂકુળમાં ઉત્તમ શિક્ષણ આપવામાં આવે છે, તેની સાથે બ્રહ્મચારીના શુદ્ધ ચારિત્ર પર પુરતું ધ્યાન આપવામાં

આવે છે. ત્યાં આપણી નેશનલ કોંગ્રેસના કેટલાક સભાસદો તથા શ્રીમતી સરોજીની નાયડુએ પણ પધારી તે આશ્રમની ઉત્તમ વ્યવસ્થા જોઇ હતી. આ ખરેખર શબરીબાઇની પવિત્ર સેવાનું ઉત્તમ ફળ હોવાથી હાલમાં દેવભૂમિ ગણાય છે.



## ફુલછાબ ૬ ઠ્ઠી

### જેસલ અને તોરલ.

જેસલ અને તોરલ માર્ગી પંથનાં મોટાં ભક્તજન થઇ ગયાં. તોરલદે સલદી ગામના કાઠી ભક્ત સાસતીયાજીની સતી સ્ત્રી હતી. જેસલ કચ્છમાં આવેલા અંજાર ગામના ફટાયાનો કુંવર હતો. જુવાનીના મદમાં ફાટેલો જેસલ, ભાઈ સાથે તોફાન કરી બહારવટે નીકળ્યો હતો, અને રાજ્યમાં અનેક જાતના જુલમો, રંજાડ તથા ઘોર પાપ કરતો. તોરલ પાસે એક અતિ સુંદર ઘોડી હતી. તેની કીર્તિ સાંભળી જેસલ તે ચોરવા ગયો. ફળીયામાં ભજન થતાં હતાં તે લાગ જોઇ જેસલે ઘોડીનો ખીલો ઉપાડયો, ત્યાં ઘોડીએ હણુ-હણીને ખબર કરવાથી તોરલે આવી ફરી ખીલો મજબુત કર્યો. પુષ્કળ જોર કરવા છતાં પણ જેસલ એ ખીલો ખેંચી શકયા નહિ. આવા અદ્દભૂત બળ અને સૌંદર્યવાળી સ્ત્રીને જોઇ જેસલને એના પર મોહ થયો. એટલામાં ભજનો પુરાં થયાં અને સતને લીધે એક જણનો પ્રસાદ વધ્યો. તે પરથી તપાસ કરતાં જેસલ મળી આવ્યો. ભક્તશિરોમણિ સાસતીયાએ અતિથિનો ઉદાર દીલથી સત્કાર કર્યો અને પોતાને જોઈતી ચીજ માગી લેવાને કહ્યું. જેસલે તો તોરલ-ની જ માંગણી કરી. સાસતિયાજીની આજ્ઞાથી સતી તોરલ જેસલની

જોડે ચાલી નીકળ્યાં. કાઠીયાવાડમાંથી કચ્છ જવા માટે દરિયાઇ ખાડી ઓળંગતાં રસ્તે તોફાન નડયું અને વહાણ ડુબવાની અણી પર આવતાં મોત પાસે આવેલું જોઇ પાપી બહારવટીયો ખુબ રડવા લાગ્યો અને પોતાના ભયંકર કર્મો તથા પાપ સંભાળી તોરલ આગળ તેનો પશ્ચાતાપ કરવા લાગ્યો. તોરલે તેને આશ્વાસન આપ્યું. એવામાં દરીયો શાન્ત થયો. જેસલને મન તો તોરલ જ જીવતદાન દેનારી જણાઇ. તેનો મોહ ઉતરી ગયો અને "માતા." કહીને પગે પડયો સતીને ગુરૂ બનાવી સાસતિયાજીને પાછાં સોંપ્યાં ને જીવ્યો ત્યાં સુધી સાધુ પુરૂષ બની રહ્યો.

## સદ્ગુરૂ તુકારામ બુવા.

પ્રભુને પ્રસન્ન કરવાનો સૌથી સરલ માર્ગ કીર્તન ભક્તિ છે. અને એ કીર્તન ભક્તિથી હજારો ભકતો આ ભવસાગર તરી ગયા છે. તુકારામ બુવા હમેશાં વિઠ્ઠલ! વિઠ્ઠલ!! શબ્દો રાગ કાઢીને તાનથી ગાયા કરતા હતા, તેથી તેનો વ્યાપાર ધંધો સર્વે પડી ભાગ્યો. તેથી તેની વઢકણી વહુ હમેશાં મેણાં મારવા લાગી. એક વખતે તેની પાડોશમાં મનુષ્યનું મરણ થતાં તે તો વિઠ્ઠલ! વિઠ્ઠલ!! કરવા લાગ્યા. આથી લોકો તેને હસવા લાગ્યા ને ઘેલો કહેવા લાગ્યા પણ તે તો હરીકીર્તનમાં એકરસ થઇ ગયા હતા. તેણે પ્રભુભક્તિ નહિ છોડતાં કીર્તનથી જ પ્રભુને મેળવી લીધા. તેથી તેની જીવ્હા ઉપર સરસ્વતી આવીને બેઠાં. તેથી તેને ચાર કોટી અભંગો જોડી કાઢીને પોતાની નવિ જ ગાથા બનાવી. આવી રીતે કીર્તન ભક્તિમાં નારદમુનિ, નરસિંહ મહેતો ને મીરાંબાઇનું નામ આર્યાવર્તમાં પ્રસિદ્ધ છે.

## ગંગાજીમાં તો અમૃત ભરેલું છે.

એકવાર બાદશાહે બીરબલને પૂછ્યું કે કઈ નદીમાં ઉત્તમ પાણી છે? ગંગા કે જમના? બીરબલે તેનો ઉત્તર આપ્યો કે જમના નદીનું પાણી બહુ ઉત્તમ છે. પાદશાહે ઠપકો આપતો હોય

તેવી ઢબે કહ્યું કે ધુળ તારે મોઢે! ગંગાજીનું પાણી સર્વોત્તમ ગણાય! તને તારા હિંદુ ધર્મશાસ્ત્રની પણ પુરી પાધરી ખબર નથી તો પછી બીજું શું ઉકાળવાનો હતો? બાદશાહ સલામત, બીરબલે ડાહ્યે મોઢે જવાબ દીધો કે ગંગાજીમાં જે છે તે પાણી નહિ પણ અમૃત ભરેલું છે.

## ગુણહીન તે ગાંડો ગણાય.

### દોહરો.

જગમધ્યે જુદાં નથી, ગાંડા જનનાં ગામ;
ગુણહીણા તે ગાંડીયા, દીસે દલપતરામ.

## ગમાર કોણ?

### દોહરો.

ઉપકારી જનનો કદી, ઉર ન ધરે આભાર;
દુનિયામાં દલપત કહે, એ પણ એક ગમાર.

## ક્ષમાવાન આત્મા.

બનારસના સમર્થ રાજા બ્રહ્મદત્તે કોશલનું રાજ્ય પોતાની સરહદ સાથે જોડી દેવાના ઇરાદાથી તેના રાજા દીર્ઘેતી ઉપર ચઢાઇ કરી. શત્રુને જીતવા જેટલી સત્તા દીર્ઘેતીમાં નહિ હોવાથી તે નાશી ગયો, અને તેનું રાજ્ય બ્રહ્મદત્તને હસ્તગત થયું. થોડા વખત સુધી દીર્ઘેતી છુપાવેશમાં અહીંથી તહીં ભમ્યો અને છેવટે કોઇ કારીગરની ઝુંપડીમાં પોતાની રાણી સાથે રહેવા લાગ્યો. ત્યાં રાણીને પુત્ર પ્રસવ થયો અને લોકો તેને દીર્ઘાયુ કહેવા લાગ્યા.

હવે બ્રહ્મદત્ત દીર્ઘેતીને શોધી કાઢવા મથતો હતો તેનો વિચાર દીર્ઘેતીને મારી નાખવાનો હતો. કારણકે તે માનતો હતો કે "મેં તેનું રાજ્ય છીનવી લીધું છે અને જો નહિ મારૂં તો કોઇ વખત તે મને મારી નાંખશે"

પરન્તુ ઘણાં વર્ષ વીતી ગયાં. દીર્ઘેતીએ પોતાનો બધો વખત છોકરાની કેળવણીમાં ગાળ્યો. દીર્ઘાયુ ઘણો વિદ્વાન અને ડાહ્યો થયો.

થોડા વખત પછી બ્રહ્મદત્તે દીર્ઘેતીની જગ્યા શોધી કાઢી. દીર્ઘેતીને તેના પુત્રની બીક હતી. બ્રહ્મદત્ત બધાને મારી નાખશે એમ ધારી દીર્ઘાયુને તેણે બીજે સ્થળે મોકલી દીધો. બ્રહ્મદત્તે દીર્ઘેતી અને તેની રાણીને પકડીને મારી નંખાવ્યા.

હવે બ્રહ્મદત વીચાર કરવા લાગ્યો કે મેં દીર્ઘેતીને તથા તેની રાણીને મારી નંખાવ્યાં છે પરંતુ તેના પુત્ર દીર્ઘાયુ હજી જીવે છે તે મને મારી નાંખવાની કોઇ તદબીર કરશે જ પરન્તુ તેની કોઇને ખબર નથી. મારી પાસે તેને શોધી કાઢવાને કાંઇ સાધન નથી તેથી રાજા ભયમાં ને અશાન્તિમાં રહેતો હતો.

પોતાના બાપના મૃત્યુ પછી દીર્ઘાયુ જુદુ નામ ધારણ કરી રાજાના તબેલામાં નોકર રહ્યો ને ત્યાં દીવસો પસાર કરવા લાગ્યો.

દીર્ઘાયુ થોડા વખતમાં બધાને પ્રીય થઇ પડયો. ને તેના ઉંચ ગુણોની રાજાને પણ ખબર પડી. રાજા તેના ગુણોથી ઘણો જ પ્રસન્ન થયો અને તેને કીલ્લામાં નોકરી આપવામાં આવી. ત્યાં તેણે એટલો ખંત અને શક્તી બતાવી કે છેવટે રાજાએ તેને પોતાની પાસે જ રાખ્યો અને રાજાનો વિશ્વાસપાત્ર બન્યો.

એક દીવસે રાજા શીકારે ગયો હતો તે એટલે બધે દુર નીકળી ગયો કે પોતાના લશ્કરથી જુદો પડી ગયો. દીર્ઘાયુ એકલો તેની સાથે હતો. રાજા અતીશય થાકેલો હોઇને શાંત ખીણોમાં દીર્ઘાયુના ખોળામાં માથું મુકી સુઇ ગયો.

પછી દીર્ઘાયુએ વીચાર્યું કે આ રાજાએ મને ઘણું નુકશાન કર્યું છે, તેણે મારા પીતાનું રાજ્ય લુંટી લીધું છે અને મારાં માબાપને મારી નાંખ્યા છે. અત્યારે તે મારા કબજામાં છે. આમ ધારી તેણે બ્રહ્મદત્તને મારી નાખવા માટે પોતાની તલવાર ખેંચી પરંતુ કોઇના ઉપર વૈર લેવા કરતાં તેને ક્ષમા આપવી એજ પ્રભુતા છે, એવી

તેના પીતાની શીખામણો તેને યાદ આવવાથી તેણે પોતાની તલવાર ફરી મ્યાન કરી દીધી.

થોડા વખત પછી રાજા જાગ્યો પરંતુ તે ગભરાયલો લાગતો હતો. દીર્ઘાયુએ તેને ગભરામણનું કારણ પુછ્યું. રાજાએ કહ્યું કે મારી નિંદ્રામાં અશાંતી છે, કારણકે મને હમેશાં એવાં જ સ્વપ્નો આવે છે કે હું યુવાન દીર્ઘાયુના સ્વાધીનમાં છું. અને તે મને મારી નાંખવાની તૈયારીમાં જ છે. જ્યારે હું અહીં સુતો હતો ત્યારે પણ તેજ સ્વપ્ન મારી સામે બહુ જ ભયંકર ચીત્રમાં રજુ થયું હતું અને તેથી હું ગભરાએલો છું.

પછી દીર્ઘાયુએ પોતાની તલવાર ખેંચી કહ્યું કે "હું જ દીર્ઘાયુ છું અને તું મારા સ્વાધીનમાં છે. વૈરનો સમય પાસે આવી પહોંચ્યો છે."

પછી રાજા દીર્ઘાયુને ચરણે પડયો અને પોતાની જીંદગી બચાવવા માટે કાલાવાલા કરવા લાગ્યો; અને દીર્ઘાયુએ જવાબ આપ્યો—ઓ રાજા! તારે મારી જીંદગી બચાવવી જોઇએ; કારણ કે ઘણાએ વર્ષ સુધી તેં મને મારી નાંખવા માટે શોધખોળ કરી છે અને અત્યારે તેં મને મારી નાખવા માટે શોધખોળ કરી છે અને તેં મને શોધી કાઢયો છે તો હું તને મારી જીંદગી બચાવવાની પ્રાર્થના કરૂં છું. એ જ સમયે અને એજ પળે બ્રહ્મદતને દીર્ઘાયુએ એક બીજાને જીવન બક્ષ્યું ને હાથો હાથ મીલાવ્યા ને કોઇને નુકશાન નહી કરવાના સોગંદ લીધા. દીર્ઘાયુના આવા ક્ષમાવાન આત્માથી રાજા ઘણો જ પ્રસન્ન થયો.

## નાશવાળી બાબતો.

લક્ષ્મી દોલતના જેવી ચંચળ છે, વિષયના રસો પરિણામે નિરસ છે, શરીર વિપત્તિઓનું ઘર છે, સંપત્તિ એ મોટું મરણ છે, લોકો મોટા શોકથી ભરપુર છે અને અબળાઓ નિરંતર દુઃખ દેનારી છે છતાં અજ્ઞાની માણસો સંસારમાં રચ્યાપચ્યાજ રહે છે.

## દયા કોને કહે છે ?

બીજાના દુઃખને આપણાં દુઃખ માનવાં એનું નામ જ દયા છે. આપણે જ્યાં સુધી પ્રભુ પ્રીત્યર્થે એ દયા કરતાં શીખ્યા નથી ત્યાં લગી આપણે બીજાને મદદ કરીએ છીએ. તે એટલાજ માટે કે તેઓ આપણને તેવા પ્રસંગે સહાય આપે.




## જગત-પ્રદર્શન.

એક રાજા હતો તેણે પોતાના બગીચામાં એક મોટું પ્રદર્શન ભરેલું હતું. ને પોતે એવી જાહેર ખબર બહાર પાડેલી હતી કે આ પ્રદર્શનમાં લોકો જોવા આવે તે વખતે હું એક ગુપ્ત જગ્યાએ સંતાઈ જઇશ. જે કોઈ શખ્સ મને શોધશે તેને સવા લાખ સોના મહોરોનું ઇનામ આપીશ. પ્રદર્શન જોવાનો સમય થતાં ગામના હજારો મનુષ્ય આવ્યાં, પણ જોવાની લેહમાં રાજાને શોધવાની વૃત્તિ કોઈની થઇ નહિ. ને બધા જનો મોજમજાહ લુંટવા લાગ્યા. સાંજ પડી પણ કોઇએ રાજાને શોધવાની વાત કરીજ નહિ. એક સન્યાસી પુરૂષ તે વખતે આ પ્રદર્શન જોવા આવેલો હતો તેણે પ્રદર્શન સામી દૃષ્ટિ નહિ કરતાં રાજાને શોધી કહાડી સવા લક્ષ સોના મહોરનું ઇનામ મેળવ્યું. આ તો દૃષ્ટાંત છે પણ તેના ઉપરથી સિદ્ધાંત એ લેવાનો છે કે આ માયારૂપી બજારમાં અનેક રોગો ભરેલા છે તેમાં દૃષ્ટિ નહિ કરતાં આત્માને શોધી પરમ સુખ મેળવવું એજ આ નાની વાર્તાનો હેતુ છે. જગત સામી દૃષ્ટિ નહિ કરતાં આત્મજ્ઞાન મેળવવાથી મહાન અવિચળ સુખ મળી શકે છે.

## કોઇને ધિક્કારશો નહિ.

નોક્સ લીટલ કહે છે કે "ગમે તેવા નીચ, દોષિત યા દુઃખી આત્મા હોય તોપણ તેને ધિક્કારશો નહિ. કારણકે એવા આત્મા પણ પરમાત્માનો અંશ છે. અણઘડ મનુષ્યોમાં પુષ્કળ દૈવી શક્તિ ગુપ્ત રીતે રહેલી હોય છે કે જેને બહાર લાવવાને માટે દૈવી આત્માની જરૂર છે. એ કળાનું પ્રથમ પગથીયું સદ્વૃત્તિમાં વિશ્વાસ છે. બીજું સદ્વૃત્તિ તરફ પ્રેમ અને ત્રીજું સ્વર્ગીય આયુધો—જેનું નામ ભલમનસાઇ સંસ્કાર અને પ્રાર્થના—તેનો ઉપયોગ છે.

## સેવા એ ઉત્તમ કાર્ય છે.

દુઃખી જનસમાજની સેવા કરવી એ હમેશાં મહાન અને ઉમદા કાર્ય છે અને તે પુરૂં કરવા માટે મનના દરેક સિદ્ધાંતમાં મૃત્યુપર્યંત ખંતથી મંડયા રહેવું જોઇએ.

## માનવ જીવન.

માનવ જીવન ક્ષુદ્ર દેખાતી વસ્તુઓનું જ બનેલું છે, અને આપણા દોષોથી જ આપણાં અરધાં દુઃખ ઉદ્ભવેલાં છે કારણકે જીવનના શ્રેષ્ટ આનંદો, શાંતિ અને સદ્ગુણમાં જ રહેલાં છે. ધન–વૈભવમાં નહિ. ઉપકાર તથા સેવા થોડા જનો જ કરી શકે છે. પણ સામાને ખુશી તો સર્વ કોઇ કરી શકે તેમ છે માટે કઠોર સ્વભાવ વાળાએ પ્રથમથી જ શીખવું જોઇએ કે સહેજ પણ નિર્દયતા એ મહાન અપરાધ છે અને મોટાં મોટાં ધનદાન કરવાની ઇચ્છા વ્યર્થ છે.

બીજાઓને દુઃખ દેવાના અપરાધમાંથી સર્વ કોઇ બચી શકે તેમ છે. મનુષ્યજાતિને પૈસાના વરસાદથી સુખી કરવાનું તેમને સત્તા અથવા આરોગ્યથી વિભુષિત કરવાનું આપણા ટુંકા ભાગ્યમાં નથી; પરંતુ ઇશ્વરે સર્વને ખુશ કરવાની શક્તિ આપી છે.

## વસંતની પ્રેમપુષ્પાંજલી.

સત્વગુણમાં જેનું અંતઃકરણ ડુબી ગયું છે તે મહાત્મા સાધુ ને

વીર છે. તે લોકો પોતાનું સુંદર જીવન ત્યાગ કરી એવું ઇશ્વરીજીવન પામે છે કે તેના માટે સંસારના કુલ અગમ્ય માર્ગો સાફ થઇ જાય છે. આકાશ એમના ઉપર વાદળાંની છાયા કરે છે, પ્રકૃતિએની મનોહર માયા ઉપર રાજ્ય તીલક કરે છે. આ અમારા આગળના રાજા સાધુઓ અને મહાત્માઓ આજે હીરા અને લાલ પન્ના જડેલાં સોનાચાંદીના સિંહાસન ઉપર બેસવું ને ગરીબોના ગળાં રેંસી મેળવેલી મીલ્કત ઉપર તાગડધીન્ના કરવું અને પોતે મૂર્ખતાના વીર થવું અને જરી, મલમલને ઝવેરાતથી લાદેલ માંસનાં પુતળાંઓ હરદમ કંપતાં રહે છે ધ્રુજે છે, ડરે છે શું કરે છે. બીચારા પરોપકારના રસ્તે જતી વખતે પોતાની ઐશ્વર્યતા નષ્ટ થશે માની ડરે છે. બીજું સરકારી રાજદ્વારી સત્તા માણસોના શરીર લગી પહોંચે છે પણ તેમનાં ઉંડાં અંતઃકરણ કોરવા તેનામાં શક્તિ નથી.

## સ્ત્રી અને પુરૂષ.

સ્ત્રી અને પુરૂષ એ બંને સંસાર રથના ચક્ર જેવાં છે. જેમ એક ચક્રથી રથ આગળ ચાલતો નથી, પરંતુ તેને બંને ચક્રોની જરૂર પડે છે, તેમજ સંસાર વ્યવહારમાં પણ સ્ત્રી અને પુરૂષ એ બંનેના પરસ્પર સહાયકપણાથી સારી રીતે ચાલે છે. વ્યવહારનું બંધારણ યોગ અને ક્ષેમ એ બે વિષયોને આધારે ટકી રહેલું છે. યોગ કહેનાર પરીશ્રમ કરીને વસ્તુને સંપાદન કરવા તે એ કામ મુખ્યત્વે કરીને પુરૂષને માટે નીર્માણ થયું છે. ક્ષેમ કહેતાં મેળવેલી વસ્તુનો યથોચીત રીતે ઉપયોગ કરવો તે. આ ઉભયકાર્ય કે જેના ઉપર અર્થશાસ્ત્રનો તમામ આધાર રહેલો છે તેવું મહત્ત્વભર્યુ કાર્ય સ્ત્રી પુરૂષ એમ ઉભયની સહાયતાથીજ પાર પાડી શકાય છે. તેમાં યોગ કરતાં ક્ષેમ કરવામાં વધારે ડહાપણની જરૂર છે અને તે કામ સ્ત્રીના અધીકારનું છે. સચ્ચરિત્રશાળી સ્ત્રી આ કાર્ય પુર્ણ કુશળતાથી કરે છે ને જે સ્ત્રી વ્યવહાર કુશળ હોય છે, તે પોતાના પતિના કુળને ઉન્નતિમાં આણે છે. સાસુ સસરાની સેવા કરવી, પોતાને જે કાંઈ

ઘરેણુંગાંઠું કે અનપાન મળતું હોય તેટલા ઉપર સંતોષ રાખવો. પોતાના ત્યાં આવનાર સગાંસંબંધીનો સત્કાર કરવો. પરાયા કજીઆમાં પડવું નહીં.

## સ્ત્રી પાસે સાચું નહી બોલવું.

સ્ત્રીનું હૃદય બહુ કોમળ હોય છે તેથી તેના મનમાં કોઇ પણ વાત ટકી શકતી નથી. તે ઉપર એક દ્રષ્ટાંત છે કે કોઇ એક શહેરમાં કોઈ એક ગરીબ બ્રાહ્મણ રહેતો હતો. તેને દરીદ્રતાએ ઘેરી લીધો હતો. તેની સ્ત્રી હંમેશાં બહારગામ કમાવા જવાને માટે તેને કહેતી હતી. એક વખતે સ્ત્રીના કંકાશથી પોતે પાસેના જંગલમાં જતો રહ્યો. તે જંગલમાં એક શીવાલય હતું. તેના મનમાં વીચાર થયો કે હું આ શિવજીની પ્રેમભાવે પૂજા કરૂં તો મારૂં દરીદ્ર જતું રહે. એમ ધારી શીવજી ઉપર તપ કરવા લાગ્યો. ત્રણ દીવસ તેણે કાંઈ ખાધું પીધું નહી અને શીવજીની એક ચીત્ત ભક્તી કરવા લાગ્યો. શિવજી બહુજ દયાળુ છે તેથી ત્રીજે દિવસે તે વિપ્રને કહ્યું, જા ઘેરને તારા વાડામાં એક હાથ જમીન ખોદજે એટલે તને ધન સાંપડશે. પણ તે વાત તું તારી સ્ત્રીને કહીશ નહી. વિપ્રે તે પ્રમાણે કર્યું એટલે શિવજીના વચનથી તે શ્રીમાન થયો. તેની સ્ત્રી આ ધન કયાંથી આવ્યું તે બહુ પુછવા લાગી પણ તેને કહ્યું નહી. કારણ કે શિવજીએ વચન આપતાં તેને કહેલું હતું કે હે વિપ્ર ! આ વાત તારી સ્ત્રીને પણ કહીશ નહીં ને જો કહીશ તો ધન જતું રહેશે. તેની સ્ત્રીની બ્હેન બહુ જ અદેખા હતી. તેણે પોતાની બ્હેનને બહુજ મનાવી પણ તેને કહ્યું કે મને મારો પતિ ધન આવવાનું કારણ કહેતા નથી તેથી તેની બ્હેન બોલી કે તું આજ ઘરમાં રસોઇ કરીશ નહીં. જ્યારે તારો પતિ આવે ત્યારે કારણ પુછે તે વખતે તું કહેજે કે ધન મળવાનું કારણ કહો તો રસોઈ કરૂં ! પછી વિપ્ર ઘેર આવ્યો તો સ્ત્રી રીસાઈને બેઠી હતી. તેનું કારણ પુછતાં સ્ત્રી

કહેવા લાગી કે ધન મળવાનું કારણ કહો! ત્યારે વિપ્રે મનમાં વિચાર કર્યો કે "સ્ત્રી હઠ" બહુ ભુંડી છે. આનું સમાધાન કર્યા વિના ચાલશે નહીં! તેથી તેણે કહ્યું કે શેર દુધ આકડાનું પી જવું ને પછી દીશાએ જતાં સોનામોહોર થઇ જશે. સ્ત્રીએ પોતાની બેનને તે પ્રમાણે કહેતાં તે સ્ત્રીએ શેર દુધ આકડાનું મંગાવી પોતાના ધણીને પાયું ને તેથી બીજે દીવસે તે મરી ગયો. આવી રીતે સ્ત્રી પાસે સાચું નહીં બોલવાથી તે વિપ્રનું દારીદ્રપણું સદાને માટે ગયું પણ જો સ્ત્રી પાસે સાચી વાત કરી હોત તો તેની બ્હેનને કહ્યા વિના કદી પણ રહેત નહીં. આ ઉપરથી દષ્ટાંત એટલુંજ કે ગમે તેવી વાત હોય પણ સ્ત્રીના મનમાં રહેતી નથી. માટે સ્ત્રી પાસે કોઇ દીવસ સાચી વાત કરવી નહીં.

## વિવેક વિના આંધળો.

ધાતુની ઘાત ભણી ભલી ભાત,
રચે દીન રાત ધરી બહુ ધંધો.
ભાવ ભલેજ ભલાં ધરી ભુશણ,
દે તજી દુપણથી દુરગંધો.

રાજ સભાસદ લાજ ગણે કવિ,
કાજ કરે પદબંધ પ્રબંધો.
ટેવ અને ન છેક છુટે પણ,
એક વિવેક વીના નર અંધો.




## બાપની શિખામણ.

એક શેઠીયાનો દીકરો માર એસ્ફાટાટ થઇને પિતાને મળવા આવ્યો. બેટાને દેખી પિતાજી તો હસી પડયા ! પુત્રે પુછ્યું કેમ સાહેબ મને દેખી આજ શાદને થકી હસો છો ? પિતાએ કહ્યું, ના ભાઇ હું તને દેખી નથી હસતો. હું તો તારી પાઇ વીનાની કમાઇ અને ચાઇ ચાઇ સાથનો આ તારો સુટ દેખીને હસી રહ્યો છું. બેટા, કપડાં ઉપર જેટલું ધ્યાન આપો છો તેનું અરધું જ ધ્યાન જો તમારૂં ચારીત્ર સુધારવા ઉપર આપો તો બહુ સારૂં. ભલા દેખાવાનો જુઠો ફાંકો છોડી દઇને સત્ય જ ભલાં કામો કરી ભલા થાવ ! પિતાની આ શીખામણ ઝટ તે પુત્રના ધ્યાનમાં ઉતરી ગઇ ? તુરત જ તે પોતાના ઓરડામાં ગયો અને તે ભપકાભર્યો સુટ કાઢી નાંખી સાદાં લુગડાં સજી ફરી પિતાશ્રી પાસે આવી નમ્રતાથી કહેવા લાગ્યો પિતાશ્રી મારી થએલી ભુલ માફ કરો ! હવેથી હું એવી ભુલ નહી કરૂં.

## સંત દર્શન.

### દોહરો.

સંત મીલનકું જાઇએ,
　　　　તજ માયા અભિમાન
ડગલે ડગલે યજ્ઞ ફળ,
　　　　એમ કહે શ્રી ભગવાન.

* * *

## મનુષ્ય જીવનનું અવલોકન.

આ સંસારે અણ સમજણે
દુઃખ જે જે પડે છે,
તેના તાપે હૃદય તપતું
રાંક થાતું રડે છે;
પામે સાચી સમજણ કદી
તો વળી વૃત્તિ નાના,
તેના ભાવો ક્ષણ થતા
છે નહીં કયાંહી છાના.
જે આ વિચિત્ર પરમેશ્વરનો પ્રપંચ,
તે સર્વ સમજણે સુખરૂપ સંચ;
માયા અવસ્તુ પણ કામ કરે અનેક,
દેવ દીને કઠણ તે વિષયે વિવેક.
જ્યાં સુધી આ તનમન બધાં
જીવતાં હોય આંહી,
સારી માઠી સમજણ વળી હોય
આ વૃત્તિ માંહી;
ત્યાં સુધી શમ-દમ વિષે રાખવી
શ્રેષ્ઠ પ્રીતિ,
ધર્મો સર્વે સહન કરવા એજ
ઉત્કૃષ્ટ રીતિ.

*     *     *

### દોહરો.

જેણે આપ્યો છે અરે,
વિનય, વિવેક વિચાર:

તે ઇશ્વરને ઓળખી,
જીત્યો છે સંસાર.

## ભલા કર ભલા હોગા!

એક માણસ દેવદર્શન કરવા જઈ રહ્યો હતો. ત્યાં દેવની પૂજા કરવાને માટે ફક્ત તેની પાસે ચાર જ આના હતા. તે જ્યારે દેવ-સ્થાનમાં જતો હતો ત્યારે રસ્તામાં તેને એક ગરીબ નિરાધાર મનુષ્ય ત્રણ દિવસનો ભૂખ્યો મળ્યો. તેણે કહ્યું: " શેઠજી ! હું ત્રણ દિવસનો ભૂખ્યો છું માટે મારા ઉપર દયા આણી કાંઈ આપો તો પ્રભુ તમારૂં ભલું કરશે." આ વચન સાંભળી પેલો પુરૂપ બહુ જ વિચારમાં પડી ગયો કે આ ગરીબને શું આપું? કેમકે અત્યારે મારા પાસે દેવ-મંદિરમાં ધરવાને તથા પૂજાની સામગ્રી ફુલ વગેરે લેવાને ફક્ત ચાર-જ આના છે તે હું આને આપું તો મારાથી દેવની સેવા બની શકશે નહિ. પણ આને જો હું મારા ચાર આના આપીશ તો તેની આંતરડી ઠુવા દેશે એમ ધારી તે પેલા ગરીબ પ્રત્યે બોલ્યોઃ ભાઇ ! મારી પાસે અત્યારે કાંઈ સોનું રૂપું તો નથી પરંતુ આ ચાર આના દેવ-સેવાના મારી પાસે છે તે હું તને આપું છું તે લે. પેલા ગરીબે હર્ષથી તે ચાર આના લીધા. પણ તેના બદલામાં એક મંત્ર તેને શીખવ્યો. તે એ કે " ભલા કર ભલા હોગા " એટલું બોલી પેલો બિચારો રસ્તે પડી ગયો. પહેલાં તો શેઠજી વિચારમાં પડયા કે આનો અર્થ શો હશે? થોડુંક થોભીને દેવળ તરફ ચાલવા માંડયું. ત્યાં પૂજા કરી ઘેર જઇ શ્રદ્ધા રાખી તે મંત્ર ભણુવા લાગ્યા. થોડાક દિવસમાં તેનો સીતારો ફરી ગયો અને તે મોટો શ્રીમાન બની ગયો. એના ફતેહની ચાવી તેનાં સગાંઓ તથા મિત્રો તેને પૂછવા લાગ્યા. તેથી તે " ભલા કર ભલા હોગા " એટલું સર્વને કહેતો હતો.

## સંપત્તિ અને આયુષ્ય.

સંપત્તિ એ બે પહોરની છાયા છે. તે આજ છે ને કાલે નથી.

જેઓ કરોડોપતિ કહેવાતા તેની પાસે એક કોડી પણ અત્યારે નથી. વળી જેઓ ભિક્ષા માગતા હતા તે ભાગ્યવંત થઇ બેઠા છે ! કાળની ગતિ તો જુઓ ! ! આયુષ્ય ધીમે ધીમે ઘટતું જાય છે. માટે બાલ ને યુવાવસ્થા ગઈ એટલે વૃદ્ધાવસ્થા એની મેળે આવવાની. ને તે આવ્યા કેડે બે દિવસે કાળ આવીને ઉભો રહેશે. દેહને જેવો કરીએ તેવો થાય છે, ને યત્ન કરવાથી કાર્ય પણ સિદ્ધ થાય છે.

## સંગતિ દોષ.

વણિક કુટુંબની એક બાઇને કોઈ કારણવશાત દવાના કામમાં બ્રાંન્ડીની જરૂર પડી. તેથી તેણે પોતાની પાડોશમાં રહેતી એક ક્ષુદ્ર જાતિની સ્ત્રી પાસે પૈસા આપી ગુપ્ત રીતે મંગાવી. આ વાતને ૭ માસ વીતી ગયા પછી તે ક્ષુદ્ર જાતિની બાઇએ બીજી એક વણિક બાઇને તકરાર થઈ તે વખતે ક્ષુદ્ર જાતિની સ્ત્રીએ માણસની સમક્ષ મેણું માર્યું કે " ભાળ્યાં ભાળ્યાં તમે ઉંચ કોમના ! મારી સાથે તમારી સગી જસોદાએ બ્રાન્ડીની બાટલી મંગાવી હતી. " આ સાંભળી જસોદા બાઇને પસ્તાવો થયો કે મેં હલકી જાતિની સ્ત્રી સાથે કામ પાડયું કે જેથી કરીને મહારી આબરૂને બટ્ટો લગાડયો. ખરેખર જાત વિના ભાત પડે નહિ. હલકા માણસનો સંગ કરવાથી પરિણામ સારૂં આવતું નથી.

## સંસાર એટલે શું ?

જે વસ્તુસ્થિતિ મનુષ્યને પ્રભુથી દુર રાખે તેનું નામ સંસાર છે. કોઇનો સંસાર ઘર અને કુટુંબરૂપે હોય છે. કોઇનો સંસાર વેપાર રોજગાર છે. કોઇનો સંસારિક વિદ્યા ભણી વિદ્વતા બતાવવામાં રહેલો હોય છે. કોઇનો સંસાર સભાઓ ભરવામાં, તો કોઇનો સંસાર વાસનાઓને પોષવામાં. આ પ્રમાણે પ્રત્યેક માણસ પોતાની કોઇ એક બાબતમાં લુબ્ધ થઇ રહે છે.

## એક શ્રીમાને મુંછના વાળ ઉપર લીધેલા પૈસા.

એક શ્રીમાન યાત્રા અર્થે પરદેશમાં ગયેલ હતો. ત્યાં તેની

પાસે પૈસા ખુટવાથી એક શાહુકારની સદ્ધર પેઢી પર જઇને પોતાની મુંછનો એક વાળ તોડીને આપ્યો ને રૂપિઆ દશ હજારની માગણી કરી. તે વેપારી શેઠે જણાવ્યું કે "મુંછનો વાળ જરા વાંકો છે. માટે બીજો આપો"! પેલા શ્રીમાને જવાબ આપ્યો કે શેઠજી વાંકો પણ માંકો છે. અર્થાત તે વાંકો છે પણ મહારી મુંછનો વાળ છે એટલે તેની ઉપરજ આપો. શેઠે તુરત રૂપિઆ દશ હજાર ગણી આપ્યા. આ બનાવ જોઇ બીજા એક માણસે પૈસા લેવાની યુક્તિ કરી. દશ પંદર દિવસ પછી તે માણસે દુકાનપર આવી પોતાની મુંછનો વાળ આપી રૂપિઆ બેહજાર માગ્યા. શેઠે તપાસ કરી કરી કહ્યું કે શેઠજી વાળ વાંકો છે, એટલે પેલા આવનારે તુરત બેચાર મુંછના મોવાળા તોડી શેઠના હાથમાં આપ્યા ને કહ્યું કે સારો હોય તે રાખો. શાહુકાર સમજી ગયો કે આ કોઇ લેભાગુ છે. તુર્ત તેને પોલીસ પાસે પકડાવી શિક્ષા કરાવી, પ્રતિષ્ઠા કાંઇ મોવાળા ઉપર થતી નથી પણ વચન ઉપર છે.

## પંચરત્ન.

સોનું, માણેક, હીરો, લીલમ અને મોતી. પંચાંગ (ટીપણાના અર્થમાં) તિથિ, વાર, નક્ષત્ર, યોગ ને કરણ–પંચમહાભુત–પૃથ્વી, જળ, વાયુ, તેજ, ને આકાશ–પાંચપવન–પ્રાણ, અપાન, ઉદાન, વ્યાન, અને સમાન.

પાંચમુદ્રા–ક્ષાચરી, ખેચરી, જેચરી, અગોચરી અને ઉન્મતી.

પાંચ મહાપાપ–સોનાની ચોરી, ગુરૂસ્ત્રીગમન, મદ્યપાન, બ્રહ્મહત્યા, એ ચારેનો સંસર્ગ.

પાંચે આંગળીઓ સરખી હોતી નથી, પોતાના છોકરામાં ગુણ, દોષ, ડહાપણ કે મૂર્ખતા કે અન્ય રીતે વહાલ કે અણગમો આવવાથી આંતરો રાખવામાં આવે ત્યારે એ કહેવત કહેવામાં આવે છે.




## સમયની બલીહારી.

આપણામાં કેટલાક લોકો કહે છે કે જ્યારે સારો સમય હોય ત્યારે આપણી આંખોમાં અંધાપો આવે છે પણ તે વખતે એટલું યાદ રાખવું કે સારો કે માઠો સમય સદાકાળ ટકતો નથી. એક વખત સારો સમય પ્રાપ્ત થાય ત્યારપછી તુર્ત નબળો સમય અનાયાસે આવી પડે છે. તે વખતે આપણી લોકો હાંસી કરે છે માટે આપણે સદાકાળ વર્તન એવું રાખવું જોઇએ કે આપણી રીતભાત જોઇ કોઇ ટીકા કરે નહિ. કારણકે સરખો સમય સદાકાળ ટકતો નથી એ તો સમયની બલીહારી છે. કોઇ વખતે લાખો માણસો આપણો હુકમ ઉઠાવનાર હોય ને કોઇ સમયે આપણે પોતે મજુરી કરતા હોઇએ ! એ તો શામળભટ્ટે કહ્યું છે કે "ફરતી ફરતી છે છાંયડી અહંકાર નવ આણીએ." આજ છે તેવું કાલે નથી. રામચંદ્ર ભગવાન હતા તો તેણે પણ દુઃખનો સ્વીકાર કરી આનંદથી તે દુઃખના દિવસો જંગલમાં રહીને કાઢેલા છે. પાંડવ ને કૌરવો માથે કેવા પ્રકારનાં સંકટો આવ્યાં છતાં તેઓએ પોતાની ધીરજ અને સત્ય કદી પણ છોડયું નહિ. કોઇ વખત સારો હોય ત્યારે ફુલાઇ જવું નહિ તેમ કોઈ વખતે સમય ખરાબ અનાયાસે આવી પડે તે વખતે ગભરાઇ જવું નહિ. હમેશાં પ્રયત્ન કરી પ્રભુની મરજીને તાબે થવું એમાં જ ખરો આનંદ છે. આ સંસારમાં સર્વે વાતે કોઇ સુખી જોવામાં આવતો નથી. કોઇને શરીરની વ્યાધી તો કોઇને પૈસાની પીડા તો કોઈને કુટુંબનો કલેશ આ પ્રમાણે સર્વ સ્થળે જોવામાં આવે છે, માટે સદા કાળ સંતોષ ને સંપને ગ્રહણ કરી સંસારમાં રહેવું ને બની શકે તો સત્સંગ ને ભક્તિ અવસ્ય કરવી કેમકે ખરૂં સુખ તેમાં જ સમાએલું છે.

## જીંદગી અને જંજાળ.

જીંદગી બહુ જ ટુંકી છે પણ જંજાળનો પાર નથી. મનુષ્ય જન્મે ત્યારથી સંસારનાં કામ કરવા માંડે પણ તેનો છેડો કદી આવતો જ નથી. એક કામ પુરૂં થયું ત્યાં બીજું કામ આવીને ઉભું રહે છે તેમાંથી આ જીવને નિવૃત્ત થવા દેતો નથી. એ તો જે ભાગ્યશાળી હોય તે આ જન્મની જંજાળમાંથી છુટી પ્રભુના પદને પામી જાય છે. બાકી બીજા સર્વે તો ખોટા સુખમાં મોહી પોતાનો અમૂલ્ય અવસર વિના કારણે ગુમાવે છે. આ સંસારમાં જ્યાંસુધી આયુષ્ય નિર્માણ થયું હોય ત્યાંસુધી જ રહેવાય છે. આયુષ્ય પુરૂં થયા બાદ એક ક્ષણ પણ કોઇ રાખી શકતું નથી.

## મુળજી શેઠનો વૈરાગ્ય.

ગઢપુરમાં જ્યારે શ્રીજી મહારાજ બીરાજતા હતા ત્યારે મુળજી શેઠ તેમના દર્શને આવેલા હતા. તે શ્રીજી મહારાજની વાતો સાંભળતા હતા એટલામાં તેના ગામથી માણસ આવ્યું ને કહ્યું કે ઝટ ચાલો, તમારો દીકરો બહુ જ માંદો છે. પછી તેણે શ્રીજી મહારાજ પાસે વાત કરી કે મારે પાછું મારા ગામ જવું પડશે; કારણકે મારે ઘેર મારો પુત્ર બહુ જ માંદો છે. ત્યારે મહારાજ કહે કે તારે એક જ દીકરો છે તે દેહ મૂકે તો કેવું થાય ? ત્યારે મુળજી શેઠ કહે કે મને કાંઈ ઉદ્વેગ થાય નહિ. ત્યારે મહારાજે કહ્યું કે તારો દીકરો દેહ મૂકી ધામમાં ગયો છે. હવે તારે ઘેર જવું હોય તો જા, ત્યારે મુળજી શેઠ ઉન્મત ગંગામાં સ્નાન કરી રાજી થઇ મહારાજની વાતો સાંભળવા બેઠા અને કહેવા લાગ્યા કે મૃત્યુલોકમાંથી મારા પુત્રને અક્ષરધામ મળ્યું એટલે મારા જેવો કોણ ભાગ્યશાળી. એવા તે મહાન વૈરાગ્યવાળા ને મહિમાવાળા હતા. નહિ તો દીકરાનું મરણ સાંભળી શાંતિ રહેવી મહા કઠિન છે.

## સાત નકટાની વાત.

સાત ચોર હતા. તેઓએ એક ગામમાં વાણીઆની દુકાનમાં ખાતર પાડ્યું. પ્રથમ તેણે દુકાનની પછીતે જઇ તપાસ કરી તો સર્વે સુઇ ગયેલાં માલુમ પડ્યાં હતાં. એટલે ચોરોએ દુકાનની પછીતમાં એક મોટું માણસ સુતું સુતું જાય તેવું બાકું પાડ્યું. શેઠને પ્રથમથીજ આ વાતની ખબર પડતાં તેણે એક સજાવેલ ચાકુ હાથમાં રાખી જે ચોર દુકાનમાં પેસે તેનું નાક કાપી લે એમ સાતે ચોરોનાં નાક કાપી લીધાં. છેવટનો એક બોલ્યો કે મારૂં તો નાક કપાઇ ગયું, હું નકટો થયો છું ત્યારે બીજા છ પણ કહેવા લાગ્યા કે અમારાં પણ નાક નથી તે કપાઇ ગયાં છે, માટે અમે પણ નકટા છીએ. એ પ્રમાણે સાતે નકટા પ્રભાત થતાં પોલીસના હાથમાં આવતાં તે શિક્ષાને પાત્ર થયા.

## સદ્‌ગુરૂ બ્રહ્માનંદ સ્વામી ને શ્રીજી મહારાજ.

એક વાર શ્રીજી મહારાજ બ્રહ્માનંદ સ્વામીને લઇને કચ્છમાં માંડવીએ જતા હતા. પછી શ્રીજી મહારાજે બ્રહ્માનંદ સ્વામીને કહ્યું કે કહો તો તમને આ ગામમાં લાડવા ખવરાવું ને કહો તો ધૂળની ફાટચું ખવડાવું. ત્યારે બ્રહ્માનંદ સ્વામી બોલ્યા જે મહારાજ ધૂળની ફાટચું તો અમો એકલા હોઇએ ત્યારે ઘણી મળે છે પણ આજ તો ધણી ભેગા છે તેથી ધૂળની ફાંટચું હોય નહિ, આજ તો લાડવા હોય. ત્યારે મહારાજે એક ધૂળનો ઢગલો કરી તે ઉપર આસન પાથરીને બ્રહ્માનંદ સ્વામીને બેસાડ્યા ને તેમને સહેજાનંદ સ્વામી ઠરાવ્યા ને પોતે ધોળો ફેંટો બાંધી પાળા ભેગા બેઠા એટલામાં ખંપો ખત્રી આવ્યો તેણે કેટલાક પ્રશ્નો ગાદી પર બેસનાર બ્રહ્માનંદ સ્વામીને પૂછ્યા, ત્યારે બ્રહ્માનંદ સ્વામીએ કહ્યું કે આવા પ્રશ્નના ઉત્તર તો અમારો સેવક દેશે. તેથી સહેજાનંદ સ્વામીએ સઘળા અઘરા પ્રશ્નોના ઉત્તર

કરી આપ્યા. ખયા ખત્રીની ખાતરી થઇ કે આ ગાદીપર બેઠા છે તે સેવક છે ને પ્રશ્નનો ઉત્તર કરી આપનાર સમર્થ મહાપુરૂષ છે. ત્યારબાદ ખયાખત્રીએ સર્વમંડળને લાડુની રસોઇ આપી પોતે સેવક થયો એ રીતે ચમત્કાર બતાવ્યો છે.

## સોનું મફત મળે નહિ.

એક મહાત્મા પુરૂષ હાથમાં એક લાકડાનો ઘોડો લઇ એક વખતે એક શહેરમાંથી જતા હતા ત્યાં એક સોનીની દુકાન પાસે બે ચાર સ્ત્રીઓ પોતાનાં ઘડવા આપેલાં ઘરેણાં લેતી હતી તે જોઈ મહાત્માના મનને પણ થયું કે આ સોની સર્વેને મફત સોનાનાં ઘરેણાં આપે છે, એટલે પોતે પણ પોતાના હાથમાં રાખવાનો લાકડાનો ઘોડો હતો તેને સોનું ચડાવી આપવા માટે આપ્યો. સોનીએ તે ઘોડો પોતાની દુકાનમાં મુકયો, પછી પેલી સ્ત્રીઓ તે મહાત્માજીને કહેવા લાગી કે ગુરૂમહારાજ એ સોની અમોને કાંઇ મફત ઘરેણાં આપતો નથી. અમે તો તેને સોનું આપેલું હતું તેના મજુરી લઇ દાગીના કરી આપે છે ત્યારે મહાત્માજીને ખાતરી થઇ કે મફત સોનું મળે નહિ તો મારો ઘોડો તો પાછો આપશે ને, એમ કહી સોની પાસે પોતાના ઘોડાની માગણી કરી. મહામહેનતે પોતાનો ઘોડો પાછો લીધો.

## સદગુરૂ બ્રહ્માનંદ સ્વામીને મુળીમાં થયેલો ચમત્કાર.

સદગુરૂ બ્રહ્માનંદ સ્વામી મુળીમાં મંદીર કરવા આવ્યા તે વખતે ગામથી ચાર ચાર ગાઉ ફરતો પત્થર જોયો પણ કયાંય મળે નહીં. પછી ઉદાસ થઇ ગયા ને સહેજાનંદ સ્વામીની સ્તુતી કરીને કહ્યું કે મહારાજ તમે મુળીમાં મંદીર કરવાની મને આજ્ઞા કરી છે તે પત્થર વીનાં મંદીર કેમ થશે ? પછી થોડા દિવસ રહી પત્થર ગોતવાને વગડામાં ગયા. તે વખતે વઢવાણનો મુનો સલાટ પણ સ્વામી ભેગો હતો ને બીજા દશ પંદર માણસ ભેગા હતાં. તે ફરી ફરીને પત્થર

જોતા હતાં તે વખતે સદ્‌ગુરૂ બ્રહ્માનંદ સ્વામીને મહારાજની મુર્તીનાં છેટેથી દર્શન થયાં. ત્યારે બ્રહ્માનંદ સ્વામીએ મહારાજ પાસે જવા ઉતાવળ કરી ઘોડી હાંકી તે મહારાજની સમીપમાં ગયા, ત્યારે મહારાજ એક ઢાલ જેવડો ઉઘાડો પત્થર ઉપર ઉભા રહીને અદ્રશ્ય થઇ ગયા, તે વખતે બ્રહ્માનંદ સ્વામીએ મુના સલાટને કહ્યું કે આ પત્થર જુઓ. પછી તે ઠેકાણે ખોદવા માંડયું તો તેની નીચે પત્થરની મોટી પાટો ખડકેલી મુકેલી નીકળી ને તેમાં મંદીર સંપૂર્ણ થાય તેટલો પત્થર દેખાયો. પણ તે પાણા કાઢતાં આસપાસ પાણીનું સાધન નહીં હોવાથી મુઝવણ ને વીચાર કરવા લાગ્યા કે ગામમાંથી પાણી લઇને અહીં આવવું બહુ જ કઠણ પડશે. એટલામાં પ્રભુ ઇચ્છાથી એક ભરવાડે આવી અચાનક પાણી બતાવ્યું ને તે ભરવાડ કહેવા લાગ્યો કે અમે નાના હતા ત્યારે આ જગ્યાએ પાણી હતું તે બહુ જ મીઠું હતું. માણસોએ તે ભરવાડનું નામ પૂછ્યું, પણ નામ નહિ આપતાં તુરત જતા રહ્યા. આ રીતે પાણા ને પાણીનો ચમત્કાર બ્રહ્માનંદ સ્વામીને શ્રીજી મહારાજની ઇચ્છા કૃપાથી મળવાથી પ્રભુની ધારણા પ્રમાણે મુળીનું મંદિર તૈયાર થયું. આજ પણ હજારો મનુષ્યો તેનાં દર્શન માટે ત્યાં જાય છે ને મહા શુદી ૫ ને રોજ ત્યાં મોટો મેળો ભરાય છે. આવી રીતે કળીયુગના સમયમાં સ્વામીનારાયણ ભગવાને અલૌકિક ચમત્કાર બતાવી મુળીનું મંદિર તૈયાર કરાવ્યું તે તેમની અદ્‌ભુત લીલા કહેવાય.

* * *

## ત્રણે વાનાં લેશું.

એક શ્રીમાનને ઘેર એક વખતે મેમાન આવતાં તે શ્રીમાને આવનાર મેમાનોને પૂછ્યું કે તમો ચાહ, કોફી કે કોકો શું લેશો? મેમાનોએ કહ્યું કે ત્રણે વાનાં લેશું. આ સાંભળી શ્રીમાન મનમાં સમજી ગયો કે આવનાર મેમાનો આપણી આબરૂ લેવા આવ્યા છે.



## દુર્ગાદત અને મનોહર ગુપ્તની વાર્તા.

એક ગામમાં દુર્ગાદત નામનો ગરીબ બ્રાહ્મણ રહેતો હતો તેને એક વખત રતનાકરના કીનારા ઉપર તપસ્યા કરતાં વરૂણદેવે એક શંખ પ્રસન્ન થઈને આપ્યો ને કહ્યું કે આ શંખ તને હંમેશાં "એક લાખ સોના મોહોર" આપશે. વરૂણદેવના વચનમાં દૃઢ વિશ્વાસ રાખી દુર્ગાદત ઘેર આવી શંખની પુજા કરવા લાગ્યો એટલે તુર્ત સવાલાખ સોનામોહોરનો ઢગ થયો. આ પ્રમાણે હંમેશાં સવાલાખ સોનામોહોરો મળતાં રાજા જેવો વૈભવ દુર્ગાદતનો થયો. તેની પાડોશમાં મનોહર ગુપ્ત નામનો એક વૈશ્ય રહેતો હતો તેને આ દુર્ગાદતના વૈભવ પર ઈર્ષા આવવાથી તેનો શંખ તેણે ચોરી લીધો તેથી તે દુર્ગાદત પાછો સમુદ્ર કીનારે જઈ વરૂણદેવ પાસે રોવા લાગ્યો ત્યારે વરૂણદેવે તેને એક બીજો શંખ આપ્યો પણ તેનું નામ "લપોડ શંખ" હતું એટલે તેનું પુજન કરીને એને પુછીશ કે લપોડ શંખ લાવ લાખ ! તો એ શંખ કહેશે કે લેને સવાલાખ! પરંતુ એ માત્ર મુખદ્વારા કથન કરશે પરંતુ આપશે એક પાઈ પણ નહીં. અર્થાત એના નામ પ્રમાણે એના ગુણ છે પરંતુ જેને અનુભવ હોય તે જ જાણી શકે. બીજા તો એના વાક્ય સાંભળીને એના ઉપર મોહીત થઇ જશે, તેથી જેણે તમારા શંખની ચોરી કરી હશે તે પ્રથમના શંખને મુકીને આ શંખ તમારો ચોરી જશે. પછી પેલા શંખની બરાબર સંભાળ રાખજો. એ પ્રમાણે કહી તેને તે શંખ આપ્યો. દુર્ગાદત તે શંખને લઇને પોતાને ઘેર આવ્યો ને પ્રભાત થતાં તેની પુજા કરી લાખ રૂપીઆ માગવા લાગ્યો ત્યારે લપોડશંખ બોલ્યો, લેને સવાલાખ ! આ શબ્દ મનોહર ગુપ્તના જાણવામાં આવતાં રાત્રે સાચો શંખ મુકી લપોડશંખ

ચોરી ગયો. તેથી દુર્ગાદત્ત પોતાનો અસલ શંખ મળવાથી આનંદ પામી સુખી થયો ને મનોહર ગુપ્ત માથું કુટી રોવા લાગ્યો. કહેવત છે કે ચોરીનો માલ કદી પણ શીંકે ચડે નહિ. "ચોરીનો માલ ચંડાળે જાય ને પાપી હાથ ઘસતો થાય" એ કહેવત ખરી છે. મનોહર ગુપ્તને પોતાના વિશ્વાસઘાતી કૃત્યનો ભારે અફસોસ થયો.

## ઉપદેશ દોહરા.

ધર્મી ભુલે ધર્મ નીજ, જ્ઞાની ભુલે જ્ઞાન;
દુષ્ટ દુરાગ્રહ તો દીસે, મદ કર મદ સમાન.
નાસ્તિક થકી દુરાગ્રહી, ભુંડા ભુતલ માંહી;
વિચાર ન કરે વેગમાં, પાપ પુણ્યનો કાંઇ.
આંસુ લાવી આંખમાં, ભજન કરે ધરી ભાવ;
પણ પરના જન પ્રાણ લે, જો તે પામે દાવ.
દુનિયા વિષે દુરાગ્રહી, અજ્ઞાની જન એજ;
ચાલ્યો લેવા લાભ પણ, ઉલટો થયો અવેજ.
દયા ધર્મનું મુળ છે, ભક્તિ જળે સીંચાય;
દયા વિના ભક્તિ કરે, ધર્મ વૃક્ષ નહિ થાય.
અજ્ઞાની ઇશ્વર ભજે, તો પણ ફળ અણતોલ;
અંધારે આરોગતાં, ગળ્યોજ લાગે ગોળ.
ફાવે તે સ્થાને જઇ, ભજવા શ્રી ભગવાન;
નદીએ કે વાવે કુવે, જઇ કરવું જળપાન.
અખીલ જનોને અંતરે, રૂચે થવાને રાય;
ફાંફાં મારે ફરી ફરી, ધણીનું ધાર્યું થાય.

## ખળે ખબર.

### શાર્દુલ વિક્રિડીત વૃત.

જે થાતા ઘડી એકમાં અદૃશ્ય, વરસાદ કેરા કરા,
જાણો એજ રીતે જરૂર જગના, છે ખેલ ખોટા ખરા;

સાચાં ધર્મ, અધર્મ કર્મ સઘળાં ટાળ્યાં નહિ તે ટળે;
ચેતી લે દલપત ચીત નહિ તો તે ખોટ ખાશે ખળે.

**ધણીનું ધાર્યું થાય છે.**

કર્તાની કરૂણા વિના, કશું કહી ન શકાય;
ધરી રહે સૌ ધારણા, ધણીનું ધાર્યું થાય. ૧
પ્રભાતથી સૌ પરવરી, જળ લેવાને જાય;
અદકું કે ઓછું મળે, ધણીનું ધાર્યું થાય. ૨
ભલું સરોવર જળ ભર્યું, સનમુખથી સુકાય;
પીવા જતો પાછો ફરે, ધણીનું ધાર્યું થાય. ૩
જંગમજાતી જીવને, આપ્યા છે ઉપાય;
કરીએ પણ ધરીએ નહી, ધણીનું ધાર્યું થાય. ૪
કર્તાની કરૂણાથકે, સફળ થાય સાૈ કાજ;
વરસે જો વરસાદ તો, ઉપજે છોડ અનાજ. ૫

**હીરામાં સુખ કે દુઃખ નથી પણ સુખ દુઃખનું કારણ પોતાનું મન છે.**

રસ્તે બે માણસો જતા હતા તેમાં એકની નજરે હીરો પડતાં તેણે ઉપાટી લીધો અને પોતાના મનમાં માનવા લાગ્યો કે આ હીરાથી મને અનેક પ્રકારના દુઃખ જશે ! ને હું સંસારમાં સુખી થઇશ. બીજા માણસે આ વાત જાણતા તેને હીરાની કીંમત પોતાના મનમાં કાંઈ પણ નહોતી કારણકે પોતે શ્રીમંત હતા ત્યારે હજારો હીરાઓનો વિયોગ કરી ત્યાગવૃત્તિ ધારણ કરી હતી તેથી તેને મનમાં કાંઇ પણ આઘાત થયો નહિ; કારણકે તે વૈરાગ્યમાંજ અખંડ સુખ માનતો હતો. આ ઉપરથી સિદ્ધ થાય છે કે હીરામાં સુખ કે દુઃખ નથી પણ સુખ દુઃખનું કારણ પોતાનું મન છે.

**મનને મગરૂરી મેલવા વિષે.**

**રાગ–ભૈરવી.**

મન મેલ હવે મગરૂરી,
રહી જાશે વાત અધુરી—રે મન—૧

રખડાવી મારે છે મૃગને,
જેમ કુટીલ કસ્તુરી,
તેજ દશા તારી થવાની
સમજી રાખ સબુરી —રે મન—૨
સારૂં નરસું કેમ ન દેખે,
ટેવ બળી એ બુરી;
કેશવ અંતે એ પંથેથી
પડશે પીડા પુરી—રે મન—૩

## સતી સુલોચના.

રામચંદ્રજી અને રાવણના યુદ્ધ વખતે લક્ષ્મણ અને ઇંદ્રજીતને યુદ્ધ થયેલું તેમાં લક્ષ્મણને મુર્ચ્છા વળેલી અને પછીથી જે યુદ્ધ ચાલ્યું તેમાં ઇંદ્રજીત મરાયો. તેની સ્ત્રી સતી હતી. તેનો હાથ છુટો પડી ઉડીને જ્યાં તેની સતી સ્ત્રી સુલોચના ચોકમાં માથું ઓળાવતી બેઠેલી હતી ત્યાં જઇને પડયો. સતીએ જાણ્યું કે મારા પતીનું કંઈક વિપરીત થયું. ખડીઓ કલમ હાથ પાસે મુકતાં પત્રમાં લખાયું કે મારો દેહ રણક્ષેત્રમાં પડયો છે. મારૂં માથું રામચંદ્રજીના સૈન્યમાં રામચંદ્ર પાસે જ છે. ત્યાંથી લઈ આવજે. સતી ત્યાંથી ચાલીને રામચંદ્રજી પાસે તેમનું સૈન્ય ભેદીને પહોંચી ચૂકી. રામચંદ્રને કહ્યું કે મારા પતીનું મસ્તક આપો. રામચંદ્રજીએ સતીત્વ બતાવવા કહ્યું. સતીએ પતીને વિનંતિ કરી કે જો હું આપની ખરી પતિવ્રતા સ્ત્રી હોઉં તો આપ ખડખડ હસી પડો. તુરત પતીનું મસ્તક ખડખડ હસી પડયું. રામચંદ્રે આવા રાક્ષસ કુળમાં આવી સતી છે એમ કહી વરદાન આપ્યું "જા કળીયુગમાં તારૂં સો વરસ રાજ્ય થશે."

## ફાવ્યો તે ડાહ્યો ને ફસ્યો તે મુરખ.

એક દીવસ બાદશાહે બીરબલને ફરમાવ્યું કે ડાહ્યો અને મુર્ખ કોણ તે સમજાવ. બીરબલે તુરત હસીને જવાબ દીધો: જહાંપનાહ! પોતાની રચેલી તદબીરમાં ફાવ્યો તે ડાહ્યો અને જે ફસી પડયો તે મુર્ખ સમજવો.

## ભીડભંજન.

એક હરિભકતે દેહ મુકયો ત્યારે તેનો ભાઈ બહુ રોવા લાગ્યો ત્યારે કોઇ મોટા સદગુરૂએ આવી તેને સમજાવ્યો કે તમે શાંતિ રાખો. મરણ તો કોઇને મુકનાર નથી. આજ, કાલ કે પાંચ વર્ષ પછી અવશ્ય થવાનું છે. કહો તો ખરા કે ભાઇ તમોને શું કામમાં આવતા હતા ? તુરત તેણે કહ્યુંઃ મહારાજ, જ્યારે મને આલોકમાં નાણાંની ભીડ પડતી ત્યારે વખતોવખત મદદ કરતા. એટલુંજ ને ? લ્યો હું તમને તેની ખોટ પુરી પાડવા એક હનુમાનજીની મુર્તિ બનાવી આપું. એમ કહી એક મારૂતીની મુર્તિ તૈયાર કરાવી તેમાં અલૌકીક એશ્વર્ય મુકી કહ્યું. લ્યો આજથી તમારી ભીડ તે હનુમાનજી ભાંગશે. તમે એમની પુજા પ્રેમથી કરજો ને જ્યારે તમને ભીડ પડે ત્યારે બે હાથ જોડી તેમની સ્તુતિ કરજો આથી તુરતમાં તમારી અરજ સ્વીકારી તમારી ભીડ ભાંગી નાખશે, માટે આનું નામ અમે "ભીડરંજન" રાખી શું. (આજ પણ સારંગપુરના હનુમાનની માનતા ચાલે છે ને હજારો ગાઉથી લોકો તેમના દર્શન માટે આવે છે એ સારંગપુર લીંબડી તાબાનું ગામ છે ને હકુમત જીલ્લાની છે ને ત્યાં બોટાદથી જવાય છે. )

## કુંભારની કુતરી.

એક કુંભાર પાસે કુતરી પાળેલી હતી. તેને પોતે એવી ટેવ પાડેલી હતી કે ગારાવાળા પગ હોય તેને પોતાનો ધણી (માલેક) સમજી કુતરી તેને પોતાનો ખરો ભાવ બતાવે. આવી રીતે ચાલતું હતું. તેવામાં ચોમાસાના દિવસો આવ્યા. એટલે તો ગારાવાળા પગવાળા ઘણામ ાણસો કુતરીને જોવામાં આવ્યા એટલે જેના ગારાવાળા પગ દેખે તેના વાંસે કુતરી સ્નેહ જણાવવા દોડી જાય. આથી કરીને તેના ખરા માલીકનું ભાન રહ્યું નહી અને અન્ય જનો વાંસે દોડવાથી

સ્નેહને બદલે બીચારી કુતરીને માર ખાવો પડતો. આવી રીતે આધુ-નીક સમયમાં ગેરૂવાળા લુગડાંમાં સંતપણું દેખી આપણે ખરા ઓળખ ભુલી જતાં સ્વર્ગને બદલે નર્ક મળે છે.




## સુખી અને દુઃખી કોણ?

એક દીવસે ભર દરબારમાં બાદશાહે બીરબલને સવાલ કીધો; બીરબલ સુખી કોણ? બીરબલે તુરત જવાબ દીધો. ખુદાવીંદ, જીવતો માણસ કદી સુખી ગણાતો નથી. માણસ મુવા પછી જ સુખી કહેવાય છે. બાદશાહે તેનું કારણ જાણવા માગ્યું, એટલે બીરબલે કહ્યું જહાંપનાહ, જે માણસ આજે સુખી દેખાય છે તેની ઉપર કાલે કેવી વિપત્તિ આવશે તે તે જાણી શકતો નથી તેથી તે સુખી કેમ કહેવાય? વળી બહારથી સુખી દેખાતો હોય પણ અંદરથી તેનું અંતઃકરણ સુખી છે કે દુઃખી છે તે કેમ જણાય? માણસ મુવા પછી જ સુખી કહેવાય છે.

## સહન શીલતા.

એક મોટા વેપારીને કોઈ વખતે તેના નોકરે પરદેશથી આવીને તેને ખબર આપી કે; શેઠજી? આફ્રીકામાં આપણી જ્યાં મુડી રહેતી હતી તે વેપારી નબળો પડયો છે! એ વાત ચાલે છે તેવામાં બીજા મુનીમે આવીને કહ્યું કે; શેઠજી? આપણે જે રૂના સટ્ટા કર્યા હતા તેમાં ભાવ બેસી જવાથી ભારે ખોટ આવી છે? ત્યાં ત્રીજાએ

આવી ખબર આપી કે આપણે જે માલ કોચીનથી મંગાવ્યો હતો તે તોફાનને લીધે દરીઆમાં ડુબી ગયો છે એ હકીકત સાંભળી શેઠજી બોલ્યો! "દુનિયામાં હું બાળક હતો ને નગ્ન અવસ્થામાં આવ્યો હતો મને પ્રભુએ ઘણી દોલત આપીને પાછી ખેંચી લીધી એનો જેનું હતું તેણે લઇ લીધું તેનું નામ મુબારક રહો?" એમ કહી પોતે રાજી થયા ખરી સહનશીલતાને આનું નામ કહેવાય? આવા સહનશીલતાવાળા શેઠીઆઓ દુનિયામાં થોડા જ હશે?

## પરચુરણ દોહરા.

આપે જે ઇશ્વર તને, નહિ તે તારૂં છેક;
કંઇ બીજાનો ભાગ છે, દીલમાં જાણી લેજ.
ધર્મ કદી તજશો નહિ, ભજજો સૌ ભગવાન;
દેહ તમો ના માનશો, તજજો તે અભીમાન.
સઘળું મારૂં ના કરો, મળે તમોને જેહ,
દીન તણાં દુખડાં હરો, વાપરીને કંઇ નેહ.
ચીતવ મન હરીચરણને, તો થાશો ભવ પાર;
તારાં જે અહીં તેં કર્યાં, તે નહિ સહાય થનાર.
સૌ બાળક ઇશ્વરતણા, સગાં ભાઇને બ્હેન;
દીન દેખો જો કોઇને, ઝટ તો કરજો ક્ષેમ.
પ્રેમ પ્રભુવિણ અન્યમાં, ધરશો મા કોઈ દિન;
સઘળું ઇશ્વરનું ગણો, ના જાણો કાંઇ ભીન.
સંત તણી સોબત કરો, ધરો હરીનું ધ્યાન;
સજ્જન જ્યાં એકા મળે, કરો પરસ્પર જ્ઞાન.
જો શીખ્યો હોય તું કંઈ, કહે અન્યને એહ;
તેમાં હીત છે તાહરૂં, સત્ય કહું છું એહ.
શુર, સતીકું સહેલહે, ઘડીમે ઘમસાન;
મુક્ત અંગુઠી પ્રેમકી, જગત હે આડો જામ.

## ત્યાગી મહાપુરૂષો.

હરિચંદ્રે સત્યને માટે રાજ્યનો ત્યાગ કર્યો, કર્ણે દાનને માટે કવચકુંડલ આપી મૃત્યુને માગી લીધું પણ દાનને માટે પાછી પાની કરી નહિ. પ્રલ્હાદે રામ નામ માટે હસતે મોઢે અગ્નિમાં પ્રવેશ કર્યો, ભરતે ભ્રાતૃપ્રેમને માટે માતાની આજ્ઞા નહિ માનતાં રાજ્યનો ત્યાગ કર્યો, યુધિષ્ટરે કુન્તાને લીધે સ્વર્ગે જવાનો પણ અસ્વીકાર કર્યો શિબિ રાજાએ એક કબુતરને માટે પોતાના શરીરનું માંસ આપી દીધું હતું, રતિદેવે ગરીબોને માટે ભુખથી મરી જવાનું કબુલ કર્યું હતું, દધિચિએ પરોપકારને માટે પોતાનાં હાડકાં શરીરમાંથી કાઢી આપ્યાં હતાં, પરશુરામે પીતાને માટે માતાનો વધ કર્યો હતો, ભિષ્મે પીતાને લીધે કામિની કાંચનનો સર્વદા ત્યાગ કર્યો હતો. આવા દૃઢ મનવાળા મહાત્માઓનાં નામ પોતાના ત્યાગને લીધે શાસ્ત્રોમાં અવિચળપણું ભોગવે છે. ધન્ય છે તેમની દૃઢતાને.

## શીલ એ મનુષ્યની ઉન્નતિનું મુખ્ય કારણ.

એક સમયે સમુદ્રે નદીઓને કહ્યું કે અમારા માટે તમે નેતરનાં ઝાડ લઈ આવો! સ્વામીની આજ્ઞા માથે ચડાવી સર્વે નદીઓ જ્યાં નેતરનાં ઝાડ હતાં ત્યાં ગઇ ને મોટા વેગથી પાણીનો પ્રહાર કરવા લાગી. નેતરમાં નરમપણાનો ગુણ હોવાથી જેવો પ્રહાર જોરથી આવે કે પૃથ્વી પર નેતરનાં ઝાડ ઢળી પડતાં અને નદીઓનો પ્રચંડ વેગ નેતરના ઝાડ ઉપર થઇને જતો પણ નેતરનું એકે ઝાડ નદીઓના કબજામાં આવ્યું નહિ. છેવટે કાયર થઈ નદીઓ સમુદ્ર પાસે આવી કહેવા લાગી કે મહારાજ અમારૂં સઘળું સામર્થ્ય વાપર્યું પણ નેતરનું ઝાડ અમારા કબજામાં આવ્યું નહિ તેથી અમે નીરાશ થઇ વિલે મોઢે તમારી પાસે આવ્યાં છીએ. સમુદ્રે હસ્તે મુખે કહ્યું! નદીઓ!! ઠીક છે! જેનામાં નમ્રતા છે તેનો સંસારમાં કોઇ વાળ વાંકો કરવા

સમર્થ થતું નથી એ નિર્વિવાદ છે. આ સાંભળી નદીયો લજ્જિત થઇ ગઇ. કેમકે જે પર્વતોને તોડી નાંખે છે તેનાથી આવાં સાદાં નેતરનાં ઝાડ ન તૂટયાં તેનું મુળ કારણ નેતરમાં નરમપણું છે માટે જે સંપૂર્ણ વિશ્વનો વિજય કરનાર છે. તેઓ પણ શીલવાનના સામે હાર ખાઇ જાય છે માટેજ મહાત્મા પુરૂષ શીલનેજ મનુષ્યની ઉન્નતિનું મુખ્ય કારણ કહે છે.

## શ્વાનના દશ ગુણો સંત લે છે.

૧. ભૂખ્યું રહેવું. (૨) ગૃહરહિત. (૩) સારી રાત જાગવું. (૪) મરવા પછી કાંઇ નિકળતું નથી. (૫) સ્વામીનું દ્વાર ન છોડવું. (૬) થોડું મળે તેમાં સંતોષ. (૭) જયાં બેઠા હોય ને ત્યાંથી કોઈ ઉઠાડી મુકે તો ઉઠી જવું. (૮) કોઇ પાસે કાંઇ માગવું નહિ. (૯) કોઈ બોલાવે તો ત્યાં જવું. (૧૦) કોઇ મારે તો ધરતી સામું જોઇ માર સહન કરવો.

## દાનેશ્વરી કર્ણ અને અર્જુન.

શ્રી. કૃષ્ણ પરમાત્મા વખતો વખત અર્જુનના પાસે કર્ણના દાનની વાતો કર્યા કરતા હતા પણ આ વાત અર્જુનને ગમતી નહોતી. એક દિવસ તો ખીજાઇને અર્જુને શ્રીકૃષ્ણ પરમાત્માને કહ્યું આપ કર્ણની બડાઇ હમેશાં મારી પાસે શામાટે કરો છો ? શું હું દાન આપતો નથી. શું મારા દ્વાર પાસેથી કોઇ નિરાશ ગયું ? આટલું સાંભળી પરમાત્મા કાંઇ પણ બોલ્યા નહિ. એક દિવસે એક વિપ્ર અર્જુન પાસે આવી ચંદનનાં લાકડાં એક ખાંડી માગવા લાગ્યો ને કહેવા લાગ્યો કે મારી સ્ત્રીએ મરતી વખતે મને કહ્યું છે કે મારા દેહને ચંદનના કાષ્ટમાં બાળજો ? આથી હું આપના પાસે ચંદનની માંગણી કરવા આવ્યો છું. અર્જુને તુરત પોતાના માણસને ચંદનનાં લાકડાં દેવાનો હુકમ કર્યો પણ તે વખતે એકે લાકડું સીલીકમાં

નહોતું. તેમ ગામમાંથી મળી શકે તેમ નહોતું, તેથી બ્રાહ્મણને અર્જુન આપી શકયા નહિ ને બ્રાહ્મણ તુરત નિરાશ થઈ દાનેશ્વરી કર્ણ પાસે જઇ ચંદનના લાકડાની માંગણી કરવા લાગ્યો. તે વખતે તેના આશ્રમમાં ચંદનનાં લાકડાં સાલીકમાં નહોતાં પણ પોતાનો રાજ્યમહેલ ચંદનના લાકડાંથી તૈયાર કર્યો હતો તે હતો તે એકદમ તોડાવી તેમાંથી લાકડાં કાઢી બ્રાહ્મણને આપી તેને સંતોષ્યો ને કરોડો રૂપિઆનો રાજ્યમહેલ ધનોતપનોત થઇ ગયો તેની કાંઈ પણ ચિંતા કરણને થઇ નહિ અને પોતે દાન આપી પોતાના મનમાં બહુજ રાજી થયો ત્યારે કરણના માણસોએ રાજ્યમહેલ તોડતાં બહુજ સમજાવ્યો. પણ તે વખતે કરણે કહ્યું કે રાજ્યમહેલ પાછો બની આવશે પણ આવી તક દાન દેવાની પુનઃ પ્રાપ્ત કદી પણ થઇ શકનાર નથી કેમકે ગયો અવસર પુનઃ મળતો નથી."



## પુલછાબ ૧૨ મી

### પાલક અને બાલકીની વાર્તા.

અશોક નામના એક ઝાડપર પાલક અને બાલક નામનાં બે કબુતરો રહેતાં હતાં. પાલક બહુ જ દયાળુ તથા સ્થિર ચિત્તવાળું હતું અને બાલક ખેલાડી અને ચંચળ હતું એક દિવસે બાળકે યાત્રાએ જવાને માટે પાલક આગળ વાત કરી ત્યારે પાલકે કહ્યું કે ભાઇ ! યાત્રા કરવામાં મહા કષ્ટ થાય છે. તું હજુ નાનો છે તેથી યાત્રાના કષ્ટને તું જાણતો નથી. તું કોઇ દિવસ ઘરની બહાર નિકળ્યો નથી તેથી યાત્રાના દુઃખનો તને શું અનુભવ આવે ! માટે તારે હાલ યાત્રા કરવી ઠીક નહિ. જો કોઈ સારો સાથ હોય તો

ખુશીથી જજે પણ હાલ તારે ઘર મુકવું દુરસ્ત નથી. બાળકની બુદ્ધિ બાળક જ હતી તેથી મોટાભાઈની શીખામણ કોણ માને? તેથી તે બોલવા લાગ્યો કે યાત્રામાં જેમ કષ્ટ છે તેમ મોજ પણ બહુ જ છે, નવી નવી વસ્તુઓ દૃષ્ટિગોચર થાય છે. નવા નવા માણસો સાથે મિત્રાચારી થાય છે માટે મારા સમજવા પ્રમાણે યાત્રાનો આનંદ ઓર છે! એમ કહી બીજે દિવસે સવારે બાળક પાલકને પૂછ્યા વિના યાત્રાએ નિકળી પડયું. બાળકે ખાધા પીધા વિના આખો દિવસ ઉડવાનું શરૂ રાખ્યું. સંધ્યાકાળે એક બાગમાં ઝાડ ઉપર જઇને વિશ્રાંતિ લેવાને બેઠું. તેવામાં વાવાઝોડુ ને વરસાદ શરૂ થયો. ટાઢથી ઝાડવાના પાંદડામાં લપાઇને સવાર સુધી બેસી રહ્યું તેવામાં બાગમાં કેટલાંક ગીધ આવ્યાં. તેમણે બાળકને દેખી કેટલીક ચાંચો મારી હેરાન કર્યો. ત્યાંથી ખાધાપીધા વિના ધીરે ધીરે ઉડી એક વાઘરીના કુબા પાસે આવતાં ત્યાં જુવારના દાણા પડેલા હતા તે ખાવાને માટે નિચે બેઠું એટલામાં તે જાળથી સપડાઇ ગયું. તેમાંથી મહામહેનતે નિકળી રસ્તે પડયું પણ તેને ખાવાપીવાનું કાંઇ મળ્યું જ નહિ. આઠ દશ દિવસ હેરાન થઇ બાલક ઘર તરફ આવ્યો અને મોટા ભાઇને પોતાના દુઃખનું વર્ણન કરવા લાગ્યો કે ખરેખર ઘર જેવું સુખ નથી. સારા સંગ વિના યાત્રાએ જવું એ નકામું છે કેમકે રસ્તામાં અનેક પ્રકારના દુઃખ અચાનક આવી પડે ત્યાં આપણી સહાય કોણ કરે? એક ઉંટનું બચ્ચું પોતાની માને કહેવા લાગ્યું કે મા તું આ રણમાં થોડી વાર વિસામો લે તો હું ઉંઘી લઉં! માએ બચ્ચાને કહ્યું કે બેટા મારા નાકમાં નાથ છે તે બીજાના હાથમાં છે ત્યાં મારો ઉપાય શું ચાલે? એ પ્રમાણે જેને સમજણ નથી તે આ કબુતરના બાલક બચ્ચાંની પેઠે મનસ્વી પ્રમાણે ચાલી બહુ જ દુઃખી થાય છે.

## બનારસમાં ઠગ લોકો.

બનારસમાં યાત્રા જનાર લોકોએ પણ ઠગ લોકોથી બહુ જ

ચેતતા રહેવાનું. કેમકે એવા પવિત્ર સ્થળોમાં પણ ગુપ્ત રીતે સાધુનો વેશ ધારણ કરી ઠગ લોકો રહેલા છે. એ બાબત હાલમાં એક શ્રીમાનને અનુભવ થયો છે. તે એવો કે એક શ્રીમાન પોતાના માણસ સાથે ગંગાસ્નાન કરવા જતો હતો થોડે દુર પોતાના માણસોને પોતાની પોટલી ઘરેણાં પૈસા તથા લુગડાની આપી કહ્યું કે આની તું સંભાળ રાખજે. કોઇનો વિશ્વાસ કરીશ નહિ. હું નાહિને આવું ત્યાંસુધી આ પોટકું રેઢું મેલીશ નહિ. શેઠ આટલી શિખામણ આપી ગંગાસ્નાન કરવા નદીએ ગયા. વાંસેથી બેચાર ઠગ પુરૂષો સાધુના વેષે આવીને માણસને કહેવા લાગ્યા કે તમારા શેઠ નિસાણી ઉતરતાં ગંગા કાંઠે પડી ગયા છે ને બેચેન થઇ ગયા છે. આ સાંભળી પેલો માણસ શેઠની તપાસ કરવા જતાં શેઠ તો ગંગાજીમાં સ્નાન કરી રહ્યા છે! શેઠે કહ્યું અલ્યા કેમ આવ્યો? નોકર કાંઇ નહિ કહેતાં પાછો મકાન પર આવતાં જુએ છે તો શેઠનું પોટકું પેલા ઠગ લોકો લઇ પસાર થઇ ગયા હતા. શેઠે આવી સમાચાર પૂછ્યા ત્યાં નોકરે કહ્યું કે આપણું પોટકું કોઇ હરામખોરો લઈ ગયા છે. શેઠે કહ્યું, "પ્રભુ કરે તે સારા માટે". આટલા શબ્દો બોલી તે શાન્ત અંતઃકરણે બેઠા રહ્યા. થોડી વારે જમનાદાસ શેઠ તેજ પોટકું ઉપાડી દેવા આવ્યા ને કહેવા લાગ્યા કે મેં કાલરોજ તમોને આંહીથી જતા જોયા હતા તેથી મેં જાણ્યું કે આ પોટકું તો ધર્મદાસ શેઠનું છે. ઠગો ચોરીને જતાં મહારી નજરે પડતાં મેં તેમને ડારો દઇ પડાવી લીધું તેતમોને દેવા આવ્યો છું. આપ તેની અંદર આપના દાગીના તથા રોકડનો તપાસ કરી લેશો. મેં ઉતાવળ હોવાથી કાંઇ તપાસ કર્યો નથી. શેઠે તુરત તપાસ કરતાં પ્રભુ કૃપાથી ગયેલું સર્વે ધન ધીરજ રાખવાથી પાછું મળ્યું. માટે યાત્રામાં ઠગ લોકોથી ચેતતા રહેવું.

## બાધા વિના શાન્તિ થતી નથી.

એક બાગમાં આંબુસ પાયરીના ઝાડો પુષ્કળ હતાં. તેમાં બે

મુસાફરો અચાનક આવી ચડયા. બાગનાં માલિકે કાંઇક ઓળખ હોવાથી બન્ને જણાને ફળ ખાવાનું કહ્યું. એક માણસે તો પાકાં પાકાં ફળો શોધીને બહુ જ ખાધાં તેથી તેને સંપૂર્ણ શાન્તિ થઇ અને બીજો મુસાફરે તો દરેક ઝાડના ફળો ગણવામાં પોતાનો વખત કાઢયો. એટલામાં સાંજ પડી ગઇ. બન્ને જણા બાગની બહાર આવ્યા તેમાં એક ભૂખ્યો અને એક ધરાએલો હતો. આવી રીતે આ નશ્વર સંસારમાં જ્ઞાન દેનારા ઘણા નજરે પડે છે પણ તે ગ્રામોફોન જ્ઞાન જેવું હોય છે. પોતાને તેના સાથે કાંઇ નિસબત હોતી નથી અને કેટલાક મુંગે મોઢે પરમાત્માની શુદ્ધ અંતઃકરણથી ભક્તિ કરી રહ્યા છે તેઓને જ ખરી શાન્તિ થાય છે. બાકી બીજાને કાંઇ સત્ય સુખનો અનુભવ થતો નથી.

## વિવિધ વાણી.

સ્વપ્ને હોઇ ભિખારી નૃપ, રંકનીકપતિ હોય;
જાગે લાભન હાનિ કછુ, તિમિ પ્રપંચ જીય જોય.

× × × ×

સુત, દારા અરૂ લક્ષ્મી, પાપી કો ભી હોય;
સત્સંગતિ અરૂ હરી ભજન, તુલસી દુર્લભ દોય.

× × × ×

નીચ જાતિ શ્વપચક ભલો, જપત નિરંતર નામ;
ઉંચો કુલ કેહિ કામકો, જહાં ન હરિ કો નામ.

× × × ×

આ શરીર અનાજથી ઉત્પન્ન થયું છે, રજ અને વિર્ય રૂપ અપવિત્ર પદાર્થોથી થએલું છે એટલું જ નહિ પણ હાડકાં અને રક્તાદિ અપવિત્ર વસ્તુથી સદાકાળ ભરેલું છે. તે ક્ષણ ક્ષણમાં નાશ થાય એવું છે. તેનો એક ક્ષણનો પણ ભરોસો નહિ. આવા ક્ષણભં-

ગુર શરીરમાં કોઈ મૂર્ખ હોય તે આસ્થા રાખે. વિદ્વાન તો એમાં લેશમાત્ર આસ્થા કદી પણ રાખે જ નહિ. કારણ શરીરનું સ્વરૂપ તે જાણે છે. ધન, ઐશ્વર્ય પણ ફરતી છાયા છે. આજ છે ને કાલ નથી. એનું ઠેકાણું નથી. સંસારના કોઇ પણ પદાર્થ સ્થિર નથી તો પછી અસ્થિર વસ્તુ પર પ્રેમ કરવાથી ખરૂં સુખ ક્યાંથી પ્રાપ્ત થાય તેનો વિચાર કરવો ઘટે છે.

× × × ×

પારસમેં અરૂ સંતમે, બડો અંતરો જાન;
વહ લોહા કાંચન કરે, વહ કરે આપ સમાન.

× × ×

લોભ પાપકો મુલ હે, લોભ મિટાવત માન;
લોભ કભી નહિ કીજીયે, યામે નરક નિદાન.

× × × ×

## પ્રશ્નોત્તર.

પ્રશ્ન—એકાંતિકપણું તે શું કહેવાય?

ઉત્તર—ધર્મ, જ્ઞાન ને વૈરાગ્ય એ ત્રણે યુક્ત જે ભગવાનની ભક્તિ કરવી તેને એકાંતિકપણું કહેવાય છે.

પ્રશ્ન—ધર્મ સબંધી સાધનમાં એવું કયું સાધન છે જે એક રાખે કરીને સર્વ ધર્મ રહે?

ઉત્તર—એક નિષ્કામપણું હોય તો સર્વે સાધન આવે.

પ્રશ્ન—કેવી મતિ રાખે રૂડું થાય છે?

ઉત્તર—ભગવાનના નિશ્ચય રૂપ જે મતિ તે ફરવા જ દેવી નહિ તેથી તેનું રૂડું થાય.

પ્રશ્ન—જે સંતમાં બધા સારા ગુણ હોય પણ તેમાં એવો કયો ભુંડો દોષ હોય કે જેણે કરીને એનો સંગ ન કરીયે?

ઉત્તર--જેને આળસ બહુ હોય ને નિદ્રા બહુ હોય તેનો સંગ ન કરવો.

પ્રશ્ન—કીયે ઠેકાણે માન રાખવું ને કયે ઠેકાણે ન રાખવું?

ઉત્તર—ભગવાનનો દૃઢ આશ્રય હોય ને જેવો તેવો ગરીબ હોય તેના આગળ માન ન રાખવું પણ નાસ્તિક પાસે તો અવશ્ય માન રાખવું.



## ફુલછાબ ૧૩ મી

## ચિંતામણીનો ચમત્કાર.

એક મનુષ્યને ત્યાં ચોરી થઈ અને સોનું, રૂપું, તથા ઘરની પરચુરણ ઘર વખરી સર્વે ચોર લઇ ગયા. ફક્ત ચિંતામણી, કે જેની પરીક્ષા ચોર લોકોને નહોતી અને તેથી તેને નકામો પથરો લેખી ચોર લોકોએ લીધો નહિ. પ્રભાત થતાં આસપાસના માણસો ભેગાં થયાં. જેના ઘરમાં ચોરી થઇ હતી તે રોવા લાગ્યો એટલામાં અચાનક ત્યાં એક મહાન પુરૂપ પણ આવી ચડયો ને તે પેલા ઘરના માલીકને રૂદન કરતો જોઇ કહેવા લાગ્યા કે તું શા માટે રડે છે? ત્યારે તે માણસે કહ્યું મહારાજ મારા ઘરમાં ચોરી થઈ અને તમામ વસ્તુઓ ચોર લોકો લઇ ગયા. ઘરમાં એક ચિંતામણી વિના બીજું કાંઇ રહ્યું નથી. ત્યારે મહાત્માજીએ કહ્યું કે તું મૂર્ખ છે! ચિંતામણી રહ્યો તો સર્વે રહ્યું. કેમકે તેના વડે તું નવું ચિંતવી તારી ગએલી વસ્તુ પુનઃ મેળવી શકીશ. ચિંતામણીમાં એવી શક્તિ છે કે તું ધારે તે તુર્ત બની જાય. પેલો ઘરવાળો મનુષ્ય મૂર્ખ

હતો તેથી તેને ચિંતામણીના ખરા રહસ્યની ખબર નહોતી. મહાત્માજીના પ્રસંગથી ખરી વસ્તુનું ભાન થતાં તે પુનઃ વહેવારમાં સમૃદ્ધિવાન થઇ ગયો.

## નાની વસ્તુ મોટું કામ કરે છે.

દીવાસળી એ એક નાની વસ્તુ છે પણ તેના વડે મોટું કાર્ય બને છે અને તે એ કે મોટા શહેરમાં અગ્નિ પ્રગટ કરવામાં એક નાની સરખી દીવાસળી બહુ જ સમર્થ છે. એક તણખલું નકામું ગણાય છે પણ વખતે પવનની દશા બતાવવામાં તે બેહદ ઉપયોગી થાય છે. આ જગતમાં કોઇપણ વસ્તુને નકામી તેમ હલકી સમજવાની નથી. સૌ પોતપોતાનું કાર્ય કરે છે.

## સ્વભાવની પરીક્ષા.

એક માણસ બહુ જ ખટપટી હતો અને જ્યાં ત્યાં નવિન ખટપટો હમેશાં કર્યા કરતો. પરમાત્માની કૃપાથી તેને વૈરાગ્ય થતાં તે સાધુ થયો. દશ વર્ષ સાધુપણામાં ગયા પછી તેને મનમાં એવો વિચાર થયો કે "હું ખટપટ તો ભુલ્યો નથી કે" તેનો અજમાયશ તો કરૂં ? આ બાબતની પરીક્ષા લેવાને માટે તે સાધુ જેને ત્યાંથી હમેશાં ખાવાનું લાવતો હતો ત્યાં તે પ્રયોગ અજમાવી જોવા શરૂઆત કરી. પ્રથમ તો શેઠને કહેવા લાગ્યો કે શેઠ સાહેબ હું આપને શું કહું. મને કહેતાં શરમ આવે છે. તમારી ધર્મપત્ની તેના સગાભાઇ સાથે આડો વહેવાર રાખે છે. શેઠે કહ્યું એમ હોય જ નહિ. ત્યારે સાધુએ કહ્યું રાત્રે બાર વાગે બરોબર ધ્યાન રાખશો એટલે આપની ખાતરી થશે. તેની સ્ત્રીને ખાનગીમાં કહ્યું તારો ભાઇ સ્ત્રીના નાક કરડી ખાય છે. આજ રાત્રે તારૂં નાક કરડવા આવશે માટે જાગતી રહેજે. સ્ત્રીના ભાઈને કહ્યું કે તારી બહેન દારૂ પીએ છે તે બહુ ખોટું કહેવાય ! જો હું ખોટું બોલતો હોઉં તો આજ રાતના બાર વાગે તારી બેનના પાસે જઇ તેનો શ્વાસ તપાસજે.

આમ ત્રણે જણને સમજાવી પોતે અલગ રહ્યો. રાતના બાર વાગે ભાઇ બેનનો શ્વાસ તપાસવા આવતાં બેન જાગતી હતી તે ભાઇને અંધારે આવેલો જોઇ પોતાના મોઢા ઉપર મોઢું રાખતાં ખાત્રી થઇ કે આ મારૂં મોઢું કરડવા આવ્યો છે તેથી તેણે બૂમ પાડી એટલામાં શેઠ પણ જાગતા હતા તેણે પણ મનમાં વિચાર કર્યો કે અંધારી રાત્રે બાર વાગે ભાઇ બહેન ભેગાં થાય છે માટે કાંઇપણ દાળમાં કાળું હશે.

ત્રણ જણ વચ્ચે મોટી તકરાર થઇ. તે સાધુ પણ વાટ જોઈ બેઠા હતા એટલે તુરત આવી સૌને શાન્ત પાડયા ને કહેવા લાગ્યા કે કોઈનો વાંક નથી એ તો હું મારા સ્વભાવની પરીક્ષા કરૂં છું કે ખટપટ ભુલ્યો તો નથી ને!!

## મહાન ભુલ.

એક માણસના ગળામાં એક અમૂલ્ય હીરાનો હાર હતો. પોતાની સહેજ ચુકથી ગળામાં લુગડાંને લીધે આગ્રો પાછો થઈ જતાં મારો હાર ગળામાંથી પડી ગયો છે એમ તેની ખાતરી થતાં તે રોવા લાગ્યો. એટલામાં તેનો એક મિત્ર આવ્યો ને તેને કહેવા લાગ્યા કે ભાઇ! તું કેમ રડે છે? ત્યારે તેણે કહ્યું કે મારો અમૂલ્ય હીરાનો હાર રસ્તામાં આવતાં કોઇ એક જગ્યાએ પડી ગયો. ત્યારે તેના મિત્રે કહ્યું કે હું તારો હાર બતાવું તો તું મને શું ઈનામ આપે! તેણે ઇનામ આપવાનું કબુલ કર્યું. ત્યારે તેણે ગળામાં જ આડો અવળો થઇ ગયેલો હીરાનો હાર તેને બતાવ્યો. આથી તેને ઘણો જ આનંદ થયો. આવી રીતે આત્માનું વિસ્મરણ થઈ જવાથી આપણા મુળ સ્વરૂપનું ભાન ભુલી ગયા છીએ. એ તો કોઈ જ્યારે સાચા સદ્‌ગુરૂ મળે તો આત્મદર્શન આ હીરાના હારની પેઠે કરાવી આપણી થએલી મહાન ભુલ સુધારે પણ આપણે તો તેનો પ્રયાસજ નથી કરતા એટલે લાચાર.

## બે સ્ત્રીના પતીની શિક્ષા મને દેશો માં !

એક શહેરમાં એક શ્રીમાનને બે સ્ત્રીઓ હતી અને તેથી તેના ઘરમાં આખી રાત્રી કજીઓ થયા કરતો હતો. એક વખતે તેના ઘરમાં ચોર ચોરી કરવા આવ્યો હતો પણ તેના ઘરમાં કંકાસને લીધે સર્વે જાગતા હોવાથી ચોર પકડાઇ ગયો ને તેને કાજી સાહેબ પાસે લાવ્યા. કાજીએ તેની જુબાની લીધી તથા બીજા શાક્ષીઓ તપાસ્યા તો ચોરે ચોરી કરેલી નહોતી પણ બીજાના ઘરમાં ચોરી કરવાના હેતુથી આવેલો માટે તેને શિક્ષા કરવી જોઇએ એમ કાજી સાહેબનો મત પડતાં તે ચોર બોલ્યો ! કાજી સાહેબ ! મ્હારા ઉપર રહેમ કરજો ને આપની મરજી પ્રમાણે ગમે તે પ્રકારની શિક્ષા કરજો તે હું ભોગવીશ પણ બે સ્ત્રીના પતિ થવાની શિક્ષા મને મહેરબાની કરીને કરશો નહિ. પેલો શ્રીમાન આ સાંભળી પોતાની ભુલને માટે પશ્ચાતાપ કરવા લાગ્યો. ખરેખર બે સ્ત્રીનો પતિ જગતમાં મહાન દુઃખી ગણાય છે એ નિર્વિવાદ છે.

## અહંકાર ગયા વિના શાન્તિ થતી નથી.

એક ડોશી હતી તે એક દિવસ માટીના કોઠલામાં દુધ, દહીં ઢાંકેલું હશે તેમાં એક જબરો બિલાડો પેસી જવાથી લાકડી લઇ કાઢતી હતી. પરન્તુ તે બિલાડો આ ડોશીની લાકડીના ખડખડાટથી કાંઈ નીકળે તેવો નહોતો એટલે કાયર થઇને રસ્તે જતા બીજા કોઈ પોતાના ઓળખીતા શુરવીરને બોલાવ્યો ને તેને કહેવા લાગી કે કોઠલામાંથી બિલાડો કાઢી આપો ! તે માણસે જોરથી કોઠલામાં બે ચાર લાકડીના ઘા કરવાથી બિલાડો નાસી ગયો. આ તો દૃષ્ટાંત છે પણ આના ઉપરથી સિદ્ધાંત એ સમજવાનો છે કે આ દેહરૂપી માટીનો કોઠલો છે તેમાં અહંકારરૂપી બિલાડો પેસી ગયો છે તેને જીવરૂપી ડોશી કાઢે છે પણ બિલાડો નિકળતો નથી. એ તો જ્યારે મૃત્યુરૂપી કાળ આવે ત્યારે તે અહંકારરૂપી બિલાડો તેના ભયથી ભાગી જાય છે. નહિ તો આખી જીંદગી દેહરૂપી કોઠલામાં બેસી

શાંતિ, દયા, ક્ષમા, ઈત્યાદિ મહાન ગુણોનો તે પાપી બિલાડો નિરંતર ચારો કરે છે તે સમજી તેને સત્પુરૂષોની શરણે જઇને કઢાવ્યા વિના ખરૂં સુખ કદી પણ આ સંસારમાં મળતું જ નથી એ નિર્વિવાદ છે.

## કહેવું છે પણ મરવું નથી.

એક આળસુ માણસ ઉનાળાના દિવસમાં એક ગામથી બીજે ગામ જતો હતો. રસ્તામાં વિસામો ખાવાને માટે એક ઝાડ તળે બેઠો તે વખતે પોતાના દુઃખથી તે એવું બોલ્યો કે "હે મૃત્યુ તું મને આ દુઃખમાંથી સત્વર છોડાવ!" આ વચનો બોલવાની સાથે જ ઇશ્વરકૃપાથી તુરત જ યમરાજા હાજર થયા. તેને જોઇ આ પ્રમાદી માણસ રડવા લાગ્યો ને બે હાથ જોડી યમરાજાને વિનંતી કરવા લાગ્યો આપ કેમ પધાર્યા છો? ત્યારે યમરાજાએ તેને કહ્યું તારા આગ્રહથી મારે અચાનક અહિં આવવું થયું છે; બોલ હવે તારી શું ઇચ્છા છે? પેલો પ્રમાદી માણસ મૃત્યુનું નામ સાંભળી મનમાં બીવા લાગ્યો. ના ના! મહારાજ! મેં આપને બોલાવ્યા નથી ને હાલ મારે મરવું પણ નથી. મેં તો મારા દુઃખને લીધે મારી માતુશ્રીને બોલાવી હતી. યમરાજા કહે છે ભાઈ! મૃત્યુ કોઇને ગમતું નથી પણ યાદ રાખજે કે આજ નહિ તો કાલે સવારે અમારી પાસે તારે આવ્યા વિના છુટકો નથી.



# પુલછાબ ૧૪ મી

## બીરબલની મશ્કરી.

એક વખતે બાદશાહના મનમાં માછીમાર લોકોને જોઇને માછલાં મારવાની ઇચ્છા થઇ. આ વાત બીરબલના જાણવામાં આવતાં પોતે મનમાં સમજી ગયો કે રાજાના વિચારો અત્યારે હીંસા

તરફ છે! થોડા વખતમાં તેને જનાનામાં જવાનું થતાં બેગમ સાહેબે બીરબલને પૂછ્યું કે બીરબલ કેમ છે? બાદશાહ શું કરે છે? ત્યારે તેના ઉત્તરમાં બીરબલે કહ્યું કે બેગમ સાહેબ! બાદશાહ જખ મારે છે. આ ઉત્તર સાંભળી બેગમ સાહેબ ગુસ્સે થઇ ગયાં ને તેથી આ વાત પાદશાહના કાને જતાં બીરબલને બોલાવી ઠપકો દેતાં બીરબલે ખરૂં કારણ દર્શાવ્યું કે નામદાર એક વખતે આપનું મન જમનામાં જઇ હીંસા કરવાનું થએલું હતું તેથી મેં પાદશાહ જખ મારે છે એમ મેં બેગમ સાહેબને કહેલું છે તો ક્ષમા કરજો.

## મહાન પુરૂષોની માંગણી.

એક વખતે કેટલાક ભકતો એક અનાદી મહા મુકતરાજના દર્શને ગયા હતા. તે વખતે તેણે પોતાના ગુરૂ પાસે દયાની માંગણી કરી હતી તે જ વખતે ગુરૂ મહારાજે પણ રાચી "હે ભકતો દયા રાખજો" એમ બોલ્યા તેથી ભકતોના મનમાં એમ આવ્યું કે આપણે તો દયા માગીએ તે વાસ્તવીક છે પણ આપણા ગુરૂ મહારાજે આપણા પાસે દયા માગી તેનું શું કારણ હશે! તે સરવે મળી ગુરૂ મહારાજને પુછવા લાગ્યા ત્યારે ગુરૂમહારાજે કહ્યું કે ભકતો અમે તમારા પાસે દયા માગી તેનું કારણ એટલું જ છે કે આ મનુષ્યનો દેહ સાડાત્રણ હાથનો છે. તેમાં હૃદય ત્રણ આંગળનું છે તે ઠેકાણે વ્યસનોનો નિવાસ છે તેમાં અમારો રહેવાનો નિવાસ છે માટે અમારૂં રહેવાનું સ્થાન જે હૃદય તેને હે ભકતો હંમેશાં ચોકખું રાખજો. તેમાં કદી પણ સ્ત્રી દ્રવ્યાદિક નાંખીને બગાડી નાંખશો નહિ ને હંમેશાં શુદ્ધ સ્વરૂપે રહેજો ને હમેશાં પ્રેમ રાખી અમારૂં સુખ લેજો. આ પ્રમાણે અમારૂં કહેવું છે તેને દયા કરી તમે પાળજો. એટલા માટે જ અમે તમારી પાસેથી જતી વખતે દયા માગી હતી. આ સાંભળી ભકતો બહુ જ પ્રસન્ન થયા અને તે જ દિવસથી પોતાના ગુરૂનું વચન પાળવા માટે ઉપાયો કરવા લાગ્યા.

## ગરીબ અને શ્રીમંત.

એક મોટા શહેરમાં એક શ્રીમાન મનુષ્ય રહેતો હતો. તે

લક્ષ્મીના તાનમાં એવો ગુલતાન હતો કે તેને ખાવા પીવાનું તથા બેસવાનું ભાન રહ્યું નહોતું. આખો દિવસ લક્ષ્મીની લાલસામાં મસ્ત રહેતો હતો. તેના બંગલાની પાસે એક નિર્ધન મનુષ્ય રહેતો હતો. તે હંમેશાં પોતાનું ગુજરાન થોડી આવકથી આનંદથી ચલાવતો પણ તે હંમેશાં શાન્તિથી અને આનંદથી પોતાના દિવસો વ્યતીત કરતો હતો. એક વખતે પેલા શ્રીમાનના સદને કોઇ એક સંન્યાસી અચાનક ચઢી આવ્યા તેને પેલા શ્રીમાન તથા નિર્ધન મનુષ્યની સ્થિતિ જોઇ શ્રીમાનને કહેવા લાગ્યા "અરે શેઠ સાહેબ તમે દુઃખી જણાઓ છો તેનું કારણ તમારી સંપત્તિ જ છે. જુઓને તમારા પાડોશમાં રહેનારો આ નંદશંકર કેટલો આનંદ માની પોતાનું અમુલ્ય જીવન વ્યતીત કરે છે ? જુઓને તે બિચારાને જમીન, માલ મિલ્કત કાંઇ પણ નથી છતાં કેટલો સુખી જણાય છે ? તેનું ખરૂં સુખ તમારા સ્વપ્નામાં પણ કદી આવવાનું નથી. પેલા શ્રીમાને આ વાત સાંભળી તે નીર્ધન મનુષ્યને શ્રીમાન બનાવવા એક નવાણું રૂપીઆની થેલી તેના ઘરમાં કોઇ ન જાણે એમ મુકી દીધી. બીજે દિવસે તે નિર્ધન મનુષ્યની દૃષ્ટિએ નવાણું રૂપીઆ પડતાં તેના અંતઃકરણમાં લોભે પ્રવેશ કર્યો અને તેણે વિચાર્યું કે જો હું આમાં એક રૂપીઓ સંગ્રહ કરી નાંખું તો સો રૂપિયાની મારી મુડી થાય. એવો વિચાર કરી એક રૂપીઓ કયાંથી પેદા કરવો તેના વિચારમાં લાગ્યો. છેવટે તેણે પોતાના ઘરના ખરચમાં કાપકુપ કરી એક રૂપીઓ બચાવ્યો. તે જ દિવસે તેણે રાતનું વાળું બંધ કરેલું ને દીવાબતીનું ખરચ કમી કરેલું હતું કારણ તે વિના તો તેનો એક રૂપીઓ બચાવવા ઉપાય નહોતો. બીજે દિવસે સંન્યાસી તે શ્રીમાન અને તે નિર્ધનની સ્થિતિ જોવા ગયા તો તેની શાંતિમાં માયાનો પ્રવેશ થતાં એકદમ ફેરફાર થએલો જોવામાં આવ્યો. ત્યારે સંન્યાસીએ કહ્યું કે માયા એ મનુષ્યોને પોતાના કર્મ ને ધર્મથી સત્વર વિમુખ કરે છે માટે તેનો લેશ માત્ર વિશ્વાસ ન કરવો.

## અદ્રોહકનું જીતેંદ્રપાણું.

એક રાજકુમારને સુંદરી નામની નવયુવતી ભાર્યા હતી એ તેના પતિને બહુ જ પ્યારી હતી. રાજકુમારને એક વખતે કાંઇ કામ માટે અચાનક બહાર જવાનું થતાં પોતાની સ્ત્રીને કયાં મુકવી તેનો વિચાર કરવા લાગ્યો. છેવટે તેને કોઇનો વિશ્વાસ નહિ આવતાં અદ્રોહક પાસે જઈ કહેવા લાગ્યો હું અત્યારે બહારગામ જાઊં છું. હું આવું ત્યાંસુધી મારી નવયુવતી સુંદરીની રક્ષાનો ભાર તમારા માથે છે. રાજકુમારનું આવું બોલવું સાંભળી અદ્રોહકે કહ્યું આપના પિતા, ભાઇ, સગા, સંબંધી છે તેના પાસે નહિ મુકતાં મારા પાસે આપ મુકવા આવ્યા છો તે સારૂં કહેવાય નહિ. હું આપનો સંબંધી નથી તેમ આપની સ્ત્રીના કુળનો પણ સબંધી નથી છતાં આપની સ્ત્રી મને સોંપી આપ કેવી રીતે સ્વસ્થ રહેશો ? રાજકુમારે કહ્યું કે આ સંસારમાં આપના જેવો ધર્મજ્ઞ અને જીતેંદ્રિય પુરૂષ મારા જોવામાં હજુ સુધી આવ્યો નથી. ત્યારે અદ્રોહકે કહ્યું કે આપ બુરૂ ન લગાડશો. આવા જંગલમાં કામી પુરૂષો ઘણા રહે છે તેથી હું તેને એકલી નહિ સુવા દઉં. મારી સ્ત્રી સાથે મારા ભેગી સુવડાવીશ તે પણ રાજકુમારે શુદ્ધ અંતઃકરણે કબુલ કર્યું. ૭ માસ સુધી પોતાની પુત્રીની પેઠે તેનું રક્ષણ કર્યું. છઠ્ઠે માસે રાજકુમાર પોતાની સ્ત્રીને લેવા આવ્યો ત્યારે આસપાસ ચર્ચા ચાલી રહી હતી એટલે લોકોને ખાત્રી કરી આપવા અદ્રોહકે અગ્નિ સળગાવી પોતે સત્યપણું સિદ્ધ કરી આપવા અંદર પડયા દેવતાઓએ અગ્નિમાંથી તેની રક્ષા કરીને ફુલોના હાર પહેરાવી તેને બહાર કાઢયો ને આકાશમાં સત્ય સાધુ છે, સત્ય સાધુ છે તેના ધ્વનિ થવા લાગ્યા. રાજકુમારને તો ખાત્રી હતી પણ અન્ય લોકોને પણ ખાત્રી થઈ કે આવા પુરૂષો પણ જગતમાં પડયા છે.

## જીવની દશા.

એક સાંકડા મોંઢાના ઘડામાં ચણા ભરેલા હતા. તે એક વાંદરે દીઠા તેથી તેણે ઘડાની અંદર હાથ નાખી ચણાની મુઠી ભરી પણ હાથ ઘડાની બહાર નીકળે નહિ. તે વાંદરે ઘણી ઘણી મહેનત કરી પણ તે સર્વે ફોગટ ગઈ કારણ કે ઘડાનું મોઢું સાંકડું હોવાથી વાંદરાની મુઠી બહાર નીકળી શકીજ નહિ. વાંદરો ચણાના લોભથી મુઠી મુકતો નથી. જો ચણા પાછા ઘડામાં ફેંકી દે તો હાથ તુર્ત બહાર નીકળી જાય! આવી દશા જીવની છે. માયાને મુકવી નથી ને પ્રભુના ધામમાં સદાકાળ રહેવું છે. આ તો લોટ ખાવો ને ભસવું એ માંહેલું છે. મમતાનો અંત આવ્યા વિના માયાનો ત્યાગ થતો નથી ને માયાનો ત્યાગ થયા વિના પરમાત્માનું અવિચળ સુખ કદી પણ મળતું નથી.

## મોતી ખોવાએલું છે ઘરમાં ને શોધે છે બજારમાં.

એક શ્રીમાન શેઠની દીકરીનું અમૂલ્ય મોતી પોતાના ઘરમાં ખોવાઈ ગયું હતું પરન્તુ ઘરમાં અંધારૂં હોવાથી બજારના રસ્તાના ફાનસ પાસે અજવાળામાં મોતીની શોધ તે બાળા કરી રહી છે, ત્યારે એક જણે આવીને પૂછ્યું કે બહેન તારૂં મોતી ખોવાણું છે કયાં? ત્યારે તેણે ઘર સામી આંગળી કરી ત્યારે પેલા સુજ્ઞ મનુષ્યે તે બાળાને શિખામણ દીધી કે બહેન તારૂં મોતી જયારે ઘરમાં ખોવાયું છે ને તું બજારમાં શોધે છે એ તને કદી મળવાનું નથી. એ તો જ્યાં ખોવાણું હોય ત્યાંજ શોધ કરવાથી પ્રાપ્ત થાય છે પણ ઘરમા તો અંધારૂં છે માટે શી રીતે જડે? આ તો એક દષ્ટાંત છે પણ તેનો સિદ્ધાંત એવો છે કે આત્મજ્ઞાન થયા વિના સુખની પ્રાપ્તી થતી નથી. કેટલાક બિચારા અજ્ઞાની માણસો સુખની શોધ માયામાં કરવા જાય છે તેથી તે બિચારા બહુજ દુઃખી થાય છે. તે ઉપર નરસિંહ મહેતાએ કહ્યું છે કે "જ્યાં લગી આત્મા તત્વ ચિંત્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જુઠી" પ્રથમ આપણે આપણા અંતઃકરણ સામું જોઇ

રહેવું કેમકે આત્મજ્ઞાન વિના કદી પણ સત્ય સુખની ઝાંખી થતી નથી. બહાર દેશાવર ફરવાથી સુખને બદલે ઉપાધી વધી પડે છે અને તેના ઘણા દાખલાઓ આધુનિક સમયમાં આપણી નજર આગળ બની રહ્યા છે.

## ભીખારી અને પારસમણી.

એક ભીખારી હતો તે એક દિવસ પોતાના કુટુંબપાલનમાં અને પોતાના ઉદરપોષણમાં અસમર્થ થઈ ગયો હતો ને ભીક્ષા નહિ મળવાથી સ્વસ્થ ચિત્તે એક વૃક્ષ નીચે નિસાસો નાંખી બેઠો હતો. ઇશ્વરકૃપાથી ત્યાંથી એક મહાત્મા નીકળ્યા. તેમણે ભીખારીની દુઃખી અવસ્થા જોઈ તેનું હૃદય દ્રવીભૂત થઇ ગયું ને તુરત તે ભીખારીને મહાત્માજીએ કહ્યું! ભૈયા! તમે રૂઓ મા ને હિમ્મત રાખી કર્તવ્ય કરો. જો આ તારા પાસે પથ્થરનો ઢગલો પડયો છે તેમાં પારસમણી પણ છે. એના સ્પર્શ માત્રથી લોઢાનું સોનું તુરત થઇ જશે. તું હિંમ્મત રાખી આ પાણાના ઢગલામાંથી પારસમણી શોધી કાઢ! એટલું બોલી મહાત્મા ચાલતા થયા. ભીખારીએ આસપાસ તપાસ કરી એક લોઢાનો મોટો કટકો મેળવ્યો ને બધા પત્થરાને ધીરે ધીરે તે લોઢાનો કટકો અડાડી ફેરવવા લાગ્યો ને સોનું બને છે કે નહિ તે પણ જોવા લાગ્યો. જેમ જેમ તેના ચિત્તની એકાગ્રતા થવા લાગી ત્યારે તેણે લોઢાનો કટકો પડતો મુકી પાણા ફેરવવા બંધ કર્યા પણ લોઢું પ્રભુકૃપાથી તુર્ત તેની દઢ ભાવનાથી સોનું થઇ ગયું. આ ઉપર મહાત્મા તુલસીદાસજીએ એક દષ્ટાંત આપ્યું છે કે "તુલસી અપને રામકો રીઝ ભજો કે ખીજ". જેવી જેને ભાવના હોય તેવું તેને અનાયાસે ફળ મળી આવે છે. પણ ભાવના શુદ્ધ અંતઃકરણની હોવી જોઇએ!

## ભક્ત રૈદાસ.

હરિસા હીરા છાડિ કે, કરૈ આનકી આસ;<br>
તે નર જમપુરી જાહિંગે, સત ભાખે રૈદાસ.

રૈદાસ કબીરના વખતમાં એક મહાન ભક્ત હતા. તેઓને પ્રભુ પર સંપૂર્ણ પ્રેમ હતો. એક વખતે એક સાધુએ આવી તેને પારસમણી ભેટ કર્યો. તેના ઉપર પોતે લક્ષ નહિ દેતાં પોતાના મકાનના આડસરમાં તે પારસમણી ખોસી રાખી બે વર્ષે તે સાધુ તપાસ કરવા આવતાં તેને તેની આપેલી ચીજ પાછી આપી હતી. તે જાતના ચમાર હતા પણ હંમેશાં તેની પુજામાંથી પાંચ સોના મહોર નીકળતી તે બધી તે ધર્મના કામમાં વાપરી નાખતા. તેમનું વર્તન બહુજ ઉંચું હતું ને તેમણે તે સમયમાં હજારો માણસોને પરમાર્થનો ખરો માર્ગ બતાવ્યો હતો. આવા મહાન ભક્તો આજ પણ છે, પણ ચર્મચક્ષુથી આપણને જોવામાં આવતા નથી. જો મનુષ્ય ગરજુ થઇને ગોતે તો એવા મહા પુરૂષો ભરતખંડમાંથી સત્વર મળી આવે છે.

## મન માન્યાની વાતો.

વિષના કીડાને વિષજ રૂચીકર છે. તેને અમૃત ઉપયોગનું નથી. ચકોરને કપુર ચણવા દઇએ તો તેને અડે પણ નહિ પણ અંગારા દેખી ચુંગવા મંડે છે ને અંતરથી રાજી થાય છે. ભ્રમર મોટાં લાકડાંને કોરી નાંખે છે પણ કમળમાં બંધાઇ રહે છે. પતંગ સમાન આંધળું કોઇ નથી. જુઓને તેઓ દીવો દેખીને તેમાં પડી બળી મરે છે. ગોપીઓને કોણ ગાંડી કહે ? તેઓ મોરલીના નાદેથી ઘરબાર છોડી કૃષ્ણની ભક્તિમાં લાગી જતી હતી. એટલે જ્યાં જેનું મન લાગ્યું ત્યાં તેને ખરો આનંદ આવે છે. તે વિષે એક કવિએ કહ્યું છેઃ—

અતિ અગાધ અતિ ઔથરો, નદી, કૂપ, સર, બાઇ;
સોતાકી સાગર જહાં, જ્યાકી પ્યાસ બુઝાઇ.

## મહાત્માઓનું ઉત્તમ જ્ઞાન.

એક વાર સપ્તર્ષિ પોતાના ક્ષુદ્ર નોકરો સાથે સ્ત્રીઓ સાથે જંગલમાં જઇ રહ્યા હતા. એક દિવસે કેટલાંક કમળો એકઠાં કરી નદીમાં નાવાને ગયા હતા ને નાહીને પાછા ફરતાં ભેગાં કરેલાં કમળો

મળે નહિ ત્યારે પરસ્પર એકબીજાપર સંદેહ થવા લાગ્યો. ત્યારબાદ થોડીવાર પછી એવો નિર્ણય થયો કે પ્રત્યેક વક્તિ સોગંદ ખાય.

આ વખતે અત્રિ ઋષિએ કહ્યું કેઃ—

" જેણે ચોરી કરી હશે તેને આ પાતક લાગશે.

(૧) ગાયોને લાત મારવાથી જે પાપ લાગે તે.

(૨) સૂર્યની સામે બેસી પેશાબ કરવાથી જે પાપ લાગે તે.

પછી વસિષ્ટે કહ્યું કે,

જેણે ચોરી કરી હશે તેને નિચેનાં પાપ લાગશે."

(૧) કુતરો પાળતાં જે પાપ લાગે તે.

(૨) સંન્યાસી થઇ કામવાસના રાખે તેનું પાપ.

(૩) શરણાગતને મારવાનું પાપ.

(૪) કન્યા વેચીને પેટ ભરવાનું પાપ.

પછી કશ્યપ ઋષિ બોલ્યા,

" જેણે ચોરી કરી હશે તેને નીચેનું પાપ લાગશે.

(૧) ગરીબની સ્ત્રી સાથે ગમન કરવાથી જે પાપ લાગે તે.

(૨) નાટક અને નટને જોવાનું પાપ.

ભારદ્વાજ ઋષિ બોલ્યા,

" જેણે ચોરી કરી હશે તેને નિચેનું પાપ લાગશે.

(૧) બ્રાહ્મણને યુદ્ધમાં જીતવો.

(૨) નાતેદારને નુકશાન કરવું.

(૩) આચાર્યનું અપમાન કરવું.

જમદગ્નિ ઋષિ બોલ્યાઃ—

" જેણે ચોરી કરી હશે તેને નિચેનું પાપ લાગશે."

(૧) પાણીમાં પેશાબ કરવો.

(૨) ગૌનો વધ કરવો.

(૩) ઋતુકાલ વિના સ્ત્રી સંગ કરવો.

ગૌતમ ઋષિ બોલ્યાઃ—

"જેણે ચોરી કરી હશે તેને નીચેનાં પાપ લાગશે"
(૧) બ્રાહ્મણ થઇ ક્ષુદ્ર સ્ત્રીનો પતિ થાય.
(૨) સોમરસ વેચે તેનું પાપ.
વિશ્વામિત્ર ઋષિ બોલ્યા,
"જેણે ચોરી કરી હશે તેને નિચેનું પાપ લાગશે."
(૧) ગુરુ, માબાપ ને સેવકોની આજીવિકાનો નાશ કરાવે.
(૨) રાજાની પુરોહીતાઇ કરનાર.
(૩) એકલા સ્વાદિષ્ટ ભોજન ખાઈ લેવામાં જે પાપ લાગે તે.




## અનાથ બાળક.

એક ન્હાના ગામમાં એક વિધવા બ્રાહ્મણી રહેતી હતી તે બહુ જ દરિદ્ર હતી. તેને એક સાત આઠ વર્ષનો પુત્ર હતો. ગામમાંથી માગી ભીખીને તે પોતાનો ઉદરનિર્વાહ ચલાવતી હતી. કોઇ કોઇ દિવસ કમી ભિક્ષા મલવાથી તે મા–દિકરો ભુખ્યા પણ રહેતા હતા. તે ગામમાં શ્રીમાન મનુષ્યો પણ રહેતા હતા પણ આ ગરીબ બિચારી બ્રાહ્મણીની કોણ દાદ લે? બ્રાહ્મણીના મનમાં પોતાના પુત્રને ભણાવવાની ઇચ્છા થઈ પણ તે ગામમાં સ્કુલનું સાધન નહિ હોવાથી બે માઇલ દુર એક સ્કુલ હતી ત્યાં પોતાના પુત્રને ગુરુજીને સોંપવા ગઇ ને ગુરુજી પાસે તે બાઇએ ઘણાં કાલાંવાલાં કર્યા, એટલે તેને દયા આવવાથી તેના પુત્રને પોતાની શાળામાં વગર ફીએ દાખલ કર્યો પણ એ નાનાં બાળકને હમેશાં બે માઈલ એકલા ઘેર આવવું બહુ જ કઠણ પડતું. એક વખતે ગુરૂજીએ કાંઇ કારણથી રજા વિદ્યાર્થીઓને જરા મોડી આપી તેથી આ બ્રાહ્મણીના પુત્રને

ઘેર આવતાં રાત્રી પડી ગઇ. તેની મા, પણ પુત્રની વાટ જોઇ જંગલમાં સામી લેવા ગઇ. પુત્ર આવી માના ખોળામાં રોઇ પડયો ને કહેવા લાગ્યો કે માતુશ્રી ! આજે મને બહુ જ બીક લાગી ગઇ છે. જો તું મારા સામી ન આવી હોત તો મારી શું દશા થાત ? નિશાળના બીજા છોકરાઓની સાથે તેના નોકરો તેડવા મુકવા જાય છે તે તેઓને સંભાળે છે તું મને એક નોકર રાખી દે ને ? બાળકની સરલ વાણી સાંભળી દારિદ્રતાનું ભાન આવવાથી બ્રાહ્મણીની આંખમાં આંસુ આવી ગયાં. બહુ જ ધીરજ રાખવા ગઇ પણ ધીરજ ન રહેતાં રોવાઇ ગયું ને રોતે રોતે કહેવા લાગી કે બેટા ! તું આપણા દુઃખની શું વાત સમજે ! તને હું શું કહું ? આપણે બહુ જ ગરીબ છીએ ! તેથી નોકર કયાંથી રાખીએ ? આ સાંભળી બાળક પણ રોઇ પડયો, બાળક કહે માજી શું આપણું આ ગામમાં કોઇ નથી ? બાળકના હૃદયભેદી વચનો સાંભળી માતાને બહુ જ લાગી આવ્યું પણ છેવટે ધીરજ રાખી પ્રભુ પ્રત્યે કહેવા લાગી તું અનાથોનો નાથ કે ગરીબનો બેલી છે તો શું અમારી રક્ષા નહિ કરે ? એક દિવસે ગુરુજીને ત્યાં તેના પિતાશ્રીનું શ્રાધ હતું તેથી સર્વે વિદ્યાર્થીઓને ગુરુજીએ જુદી જુદી ચીજો લઇ આવવાનું કહ્યું. આ બ્રાહ્મણીનો પુત્ર ગરીબ છે માટે ગુરુજીએ સમજીને તેને હુકમ કર્યો નહિ પણ આ બાળકે જ ગુરુજી પાસે માગણી કરી કે મહારાજ હું શું લાવું ? હું તમારા માટે દુધ લાવીશ, ગુરુજીએ કહ્યું બેટા તારૂં હોય નહિ પણ બાલકે બહુ જ હઠ પકડી એટલે ગુરૂજી કહે ભલે લઇ આવજે. ઘેર આવી માતાજીને બાલકે વાત કરી કે કાલે અમારા ગુરૂજીના પિતાશ્રીનું શ્રાધ છે માટે તું મને બશેર દુધ આપ, હું લઇ જાઉં. ત્યારે માતાજીએ કહ્યું બેટા આપણે ખાવાના સાંસા છે ત્યાં દુધ ક્યાંથી લાવીએ ? છોકરાએ કહ્યું કે શું આપણે એવા બધા ગરીબ છીએ કે બશેર દુધ પણ મળતું નથી ? આ સાંભળી માતુશ્રી પુનઃ રોવા લાગી. બાળક પણ રોવા લાગ્યો ત્યારે માતુશ્રીએ પોતાના ખોળામાં બેસાડી બાળકને કહ્યું કે બચ્ચા ! ગભરાઇશ નહિ. ગોપાળ તારી ધારણા પુરી કરશે.

બાળક તુરત કહેવા લાગ્યો એ ગોપાળ કોણ? માતુશ્રી કહે તારો મોટો ભાઇ છે! મા તે કયાં રહે છે? બચ્ચા તું જે રસ્તેથી આવે છે ત્યાં તેનું રહેઠાણ છે. તેને તું બોલાવજે એટલે તારા પાસે આવશે. તેને દુધનું કહેજે એટલે લાવી આપશે. પુત્ર આ વાણી સાંભળી બહુ રાજી થયો ને બીજે દિવસે જંગલમાં જઇ ગોપાળભાઇ! ગોપાળભાઇ!! એમ હાક મારી. મીઠો અવાજ સાંભળતાની સાથે એ દીનદયાળુ મહા પ્રભુ બાળકના વેશમાં આ બ્રાહ્મણના પુત્ર પાસે બશેર દુધના લોટા સાથે આવ્યા. બાળક ઘણો જ રાજી થયો. પોતાના ગુરૂજીને દુધનો લોટો આપ્યો પણ તે દુધ તો દિવ્ય હતું એટલે ગુરૂજીને ત્યાં તમામ ઠામો ભરાઇ જતાં લોગ પુરોને પુરો ભરાએલો દેખાય. આ કૌતક બધા બ્રાહ્મણોએ જોયું ને આશ્ચર્ય પામ્યા ને તે બ્રાહ્મણના છોકરાને પુછતાં તેને ગોપાળભાઈએ દુધનો લોટો ભરી આપ્યો છે. સૌને ખાતરી થઈ કે પરમાત્મા શ્રીકૃષ્ણ આ બાળકને ખરેખર દર્શન દેવાજ પધારેલા છે. "જેનું કોઇ નથી તેના પ્રભુ તો છેજ."

## સિંહનું બચ્ચું.

એક રબારી એક મોટા જંગલમાં રહેતો હતો તેને પુષ્કળ મેંઢા તથા બકરાં હતાં, પરન્તુ તે જંગલમાં એક મોટી સિંહણ રહેતી હતી. તે હંમેશાં આ ગરીબ રબારીના મેંઢા મારી નાંખતી હતી. આથી આ રબારી બહુ જ દીલગીર થવા લાગ્યો. છેવટે તેને અનેક જંગલી શીકારી લોકોની મદદ લઇને તે સિંહને મારી નાંખીને તેની ગુફામાંથી એક નાનું બચ્ચું હાથ આવતાં તેણે પોતાનાં મેંઢાના ટોળામાં રાખ્યું ને તે હમેશાં ગાડરનું દુધ પીએ ને બેં બેં કરી આખો દિવસ મેંઢા સાથે ચરીને આનંદ માનતું હતું. એક દિવસે એક મોટા સિંહે આવી ત્યાં તરાપ મારી એટલામાં સર્વે મેંઢા નાશી છુટયાં અને આ "સિંહનું બચ્ચુ" નિડર થઇને ઉભું. સિંહે આવી જોયું તો આ સિંહનું બચ્ચું છે પણ તે મેંઢાની સોબતમાં રહી બેં બેં કરે છે! તેને સિંહે એક મોટા તળાવ પાસે લઇ જઇ

પાણીમાં તેને પોતાનું સ્વરૂપ દેખાડયું, એટલે સિંહના બચ્ચાને ખાતરી થઈ કે હું મેંઢું નથી પણ સિંહનું બચ્ચું છું પણ મેંઢાની સોબતમાં રહેવાથી હું વિના પ્રયોજને "બેં બે" કરૂં છું, એટલામાં સિંહે તેનો ખોરાક તેને ચખાડયો એટલામાં તેનું અસલ રૂપ ખડું થયું! આવી રીતે આપણે પણ આત્મા છીએ પણ આ દેહની સોબતથી દેહરૂપ થઈ વિચારીએ છીએ પણ જ્યારે સિંહરૂપ કોઇ મોટા સદ્‌ગુરૂના દર્શન થાય ત્યારે પોતાનું મુળ સ્વરૂપ ઓળખાય છે. તે સિવાય સર્વે જીવ માયામાં મેંઢાની પેઠે "બેં બેં કરી રહ્યા છે.

## કુંતાજીની માંગણી.

શ્રીકૃષ્ણ પરમાત્મા પાસે માતા કુંતાજીએ વિપત્તિનું વરદાન માંગ્યું હતું, તે એટલા માટે કે "હે કૃષ્ણ તારૂં સ્મરણ મનુષ્યને વિપત્તિમાં થાય છે તેટલું સમૃદ્ધિમાં થતું નથી" આથી તારા પાસે વરદાન માગું છું કે મને વખતોવખત વિપત્તિમાં જ રહું એવો સમય આપજે.

## મનુ ને માછલી.

પ્રાચીન સમયમાં મનુ નામનો એક પવિત્ર પુરૂષ હતો તેણે તપ તથા પ્રાર્થનાથી સ્વર્ગના નાથની કૃપા પ્રાપ્ત કરી હતી. એક દિવસે તેને માટે ન્હાવાનું પાણી આણ્યું. તેના હાથ ધોવામાં આવ્યા એટલામાં એક ન્હાની માછલી જળમાંથી નીકળી આવી અને મનુષ્ય વાણીમાં તેને કહ્યું "તું મારી સંભાળ લઇશ તો હું તને બચાવીશ." મનુએ પૂછયું કે "તું મને શેમાંથી બચાવીશ? માંછલીએ કહ્યું 'રેલમાં સર્વે માણસો તણાઇ જશે તેમાંથી હું તને બચાવીશ, મનુએ કહ્યું "હું તારૂં રક્ષણ શી રીતે કરૂં?" માછલીએ જવાબ દીધો જ્યાંસુધી આપણે ન્હાનાં છીએ ત્યાંસુધી હંમેશાં આપણે નાશના ભયમાં છીએ, કારણકે માછલી માછલીનું ભક્ષણ કરે છે. તેટલા માટે મને તું ઘડામાં રાખ ને હું જ્યારે મોટી થાઉં ત્યારે સમુદ્રમાં મુકી દેજે. મનુએ તે પ્રમાણે કર્યું અને જ્યારે જળપ્રલય

થયો ત્યારે તેજ માછલીએ મનુને સહાય આપી ઉગાર્યો હતો. આ પ્રમાણે એક જળચળ પ્રાણી ગુણ ભુલતું નથી તો મનુષ્યે તો ઉપકારનો બદલો ઉપકારથી જ વાળવો જોઇએ.

## વીરતા ને ધીરતા.

ભીષ્મપિતા જ્યારે બાણશય્યા પર સુતેલા હતા ત્યારે તેના આખા શરીરમાં બાણો પેઠેલાં હતાં, ફક્ત તેમનું માથું નીચે લટકતું હતું. જ્યારે તેણે તકીયાની માગણી કરી તે વખતે દુર્યોધન વિગેરે નરમ નરમ તકીયા લાવવા લાગ્યા તે વખતે ભીષ્મ અર્જુન પ્રત્યે બોલવા લાગ્યા. વત્સ! મારે યોગ્ય તકીઓ આપો? અર્જુને શોક રોકી ત્રણ બાણ તકીયા તરીકે તેનાં મસ્તક નીચે મુકયાં હતાં તેથી ભીષ્મ ઘણા જ પ્રસન્ન થયા અને બોલવા લાગ્યા. "ક્ષત્રિઓને રણ ક્ષેત્રમાં પ્રાણ ત્યાગ કરવાને વખતે આવા પ્રકારની સેજ પર સુવું જોઇએ. તેના શરીરમાંથી બાણ કાઢી દવા કરવા તથા મલમપટી કરવાને માટે ઘણો આગ્રહ કર્યો પણ કોઇ પ્રકારનો ઉપચાર નહિ કરતાં ખરી વીરતા ને ધીરતા દેખાડી આપી છે. તેઓ મહા જ્ઞાની હતા, દ્દ પ્રતિજ્ઞાવાળા, સત્યવાદી, વિદ્વાન, રાજ્યનીતિજ્ઞ, ઉદાર, જીતેંદ્રિય ને ભગવાનના ખરા એકાંતિક ભક્ત હતા.

## મહર્ષિ યાજ્ઞવલ્કય.

મહર્ષિ યાજ્ઞવલ્કયને બે સ્ત્રીઓ હતી, તેમાં એકનું નામ મૈત્રીય ને બીજીનું નામ કાતયાયની હતું. તેમાં મૈત્રીય વૈરાગ્યશીળ હતી ને કાતયાયનું મન સંસારમાં આશક્ત હતું. જ્યારે યાજ્ઞવલ્કય ઋષિને સંન્યાસ લેવાની ઇચ્છા થઇ ત્યારે બે સ્ત્રીઓને પોતાનું ધન વહેંચી દેવાનું જાહેર કર્યું તેનું કારણ એટલું જ કે પાછળથી કંકાસ ન થાય પણ તે નશ્વર ધનની ઇચ્છા નહિ કરતાં અવિનાશી સુખ મેળવવા માટે મઇત્રેયી ઋષિની સાથે જંગલમાં તપશ્ચર્યા કરવા ચાલી નીકળ્યાં અને પોતાના પતિની સાથે તપશ્ચર્યા કરી અવિનાશી સુખ મેળવ્યું. ખરેખર સ્ત્રીઓને તો ખરો ધર્મ પતિની સેવાજ છે તે આ ઉપરથી સિદ્ધ થાય છે.

## ભૃગુઋષિ અને ભગવાન.

એક વખતે ભૃગુઋષિ ભગવાન વિષ્ણુની પાસે તેમના દર્શન માટે વૈંકુઠમાં ગયા હતા ત્યાં વિષ્ણુ ભગવાન લક્ષ્મીજીના ખોળામાં પોતાનું મસ્તક રાખી સુતા હતા તેને દેખીને મહાત્મા ભૃગુઋષિએ ભગવાનની છાતીમાં એકદમ વગર વિચારે લાત મારી. ભગવાન તુર્ત જાગૃત થયા ને ઋષિના પગ પકડી ચાંપવા લાગ્યા ને કહેવા લાગ્યા કે મહર્ષિ આ છાતી અતિ કઠણ છે, આપના પગને લાત મારતાં શ્રમ પડયો હશે! ભૃગુઋષિ તુર્ત શરમાઇ ગયા. ધન્ય છે મહાપુરૂષોની ક્ષમાને! આનું નામ ખરી ક્ષમા કહેવાય '! તે વખતે ભગવાન ચાહે તે કરવાને માટે શક્તિવંત હતા પણ ક્ષમા વીરસ્યભૂષણં ભગવાને ક્ષમા ધારણ કરી ક્રોધ શાન્ત કર્યો.

## ખુદા દે છે પણ મહા મહેનતે આપે છે.

એક ગરીબ ડોસીહતી તેણે મહામહેનતે એક રૂપિઓ ભેગો કરેલો હતો. તેના પાસે એક ફકીર આવ્યો ને કહેવા લાગ્યો કે મને કોઈ જે ચીજ આપે તેનું બમણું થાય એમ છે. એ સાંભળી આ બિચારી ભોળી ડોસીએ ખરી મહેનતનો એક રૂપિઓ પેલા ફકીરને આપ્યો. ફકીર ઠગ હતો તેથી આ ડોસીનો રૂપિયો લઈ ચાલતો થયો. ડોસીને આથી ઘણું દુઃખ થયું ને ગાંડા જેવી બની ગઇ પણ પ્રભુ કૃપાથી એક દિવસે છાણા વીણતાં બે રૂપિઆની પોટલી હાથ આવી તેથી ડોસીમા રાજી થઇ બે હાથ જોડી પ્રભુનો ઉપકાર માની કહેવા લાગી "હે પ્રભુ તું આપે છે ખરો પણ મહામહેનતે". આટલું બોલીને પોતાને ઘેર ગઇ.

## પુલછાબ ૧૬ મી

### મનન કરવા યોગ્ય વચનો.

(૧) ધન સંપતી કે મીત્ર મળવાથી કદી પણ અભીમાન કરવું નહી, કારણકે જે મહાન પરમાત્માએ આપણા ઉપર ઉપકાર કરી આપણા સુખને માટે જે આપેલું છે તેનો હંમેશાં ઉપકાર માનવો જોઇએ.

(૨) પ્રભાતમાં અગર સાંજે ભગવાનનું સ્મરણ અવશ્ય કરવું કારણકે તેથી ચોવીસ કલાક શાંતી રહે છે, તેમજ મન બુરા સંસ્કાર તરફ કદી પણ જતું નથી.

(૩) ધનની ઇચ્છા કોઇ દિવસ કરો નહી. ઇચ્છા તો હંમેશાં પરમધન–પરમાત્માની કરવી કે જેથી અવિનાશી સુખ મળી શકે છે.

(૪) કોઇને આ જગતમાં પાપી માનવા નહી ને પોતાને કદી પણ પુણ્યવાન માનવા નહી કારણકે આ જીવનમાં ખરાબ પ્રસંગ કયારે આવી પડશે તેની આપણને માહીતી નથી.

(૫) કેટલાક અણસમજુ માણસો ધનવાનના વૈભવ જોઇને મનમાં સમજે છે કે આ લોકો સુખી છે નું હું દુઃખી છું. પણ ખરા સુખની ખબર કયારે પડે કે તે ધનવાન જ્યારે પોતાના અંતરની આપણા પાસે વાત કરે.

(૬) અન્યના દુર્ગુણો તરફ લક્ષ નહી રાખતાં તેના સદગુણો જોવાને પોતાના દુર્ગુણો તપાસતા રહેવું.

(૭) ભક્તરાજ કાક ભુંશડજીને એક વખતે પુર્વના મનુષ્ય જન્મમાં એકવાર ગુરૂનું અપમાન કરેલું તેને લીધે તેને ઘણું શોષવું પડેલ હતું માટે કદીપણ ગુરૂનું અપમાન ન કરવું.

(૮) ખરૂં સુખ ભગવાનની ભક્તિમાં જ રહેલું છે.

* * *

## સતી દ્રૌપદી.

એકવાર શિઘ્રકોપી દુર્વાસા મુની કૌરવરાજ, દુર્યોધનને ત્યાં હસ્તીનાપુરમાં આવ્યા હતા તે વખતે દુર્યોધને તેનો ઘણોજ આદર સત્કાર કર્યો હતો. તે વખતે દુર્યોધને તે મહાત્મા ઋષિ પાસે એક વરદાન માગી લીધું કે મુનીરાજ! વનમાં મારા ભાઇ ધર્મરાજ યુધિષ્ઠીર રહે છે આપ તેને ત્યાં આપના દશ હજાર શિષ્યો સાથે લઇને જ્યારે દ્રૌપદી ભોજન કરી લે ત્યાર પછી ત્યાં જઇ ભોજન માંગજો. દુર્વાસાએ તે વખતે દુર્યોધનની આ પ્રાર્થનાનો સ્વીકાર કર્યો.

રાજા યુધિષ્ઠિરને સુર્યની ઉપાસના કરવાથી અક્ષયપાત્ર નામનું એક અમુલ્ય પાત્ર મળ્યું હતું તેમાં એવો ચમત્કાર હતો કે જ્યાંસુધી દ્રૌપદીએ ભોજન ન કર્યું હોય ત્યાંસુધી તેમાંથી જેટલું માંગો તેટલું મળી શકે, પણ દ્રૌપદીના ભોજન પછી તે પાત્રમાંથી કાંઇ મળી શકે નહિ. એ પાત્રથી હમેશાં પાંડવો હજારો બ્રાહ્મણોને અતિથિને જમાડી શકતા હતા. દુર્યોધન આ વાત જાણતો હતો. તેણે ઇર્ષાથી–બદદાનતથી દ્રૌપદીએ જમી રહ્યા પછી જો દુર્વાસા ઋષિ દશ હજાર શિષ્ય લઇને જાય ને ભોજન તૈયાર ન હોય તો શ્રાપ આપે એવી તેના મનની ઇચ્છા હતી.

એક વખતે સંધ્યાકાળે કૃષ્ણપક્ષની અંધારી રાત્રીએ દુર્વાસા દશ હજાર શિષ્ય લઇને દ્રૌપદીના આશ્રમમાં આવી ભોજન માગવા લાગ્યા. તે વખતે દ્રૌપદીજીએ જમીને અક્ષયપાત્ર ધોઇ સાફ કરી ઉંધુ પાડેલું હતું. દ્રૌપદી તથા પાંડવો વીચારમાં પડી ગયા. ધર્મરાજાએ કહ્યુ મુનીરાજ આ નદીમાં સ્નાન કરી આવો એટલામાં ભોજન તૈયાર થશે. દ્રૌપદીએ કૃષ્ણ પરમાત્માનું ધ્યાન કર્યું ને બોલ્યાં હે દીનદયાળુ ભરી સભામાં કૌરવો સમક્ષ આપે મારી લાજ રાખી તો શું આ વખતે લજ્જા નહીં રાખો! તુર્ત ભગવાન હાજર થયાને જમવાને માટે ભોજન માંગ્યું. દ્રૌપદીએ હાથ જોડી વીનય વાણીથી કહ્યું હે દીનાનાથ આજ મેં જમી લીધું છે ને અક્ષયપાત્રમાં કાંઇ નથી. શ્રી કૃષ્ણે અક્ષયપાત્ર માંગ્યું ને તેમાં ભાજીનું એક પાન ચોટયું

હતું તે ખાઇ ઓડકાર ખાવા લાગ્યા એટલે આખા બ્રહ્માંડમાં જીવ માત્ર પણ તૃપ્ત થયા. દુર્વાસા તથા તેમના દશ હજાર શિષ્યો નદીમાં નાહી જેવા બહાર નીકળે છે તેવા ધરાઇને ઓડકાર ખાવા લાગ્યા ત્યારે દુર્વાસાએ મનમાં વિચાર કર્યો કે ખરેખર ભગવાન વીષ્ણુ પાંડવોની સહાય માટે પહોંચી ગયા છે નહીં તો આવું બને નહીં. તુર્ત ત્યાંથી પરબારા મુનીવર પોતાના શિષ્યો સાથે ભાગી છુટયા ને કૃષ્ણ પરમાત્માએ ભક્તની ખરે વખતે લજ્જા રાખી.

## વ્યાસજીનો વિચાર.

વ્યાસજીએ વિચાર કર્યો કે કલિયુગમાં મનુષ્ય અલ્પાયુ, મંદ બુદ્ધિ અને મંદ ભાગ્ય થશે એટલે વેદોના અનેક શાસ્ત્રો તૈયાર કર્યા અને પોતાના શિષ્યોને અર્પણ કર્યાંને છેવટે સર્વેને ઉપયોગી થાય તેના માટે મહાભારતની પણ રચના કરી. પણ એટલાથી તેમને શાંતિ થઈ નહી. એક વખતે હરીગુણ ગાતા નારદજી તેમના પાસે આવ્યા ત્યારે નારદજીએ કહ્યું કે આપે અનેક શાસ્ત્રો કર્યા પણ આપના મુખારવીંદપર શાંતિનાં ચિન્હ દેખાતાં નથી. વ્યાસદેવજીએ તે વાત કબુલ કરી ત્યારે નારદજીએ કહ્યું કે ગમે તેટલું જ્ઞાન હોય પણ જ્યાંસુધી મહાન પ્રભુના નિર્મળ યશ પુર્ણપણે ગાવામાં આવતો નથી ત્યાંસુધી શાંતિ આવતી નથી. શુષ્ક વેદાંતથી પ્રભુ રાજી થતા નથી પણ ભગવાન હમેશાં પોતાના ભક્તના ભજનથી રાજી રહે છે. તે ઉપરથી તેમણે શ્રીમદ્ ભાગવતની રચના શરૂ કરી ત્યારે તેમને અલૌકિક શાંતિ રહેવા લાગી.

"સુખકે માથે શીલ પડો, જો નામ હૃદયસેં જાય,
બલિહારી વા દુખકી, પલપલ નામ જપાય.

## ભક્ત નામદેવજી.

ભક્ત નામદેવજી જાતના છીંપી હતા. તેમનો જન્મ ચૌદની સાલમાં થયો હતો. એક દિવસ તેમના પિતાશ્રીને બહારગામ જવાનું થતાં નામદેવજીને વીષ્ણુની પુજા કરવાનું કહી ગયા હતા તે પ્રમાણે

તેણે પુજા કરતાં જ્યારે ભગવાનને ભોગ ધરવાનો સમય આવ્યો ત્યારે પ્રાર્થના કરવા લાગ્યા કે હે દીનબંધુ ! પતીતપાવન આ દુધ પી જાઓ. પણ ભગવાન તો પીએ નહીં તેથી પોતાના અંતરમાં મહા ઉદ્વેગ કરવા લાગ્યા કે મારા પિતાશ્રી આવી મને ઠપકો દેશે. નામદેવજી મનમાં વિચાર કરવા લાગ્યા કે મારાથી ભગવાન કાંઇ નારાજ થયા હશે તેથી કરૂણ સ્વરે પ્રાર્થના કરવા લાગ્યા પ્રભો ! ગરીબ સેવકનો ગુન્હો માફ કરી દુધ નહી પીઓ તો તમારી સન્મુખ હું મારો પ્રાણ છોડીશ ! છેવટે ભક્તના ખરા પ્રેમને વશ થઇ સાક્ષાત વિષ્ણુ ભગવાન પ્રગટ થઈ નામદેવે ધરેલું દુધ પી ગયા ! જ્યારે તેના બાપ દેશાવરથી ઘેર આવ્યા ત્યારે તેમને નામદેવે સર્વે હકીકત કહી દીધી ત્યારે પિતાશ્રી આ ચમત્કાર જોવા પુત્ર પાસે તે દીવસ પણ ભોગ લગાડવા તેને આપ્યો. ભગવાન પ્રગટ થઇ દુધ પી ગયા તેથી પિતાશ્રીને ખાત્રી થઇ કે આ કોઇ મહાન પુરૂષ છે. ભલે મારે ત્યાં પુત્ર થઇને જન્મ્યા હોય તેમાં શું ! તે દીવસથી આખા ગામમાં તેની ખ્યાતિ થવા લાગી ને લોકો તેના ચરણમાં પડવા લાગ્યા. આવા મહાપુરૂષો આધુનિક સમયમાં પણ આપણા પવિત્ર ભારત-ભૂમિમાં બીરાજી રહેલ છે પણ તેને આપણે અજ્ઞાનને લીધે ઓળખી શકતા નથી.

* * *

## સંત તુકારામજી.

હજારો મનુષ્યોમાંથી કદાચીત કોઇ મનુષ્ય પરમાર્થના માર્ગ પર ચાલે છે ને હજારોમાંથી કોઈ પુરૂષ ભગવાનને યથાર્થ જાણે છે. તુકારામજી જાતીના વૈસ્ય હતા. તેના પિતાનું નામ કોલ્હોબા ને માતાજીનું નામ કનકાબાઈ હતું. તેને બે સ્ત્રીઓ હતી. તેમાં એક સ્ત્રી મરી ગઇ હતી ને બીજી હયાત હતી પણ તે બહુજ ક્રોધી તથા કજીઆખોર હતી. એક વખતે તુકારામજી શેરડીના સાંઠા લઇને

ઘેર આવતા હતા. રસ્તામાં છોકરાંઓએ તેમને ઘેરી લેતાં તે સાંઠા તેને વ્હેંચી દીધા ને એક સાંઠો રહ્યો તે લઇને પોતાને ઘેર ગયા. ત્યાં સ્ત્રીએ તે સાંઠો લઇ ક્રોધથી સંત મહારાજજીના વાંસામાં જોરથી માર્યો. એટલે તે સાંઠાના બે કટકા થઇ ગયા. તેને જોઇ તુકારામજી હસવા લાગ્યા ને કહેવા લાગ્યા કે "તમે મહા સતી છો કેમકે મારે શેરડીના સાંઠાના બે કટકા કરવાના હતા તે તમે કરી આપ્યા." એક વખતે એક ખેડુને તુકારામજીને ખેતરની રખવાળી કરવા રાખ્યા હતા. તે વખતે પોતે પ્રભુના ભજનમાં એવા લીન થઇ ગયા હતા કે હજારો પંખીઓએ ખેતરના દાણાનો વિનાશ કર્યો તેનું પણ ભાન રહ્યું નહિ. જ્યારે ખેતરના ધણીએ આવી ઠપકો દીધો ત્યારે તેઓએ કહ્યું તમારા અંદાજ કરતાં દાણા ઓછા નહિ થાય. તેજ પ્રમાણે તેના અંદાજથી દાણા પ્રભુકૃપાથી વિશેષ થયા. એક વખતે શિવાજી મહારાજે તેમને તેડવાને માટે મ્યાના, પાલખી વિગેરે મોકલ્યાં હતાં, તે વખતે સંત તુકારામજીએ શિવાજી મહારાજપર પત્ર લખ્યો હતો કે "મહારાજ! છત્ર, ચામર. હાથી, ઘોડાથી મને શા માટે લલચાવો છો. મારે હવે માન ને માયાનું કામ નથી. મને ભુખ લાગે છે ત્યારે માગીને ખાઉં છું. મને કોઇની આશા નથી. મહારાજ મારી આપને પ્રાર્થના છે કે બધા પ્રાણીઓમાં એકજ આત્મા છે, એમ સમજી મને આત્મામાં રાખો. આ વૈભવ સર્વે ખોટો છે! બે દીવસ પછી કાંઇ નથી! ગુરૂ સમર્થ રામદાસજીનું સ્મરણ કરો. તમારૂં ભલું થશે." આવો ઉત્તર લખી મોકલતાં શિવાજી મહારાજ તુરતજ તેના દ્વાર પર આવી હજારો રૂપીઆની ભેટ ધરી પણ તેમણે એક પાઇ પણ નહિ લેતાં ધર્માદામાં આપી દીધા. ધન્ય છે એવા પવિત્ર હૃદયના મહા પુરૂષોને! તેઓ ઘરમાં રહી ઈશ્વર ભજન કરતાં, તેમણે પ્રભુકૃપાથી લાખો ભજનો અભંગમાં કરેલાં છે. આજ પણ દક્ષીણમાં તેનું ઘેર ઘેર દીવ્ય અભિધાન પુજાઇ રહ્યું છે. ધન્ય છે એવા મહાપુરૂષોને!

## પ્રેમનું સદન.

યહતો ઘર હે પ્રેમકા, ખાલાકા ઘર નાહી,
શીષ ઉતારે ભુંઇ ધરે, તબ પેઠે ઘર માંહી.

## પ્રેમનો પ્યાલો.

પ્રેમ પીયાલા જો પીયે, શીષ ઉછીના દેય,
લોભી શીષ ન દે સકે, નામ પ્રેમકા લેય.

## ગુરૂ નાનક.

ગુરૂ નાનકનો જન્મ ૧૫૨૬ માં પંજાબના તાલબંધી ગામમાં એક ક્ષત્રીને ત્યાં થયો હતો. તેના પિતાશ્રીનું નામ કાલુરામ હતું. નાની ઉંમરમાં તેના પિતાશ્રીએ જ્યારે તેને નીશાળે બેસાડયો ત્યારે મહેતાજીને કહેવા લાગ્યા કે "આપ મને એવી દીક્ષા આપજો કે મારૂં માયાનું બંધન છુટી જાય." આ વખતે નાનકજીની અવસ્થા ૭ વરસની હતી. તેમના પિતાશ્રીએ એક વખતે તેમને ખેતરમાં મોલની સંભાળ રાખવાને માટે મોકલ્યા હતા ત્યાં સરવે પક્ષીઓને બોલાવી તમામ અનાજ ખવરાવી દીધું. પિતાશ્રી આથી બહુજ નારાજ થયા. એક વખતે તેના પિતાશ્રીએ કહ્યું કે હવે તમે ખેતીનું કામ કરો તો સારૂં કારણકે લોકો તમારી નિંદા કરે છે. ત્યારે નાનક કહે પિતાશ્રી મારી ખેતીની જમીન ઘણી છે ને તેમાં મેં પ્રભુનામરૂપી બી વાવ્યું છે તેનાં ફળ આવશે ત્યારે તમારી ખાતરી થશે. જગત ભલે મારી નિંદા કરે મારે તેની પરવા નથી. ત્યારે બીજી વખતે દુકાન કરવાનું કહેતાં નાનકજી બોલ્યા કે સંસારમાં ગમે તેટલા વેપારી થાય પણ મારી દુકાનમાં વૈરાગ્ય ને વિવેકરૂપી માલ ભર્યો છે. આ વસ્તુ ખરીદવાથી ભવસાગર સત્વર તરી શકાય છે." એકવાર રૂ. ૩૦ આપી તેમને પરદેશ મોકલ્યા હતા ત્યાં રસ્તામાં તે રકમ સાધુ-ઓની સેવા કરવામાં ખર્ચી નાંખી આથી પિતાશ્રી ઘણાજ નારાજ થયા. પછી એક વખતે તેઓને રાજાના ભંડારી બનાવ્યા ત્યાં પણ પ્રભુ ભજન કરી આનંદ લેતા હતા. એક વખતે દ્વેષી માણસોએ તેમના

ઉપર ખોટું તોહમત મુકતાં તે નોકરી પણ તેઓએ છોડી દીધીને રાત્રી દીવસ સાધુ મહાત્માનો સંગ કરવા લાગ્યા, તેમણે ઘણી યાત્રાઓ કરી ઉંચો અનુભવ મેળવ્યો છે કે એક વખતે નાનકજી ધ્યાનમાં મગ્ન હતા તે વખતે પરમાત્માએ દીવ્ય રૂપે તેમને દર્શન આપી કહ્યું કે તમે સદા મારા નામની ઘોષણા કરો છોને નરનારીઓને મુક્તિના માર્ગે ચડાવો છો માટે હું તમારા પર બહુ જ પ્રસન્ન છું. આ વખતની વાત તેમના એક ભક્તે લખી છે તે ગ્રંથનું નામ "આદીગ્રંથ છે" શીખ લોકો તેને પુજ્ય ગ્રંથ તરીકે માની તેમની પ્રેમ ભાવથી પુજા કરે છે. આ ધર્મગ્રંથ પરમપુજ્ય છે. તેનો પરમાત્મા અટલ વિશ્વાસ ધૈર્ય, સત્ય પરોપકાર, ત્યાગ ઉદારતા સંતોષ, વિનય, સત્ય, ભક્તી અને સત્યપ્રેમ તેમના જીવનમાં મુખ્ય હતા. તેઓ ૧૫૬૬ માં આ જગત ઉપરથી મનુષ્યલીલા સમાપ્ત કરી પ્રભુના ધામમાં ગયા છે.

એક મ્યાનમાં બે તરવાર, અખા ચાહે પ્રેમ રસ,
રાખા ચાહે માન, એક મયાનમાં દોખડગા,
દેખી સુની ન કાન.




## આપણે ચાર દિવસના મેમાન છીએ.

### રાગ ઠુમરી.

આયો આયો મનુષ્ય અવતારરે,
નર ચાર દિવસ મિજમાના—આયો. ટેક.
કુટુંબ કબીલા સ્વારથ મીલા,
વાકું ચલત નહિ વારરે—નર.
જમકે દૂતા મારત જુતા,

પાકી કરત પોકારરે—નર.
ભવ દુઃખ ભારી શરણે મોરારી,
સેજ તરે સંસારરે—નર.

### આ જગતની બાજી તદ્દન જુઠી છે.

### રાગ ઠુમરી.

જુઠી જુઠી જગતકી આશરે,
નર નાશ પલકમાં પાવે. જુઠી–ટેક.
કાલચવીના મુખમેં લીના,
વાકા નહિ વિશ્વાસરે—નર.
માનત મેરી, નહીં કોઈ તેરી,
કાલ કઠીન શીર ત્રાસરે—નર.
સુતવિત દારા, જગ વ્યવહારા,
સર્વે સ્વપ્ન વિલાસરે—નર.
દેવાનંદ દેખી, ભવ ભય લેખી,
ઈનસે ભયે ઉદાસરે—નર.

### કળીયુગનું કૌતક.

### દોહરો.

કળીયુગના પરીતાપથી, ધર્મ ગયો પાતાળ,
વ્યાપ્યો અધર્મ વિશ્વમાં, અધર્મનો આ કાળ.

### કુબેર ભંડારી.

કુબેર રાવણનો સાવકો ભાઇ થાય છે, અને તેણે એક વખત લંકા શહેર જીતી લીધું હતું, તો પણ પોતાના વધારે બળવાન ભાઇને પાછું આપી દેવું પડયું હતું. રાવણે કુબેરને નોકર બનાવી નાણાનો ખજાનો સાચવનાર બનાવ્યો હતો. આ હલકી સ્થિતિમાં તે લાંબો વખત રહી શકયો નહિ. અતિશય તપશ્ચર્યા કરવાથી તેણે બ્રહ્મા પાસે વરદાન મેળવ્યું હતું કે, તું “દ્રવ્યનો અધિપતિ દેવ થઇશ” તે પ્રમાણે તે થયો. કુબેર શબ્દનો અક્ષરાર્થ “દુષ્ટ શરીર થાય છે” અર્થાત

એનામાં સૌંદર્ય નહોતું એમ સુચવે છે. "રતનાગાર" એનું બીજું નામ હતું. તેની સ્ત્રીનું નામ શક્તિ હતું. તે ધનનો ભંડારી છતાં તેની પુજા થતી નથી પણ લોકો ધન મેળવવાને માટે ગણેશ ને લક્ષ્મીજીની સેવા કરે છે.

### સુખ અને દુ:ખ.

સુખ પછી આવે દુ:ખ ને,
દુ:ખ પછી સુખજ થાય;
સુખ દુ:ખો પરીવર્તતાં,
ચક્ર સમાન સદાય.
તેથી સુખનો હર્ષ શો,
દુ:ખ વિષે શો શોક;
દ્વૈત્યત્ ભાવમય વિશ્વમાં
એમ જ જીવે લોક.

### પરમેશ્વરની મરજીને આધીન રહેવું.

આવે જે સંકષ્ટ,
ધૈર્યથી તેને સહેવું;
જે સ્થીતિ આપે ઈશ,
સદા તે સ્થીતિમાં રહેવું.

### વ્યર્થ શું કહેવાય?

પરાધીન મનુષ્યનો જન્મ વૃથા છે, પરસ્ત્રીમાં સુખ વૃથા છે, બીજાના ઘરનું ધન વ્યર્થ છે અને પુસ્તકમાંની વિદ્યા વ્યર્થ છે.

### સદ્‌ગુરૂ બ્રહ્માનંદ સ્વામીને વૈરાગ્ય કેમ થયો?

સદ્‌ગુરૂ બ્રહ્માનંદ સ્વામીનું પૂર્વાશ્રમનું નામ લાડુ બારોટ હતું ને તે બહુ જ રાજસી પ્રકૃતિના હતા. હાથમાં સોનાનાં કળાં ને હમેશાં હીરાગળ કપડાં પહેરી ઘોડા પર બેસી મોટા રજવાડામાં જતા ને રાજાઓ પાસે ઘણા પ્રકારના નવિન કાવ્યો કરી તેમને રંજન કરતા. એક વખતે તેઓ ગઢપુરમાં સ્વામીનારાયણ ભગવાનના દર્શન કરવા

માટે ગયા હતા. તે વખતે શ્રીજી મહારાજે તેમને દાદાખાચરની દીકરીઓ પાસે ભગવાનના ચરિત્રની વાતો કરવાને મોકલ્યા હતા પણ એ બાઇઓનું જ્ઞાન પારાવાર હોવાથી બ્રહ્માનંદ સ્વામીની વાતોની અસર કાંઇ ન થઇ પણ સ્વામીને તે બાઇઓની અલૌકિક વાતોથી સચોટ વૈરાગ્ય થયો ને તુર્ત શ્રીજી મહારાજ. પાસે આવી પોતાનાં ઘરેણાં તથા લુગડાં ઉતારી પોતે સાધુ થયા તે જ વખતે નામદાર વડોદરા સરકારે સ્વામીને કાગળ લખ્યો હતો કે તમે સંસારમાં રહો તો બે હજાર રૂપિયાનું વરખાષન ને એક ગામ આપું પણ સ્વામીએ તુર્ત ઉત્તર લખ્યો કે રાત્રે જલેબી જમ્યા હોઇએ ને સવારે દીશાજંગલ જઇને તે જલેબીની જે વિષ્ટા થઇ હોય તેને કોઇ ઘરમાં લાવવાની આશા રાખતું નથી તેમ મારે મન સંસારી સુખ આજથી વિષ્ટાસમાન થયું છે. એ ઉત્તર લખી પોતાના નિશ્ચયમાંથી લેશ માત્ર ખસ્યા નહીં! ધન્ય છે તેમના વૈરાગ્યને!

## પોતાના કલ્યાણને અર્થે શું ન થાય.

ભરતજી તો ઋષભદેવ ભગવાનના પુત્ર હતા ને ભગવાનને અર્થે સમગ્ર પૃથ્વીનું રાજ્ય ત્યાગ કરીને વનમાં ગયા હતા ને ત્યાં ભગવાનનું ભજન કરતા થકા મૃગલીના બચ્ચાને વિષે પોતાને હેત થયું ત્યારે તેની વૃતિ મૃગને આકારે થઇ ગઈ. એવા મોટા હતા તો પણ તે પાપે કરીને મૃગનો અવતાર આવ્યો. આ જગતમાં અનંત પ્રકારના પાપ છે પણ તે સર્વ પાપ થકી ભગવાનના ભક્તને ભગવાન વિના બીજે ઠેકાણે હેત કરવું તે અતિ મોટું પાપ છે.

જેને કલ્યાણનો ખપ છે તે તો ભવિષ્યના અવિચળ સુખ માટે સર્વે કરી શકશે. જુઓને રાજા ગોપીચંદે અને ભર્તૃહરિએ મોટાં રાજ્ય ભગવાનની ભક્તિ માટે તજી દીધાં. અને જંગલમાં જઇ અવિચળ આત્મસુખ મેળવ્યું, છતાં પણ કેટલાક અજ્ઞાની માણસો પ્રયત્ન ક્ર્યાં વિના અમારાથી એવું બને નહિ એમ મીથ્યા ભાષણ કરી નશ્વર સુખને ખરૂં માને છે, પણ એ તો જેવું કરશો તેવું પામો.

બંટી વાવનારો માણસ ઘઉં કેમ લણશે, તેમ ઘઉંનો વાવનારો કદી પણ જુવાર મેળવશે નહિ એ નિઃસંશય છે.

### જગતની જુઠી પ્રીતિ વિષે.

જુઠી દેખી પ્રીતિ જગતમેં,
જુઠી દેખી પ્રીત. ટેક.
અપને સુખકું સબ જન સેવે,
કયા દારા કયા મીત.—જગત.
મેરો મેરો સબહી કરતહે,
હેતસેં બાંધે પ્રીત.—જગત.
અંતકાળ કોઇ સંગ ના ચલે.
યહી અચરતકી રીત.—જગત.
મન મુરખ છુન અજહુન સમજત,
સુખ દે હારે જાત.—જગત.
નાનક ભવજળ પાર પડો જબ,
ગાઓ હરિકો ગીત.—જગત.




### આજ્ઞા નહિ પાળનાર પુત્ર.

એક શ્રીમંતનો પુત્ર પોતાની આજ્ઞા બરોબર પાળતો નહોતો ને તે બાબત વખતો વખત તેનો પીતા તેને ઠપકો દેતો હતો. તેની પાડોસમાં એક આંબલીનું વૃક્ષ હતું. જ્યારે જ્યારે તે શ્રીમાનનો પુત્ર પોતાની આજ્ઞા ન પાળે ત્યારે તે એક ખીલો ઝાડમાં નાંખતો. પાંચ સાત વરસે આખું થડ ખીલાથી ભરાઇ ગયું ત્યારે શ્રીમાનના પુત્રને

શુદ્ધબુદ્ધિ જાગ્રત થતાં તેણે પિતાશ્રી પાસે વિનંતિ કરી કે હે પીતાશ્રી હું હવે આપની સર્વે આજ્ઞા યથાર્થ પાળીશ માટે તમે ઝાડમાંથી તમામ ખીલા કાઢી નાખો. પીતાશ્રીએ પુત્રના કહેવા પ્રમાણે ઝાડના તમામ ખીલા કાઢી નાંખ્યા પણ ઝાડમાં કાણાં તો કાયમ રહ્યાં. તે જોઇ પુત્રના મનમાં ખેદ થયો કે પીતાશ્રી આપે મારા દોષરૂપી તમામ ખીલા તો ઝાડમાંથી કાઢી લીધા પણ કાણાં પુરાણાં નહી, તે શી રીતે પુરાય! ત્યારે પીતાશ્રીએ કહ્યું કે જે જે આજ્ઞાનું ઉલંઘન તેં કરેલું છે તેના દોષ કદી મટવાના નથી. હવેથી તું સરળ રીતે ચાલીશ તો ઝાડમાં નવાં કાણાં નહી પડે પણ જે પડેલાં છે તે તો કાળે કરી મટશે. હાલ તુરતને માટે તો તે પુરાઇ શકશે નહી. પુત્રે આ સાધારણ દૃષ્ટાંત ઉપરથી પિતાશ્રીની હવે પછી એકે આજ્ઞા ઉલંઘન કરી નહી! કેટલીક વખત સાધારણ દૃષ્ટાંત ઉપરથી મનુષ્યને શુદ્ધબુદ્ધિ જાગૃત થાય છે.

## માયાનું દર્શન.

જ્યાં બરોબર હરીરસ જામ્યો હોય છે ત્યાં માયા એકાએક દર્શન આપે છે. જેઓ પરમાત્માના ધ્યાનમાં ગુલતાન થાય છે તેને માયા છેતરે છે. જેઓ માયાને તરછોડી પ્રભુ પરાયણ થાય છે તેને રિદ્ધિસિદ્ધિ દર્શન આપે છે. એક વખતે એક ન્હાના ગામમાં એક પુરાણી મહારાજ ભકતોને કથાનું શ્રવણ કરાવી રહ્યા હતા ત્યાં એક વેપારી હરીરસમાં ગુલતાન થઈ રહ્યો હતો ને તેને હરીરસમાં બહુજ મીઠાસ લાગી રહી હતી તેવામાં તેના કોઇ સ્નેહીએ એકાએક આવીને તેને કહ્યું પાનાચંદ શેઠ ઉઠો ઉઠો. તમને શોધીને થાકયો. આજ બજારમાં કેટલોક માલ અનાયાસે મને મળી ગયો છે, મેં તેમાં ભાગ રાખ્યો છે ને તેમાં નફો પણ સારો છે. આપણે તુરત વેચી નાંખશું તો પણ ફાયદો સારો રહે તેમ છે માટે તમે ઝટપટ ચાલો. પેલો માયામાં લુબ્ધ થએલો શેઠ તુરત હરીરસને પડતો મુકી માલ લેવા બજારમાં ગયો. ત્યાં તો માયાએ પોતાનું સ્વરૂપ ફેરવી

નાખ્યું. માયા તો માયા જ છે. તેને પ્રગટ દર્શન દીધાં. તુરત અમેરીકાના તાર આવ્યા ને ભાવ બેસી ગયા. પાનાચંદ શેઠને તો લાભને બદલે પાંચસો રૂપીઆનું નુકસાન આવ્યું. જુઓ જેઓ હરીરસ મુકી માયાનું દર્શન કરવા જાય છે તેને ફાયદાને બદલે નુકશાન થાય છે. માટે હરીરસમાં માયાનું દર્શન આવી રીતે થાય છે. પાનાચંદે તે વાત પેલા પુરાણી પાસે કહી તેથી પુરાણીએ કહ્યું કે "ભાઇ ભગવદ ગુણોના શ્રવણરૂપી અમૃતને છોડી તું માયામાં ફસાણો તો તારી આવી દશા થઇ, વિષ્ણુ દર્શન ન થયું ને લક્ષ્મીબાઇ પણ નાસી ગયાં!

## ભક્તિ નહી કરે તેને કેવાં દુઃખ પડે છે.

રામરસ પીતા હે રોકે,
તે તો જાશે જમને લોકે;
જમની ચોટેરે ચડસે,
નિશ્ચે નર નરકમાં પડશે;
માથે બહુ પડશેરે માર,
તારે વળતો થાશે વિચાર;
ઘણાં દીન દુખડાંરે સહેશે,
વળતી લખચોરાસી લેશે;
પશુ ને પંખીરે થાશે,
ભુત પિશાચ થઇ નર્ક ખાશે;
નરતન તેને રે નાવે,
નીંદે હરી જનને તે પાપે;
નીંદ્યા એવું જાણી રે કરજો,
પાપીયો પરમેશ્વરથી ડરજો;
પાપ ભોગવશે રે પાછું,
નિષકુળાનંદ કહે તે સાચું.

× × × ×

કંઈ કઇ ન કહયે કોયને,
નથી કેને કયાનું કાજરે.
પારકા દોષ દેખાડતાં,
થાય આપણું અકાજરે-કંઈ.
ફાટે આભ ન લાગે થીંગડી,
સીદ દીલે કરીયે દાઝરે.
લાગ્યા દાઓ જે ડુંગરે,
એ તો ઓલાયે નહીં આજરે-કંઈ.
આવે પુર ઉતાવળે,
સરવે સરીતા સમાજરે.
રહીયે તેને જો રોકવા,
થાય તન પોતાનું તાજરે-કંઇ.
તીર આદીક ગોળો તોપનો,
તેનો કરવા જાયે વાજરે.
ત્યાં જોખમ થાય જીવનું,
એની સહુ પાડે હાજરે-કંઇ.
એવા વેગમાં હોયે ઉતાવળા,
અતી રજ તમને રાજરે.
નીષ્કુળાનંદન છોડીયે,
એને છેડયે ખોયે લાજરે.

× × × ×

## શુક મહામુનિ.

ઘૃતાચી નામની અપ્સરા શુકી (પોપટી) નું સ્વરૂપ લઇ નિરંતર પૃથ્વીને વિષે વિહાર કરતી હતી. આ અપ્સરા અત્યંત સ્વરૂપવંતી હતી. કોઈ સમયે તે વનમાં વિચરતી હતી તેવામાં વનની અતિ શોભા જોઇને સ્વેચ્છાથી તેણીએ પોતાનું દિવ્ય સ્વરૂપ પ્રગટ

કર્યું, ને સુશોભીત વૃક્ષ લત્તાઓમાં ક્રીડા કરવા લાગી. એટલામાં દૈવયોગે ત્યાં થઇને વ્યાસમુનિ જતા હતા. તેમના જોવામાં તે દિવ્ય અપ્સરા આવી; અને તે સુંદરીને જોઇ તે અતિશય મોહાતુર થઇ ગયા, તથા તેને રોમ રોમ કામદેવ વ્યાપી ગયો. પોતે જ્ઞાતા હોવાથી અનંગને ઘણો વાર્યો, છતાં તેનો આવેશ સહન ન થઇ શકવાથી તેમનું દિવ્યવીર્ય સ્થાન ભ્રષ્ટ થઇ સ્ખલીત થઇ ગયું? એ વીર્યમાંથી તુરત એક દિવ્ય બાળક ઉત્પન્ન થયું. તેજ શુક મુનિશ્વર ! એ શુકીરૂપ અપ્સરાને જોઇ વીર્યપતન પામ્યું અને તેમાંથી ઉત્પન્ન થયા માટે તે બાળકનું નામ શુક પાડયું. એ જ શુકદેવ એ જન્મયોગી શુક મહામુનિ કહેવાયા.

× × × ×

## મહાપુરૂષોની માગણીઓ.

ઉદ્ધવ સંપ્રદાયમાં મહાન સદગુરૂઓ થઇ ગયા છે. તેમાં મુક્તાનંદ સ્વામી તથા શુકાનંદ સ્વામી શાસ્ત્ર પારંગત કહેવાતા તેમણે અનેક ગ્રંથો કરેલા છે. તેમનાં શરીરો બહુ જ સુંદર હતાં. તેઓએ પોતાના ઇષ્ટદેવ શ્રી સહજાનંદ સ્વામી મહારાજ પાસે નીચે મુજબની માંગણીઓ કરી હતી.

મુક્તાનંદ સ્વામી શરીરે બહુજ રૂપાળા હતા તથા તેમની શરીરસંપત્તિ બહુ જ સારી હતી. તેઓને ગળ્યું અને ચીકણું ખાવાનો નિયમ હતો. તેમણે મહારાજ પાસે ક્ષય રોગની માગણી કરી હતી ને તેમને ક્ષયરોગ લાગુ થતાં જ તેઓ ગળ્યું, ચીકણું ખાતા ન હતા, પરંતુ ક્ષયરોગ વાળાનું શરીર ટકી શકે નહિ પણ પરમાત્માની કૃપાથી તેમનું શરીર ઘણી મુદત સુધી ટકી રહ્યું હતું.

શુકાનંદ સ્વામીને ગઢડામાં એક વખત શ્રીજી મહારાજને તાવ આવતો હતો ને પોતાની પાસે બોલાવેલા. તેઓ તાવમાં મહારાજ પાસે આવ્યા ને તાવ બહુ આવે છે આમ કહેતાં મહારાજે તેમની સામું જોતાં તાવ નાસી ગયો ને કોઇ વખત તાવ

તેમને આવતો જ નહોતો. પછી જ્યારે ઉત્તરાવસ્થા થઇ ને દેહની આસક્તિને ટાળવાને માટે એક વખતે શ્રીજી મહારાજ પાસે તાવની માંગણી કરી હતી. તેથી ઘણી મુદત તેમને શરીરમાં તાવ રહ્યો હતો પણ પોતાના નિયમમાંથી લેશમાત્ર નહિ ડગતાં હમેશાં ભજનકીર્તનમાં ખબરદાર રહેતા. તેમના પર શ્રીજી મહારાજની પૂર્ણ પ્રસન્નતા હતી, ને તેઓ મોટા સદ્ગુરૂ હતા. મોટા સદ્ગુરૂ આ લોકના કોઇપણ રોગ ઉપાધીથી લેશ માત્ર પણ ડ્ગવાના નથી, એ નિર્વિવાદ છે.

× × ×

## મંત્ર જંત્ર અજ્ઞાની પાસે ચાલે.

એક સમયે મંત્ર જંત્રથી સિદ્ધ થયેલ કોઇ એક બ્રહ્મચારી ટોડલા ગામમાં આવ્યો. તે જેને ઘેર ગામમાં ભોજન કરવા જાય ત્યાં પોતાના પુજવાના વિષ્ણુ સાચવવાનું કહી મુકી જાય; પરંતુ બીજે દિવસે તે વિષ્ણું તો બ્રહ્મચારી પાસે આવી જ જતા. આમ થવાથી બ્રહ્મચારીને ભોજનના આમંત્રણ ઘેર ઘેરથી આવવા લાગ્યાં, અને તેનો મહીમા લોકોમાં ખૂબ વધ્યો. આ આશ્ચર્ય સાંભળીને ખુશાલ ભટે (પછીથી સદ્ગુરૂ ગોપાળાનંદ સ્વામી), બ્રહ્મચારીને ભોજનનું આમંત્રણ આપ્યું. બ્રહ્મચારી વિષ્ણુ લઇને જમવા આવ્યો. જમીને રીવાજ મુજબ વિષ્ણુ ખુશાલ ભટને સાચવવા સોંપ્યા. પરંતુ બીજે દિવસે વિષ્ણુ તો બ્રહ્મચારી પાસે ગયા જ નહિ. તેમણે હતા તેટલા મંત્ર પ્રયોગો રાત્રીમાં કરી જોયા, પણ કાંઈ વળ્યું નહિ તેથી બીજે દિવસે પ્રભાતમાં તેણે પલાયન કર્યું.

## આત્માનો નાશ કેમ થાય?

અમુક કાર્ય કરવું એજ આપણું કર્તવ્ય છે અથવા તે ન કરવું એજ કર્તવ્ય છે, એમ સારી રીતે સમજાયા છતાં પણ જો તે કર્તવ્યથી વિરુદ્ધ વર્તવામાં આવે તો તે પાપ છે. એ પાપ માણસના અંતરને ખાય છે; તેથી તેના મૂળ સ્વભાવમાં એક પ્રકારનું તોફાન

થાય છે અને તેનું પરિણામ એવું આવે છે કે, અંતઃકરણમાં કુવાસનાનું પ્રાબલ્ય વધીને સદાચરણોનો નાશ થાય છે અને એજ તેના આત્માનો નાશ છે.

* * *

## ભાગ્ય વિના કાંઇ મળતું નથી.

### કુંડળીયો.

કોડી મીલે ન ભાગ્ય બીન, હુન્નર કરો હજાર;
કયું નર પાવે સાહ્યબી, બીના લખ્યા કિરતાર.
બીના લખ્યા કિરતાર, સાત સમુદ્ર ફરી આવે,
ભટક ભટક દિન રાત, ગાંઠકી લાજ ગમાવે,
કહે સુ કવિઆ કહાન, ભાગ્ય બીન રહે ન લોંડી,
હુન્નર કરો હજાર, ભાગ્ય બીન મીલે ન કોડી.

## મિત્ર કેવો જોઇએ ?

એડા મિત્ર ન કીજીએ,
વિપત પડે ખસ જાય;
જબલગ મતલબ હોત હે,
તબલગ પ્રેમ બતાય.

## પરનારીની પ્રિત કેવી છે !

પરનારી પ્રત્યક્ષ દેખે,
વિખ હળાહળ અંગ;
રાવણનાં દશ શિશ ગયાં,
પરનારીકે સંગ.

પ્રિત કરો પરનારીની,
કેવળ જાયે પ્રાણ;
લેશે અંત પરનારનો,
તેનું નામ અજાણ.

## શિયળની ઉત્તમતા.

અગ્નિમાં બળવું ભલુ, ભલુ વિષનું પાન;
શિયળ ખંડિત ના ભલું, નવ કોઈ શિયળ સમાન.




## પાંચ મહાયજ્ઞ.

(૧)

### (માતાપિતાની સેવા.)

મનુષ્યોને માતાપિતાની સેવાથી જે પુણ્ય પ્રાપ્ત થાય છે તે પુણ્ય સેંકડો યજ્ઞ અને તીર્થયાત્રા કરવાથી મળી શકતું નથી.

**पिता धर्म पिता स्वर्ग, पिताहि परमे तप: ।**
**पितरी प्रीति मापन्ने, प्रीयन्ते सर्व देवता: ॥**

પિતા એ ધર્મ છે, પિતા એ સ્વર્ગ છે, પિતા એ પરમ તપ છે, પિતા પ્રસન્ન થવાથી સર્વે દેવતાઓ પણ પ્રસન્ન થાય છે. જે મનુષ્યની સેવાથી અને ગુણથી પિતા માતા પ્રસન્ન થાય છે તે ગંગાસ્નાનનું ફળ મેળવે છે. માતા સર્વ તીર્થમયી અને પિતા સર્વ દેવમય છે એવા માતા પિતાની જે પુત્ર પ્રદક્ષિણા કરે છે તે આખી પૃથ્વીની પ્રદક્ષિણાનું ફળ મેળવે છે. માતાપિતાને જે વિનયથી પ્રણામ કરે છે તે અનાયાસે સ્વર્ગનું સુખ ઘેર બેઠાં મેળવે છે. જેઓ માતાપિતાના ચરણ ધોઈને ચરણામૃત લે છે તેના પાપ સર્વે નષ્ટ થઇ જાય છે. જે નીચ મનુષ્ય કડવી વાણીથી માતાપિતાનું અપમાન કરે છે તે અનેક કાળ સુધી નર્કમાં પડે છે. માતાપિતાનું પાલણ ન કરનારા મનુષ્યનું પુણ્ય નષ્ટ થાય છે ને તેઓ કુંભીપાકમાં પડે છે. બીજો મહાયજ્ઞ પતિસેવા. ત્રીજો મહાયજ્ઞ સર્વભૂતોમાં સમદષ્ટિ રાખવી તે છે. ચોથો મહાયજ્ઞ મિત્ર દ્રોહ ન કરવો ને પાંચમો મહાયજ્ઞ વિષ્ણુ ભગવાનની ભક્તિ કરવી તે છે. આ પાંચે મહાયજ્ઞ ગણાય છે તેમાં માબાપની સેવાનું ફળ એ ચાર યજ્ઞ કરતાં શાસ્ત્રમાં અધિક વર્ણવેલું છે.

## માન કેવી રીતે ટળે?

મહાત્મા તુલસિદાસજીએ એક સ્થળે કહ્યું છે કે,—

તુલસી જ્યાકે મુખનસે, ભૂલેઇ નિકસે રામ!
તાકે પગકી પહેનીયાં મેરે તનકી ચામ.!!

એમ જેને ભુલે પણ ભગવાનનું નામ મુખથી નીસરે તેને અર્થે પોતાના શરીરના જોડા કરાવી આપે તો જે ભગવાનના ભક્ત હોય ને ભગવાનનું નિરંતર નામ સ્મરણ ભજનકીર્તન વંદન કરતા હોય ને જો ભગવાનનું મહાત્મ સમજતો હોય તો તેના આગળ શું માન રહે? નજ રહે, માટે મહાત્મ સમજે ત્યારે જ માન જાય છે પણ મહાત્મ સમજ્યા વિના તો માન જતું નથી. તે સારૂ જેને માન ટાળવું હોય તેને ભગવાનનું ને સંતનું મહાત્મ સમજવું. કેમકે માન ટાળવાનો એ ખરેખરો ઉપાય છે.

## આન્તરિક રોગની પાંચ દવાઓ.

(૧) સત્સંગ. (૨) ધર્મશાસ્ત્રનું અધ્યયન. (૩) સ્વલ્પ આહાર વિહાર. (૪) રાતની ને પ્રાતઃકાળની ઉપાસના. (૫) જે કાંઇ કરવું તે એકાગ્રપૂર્વકને સર્વે શક્તિ લગાડીને કરવાની પદ્ધતિ.

## વિવેકવાટિકા.

(૧) જેણે મનરૂપી રાક્ષસને વશ કર્યો છે તે શ્રેષ્ટ પુરૂપ ગણાય છે. **મીરાં.**

(૨) જે હૃદયમાં પ્રભુ પ્રેમને સ્થાન નથી તે મશાણ જેવું છે. **મહાત્મા કબીર.**

(૩) જે સમય ભગવાનના સ્મરણચિન્તનમાં લાગે છે તેજ સાર્થક છે. **ગુરૂ નાનક.**

(૪) સંસારીક ક્રિયાઓને કરતી વખતે બે વસ્તુઓનું હંમેશાં ધ્યાન રાખો પ્રથમ ઇશ્વર ને દ્વિતીય મૃત્યુ—લુકમાન.

(૫) પૂર્ણ મહાત્મા અને સજ્જનો સંગ તેનું નામ જ સત્સંગ છે તે લોઢાનું સોનું બનાવે છે. યોગવસિષ્ટ.

(૬) સંસારના સુખ ક્ષણભંગુર છે તેમાં એવું કોઇ પણ ઉદાહરણ નથી મળતું કે કોઇપણ મનુષ્ય મૃત્યુથી બચ્યો હોય ! સોલન.

(૭) મનના તરંગોને રોકવામાં મોટું સુખ રહેલું છે. પારસભાગ.

(૮) સત્યવાદી પુરુષ આર્થિક દૃષ્ટિએ ભલે દરિદ્રી દેખાતો હોય પરન્તુ વાસ્તવિક રીતે તે મનુષ્યોનો રાજા છે.

(૯) જેઓ બહારથી સારા ભક્ત દેખાય છે અને અંતરમાં કપટ ને પાપથી ભરેલા છે તેવા જનો નરકની ચાવી હાથમાં લઇને ફરે છે.

રૈદાસ.

(૧૦) ગૃહસ્થોએ પાંચ અશુભ પ્રવૃત્તિથી બચવું જોઇએઃ– (૧) હિંસા (૨) ચોરી (૩) વ્યભિચાર (૪) અસત્ય (૫) દુર્વ્યસન.

બુદ્ધદેવ.

## ભલાઇનો બદલો.

એક વખતે કોઇ એક લુચ્ચા વિદ્યાર્થીએ માસ્તરની ખુરશીમાં પેન ખોશી હતી, તે એવી ભાવનથી કે માસ્તર ખુરશીપર બેસવા જાય ત્યારે તેને લાગે. આ બનાવ બીજા એક વિદ્યાર્થીએ જોતાં તેને દયા આવી ને જેવા માસ્તર ખુરશીપર બેસવા જાય છે કે તુરત તેણે ખુરશી તે જગ્યાએથી માસ્તરને હરકત ન થવા પામે તેમ લઇ લીધી. આથી માસ્તર એકદમ પૃથ્વીપર પડી ગયા ને પેલા ભલા છોકરાને સોટીએથી મારવા મંડયા. પછી જ્યારે ખરૂં કારણ જાણવામાં આવ્યું ત્યારે માસ્તરને પસ્તાવો થયો. આ પ્રમાણે ભલાઇ કરતાં વખતે બુરૂં પરિણામ આવી પડે છે. તે ખુરશી ખસેડનાર ભલા વિદ્યાર્થીને માસ્તરે માર્યો એટલું જ નહિ પણ જેણે ખુરશીમાં પેનસીલ ઉભી રાખી હતી તે લુચ્ચા વિદ્યાર્થીએ પણ તે ભલા છોકરાને પોતાના બુરા કામમાં હરકત કરવાથી તેણે પણ ખુબ માર્યો. આ પ્રમાણે ભલાઇ કરનાર વિદ્યાર્થીને બે તરફથી વિના કારણે માર ખાવો પડયો. કેટલીક વખતે એવું પણ બને છે કે “ દયા ડાકણને ખાય છે ” તે આનું નામ !!

## ટેક રાખવાથી થનારો ફાયદો.

એક બ્રાહ્મણ હતો તે એક વખત એક મહાત્મા પાસે અનાયાસે આવી ચઢયો. તે મહાત્મા મહાન પરોપકારી હતો તેથી પેલા બ્રાહ્મણને તેણે કહ્યું કે આજરોજ પવિત્ર નીર્જી એકાદશી છે. સર્વે માણસો પોતાની ઇચ્છામાં આવે તેવો નીયમ રાખે છે તો તમારે પણ એક નીયમ રાખવો ઘટે છે. બ્રાહ્મણને ધર્મપર પુર્ણ શ્રદ્ધા હતી નહિ તેથી તેણે ખોટા ભાવથી તે મહાત્માને રાજી કરવાને માટે કહ્યું "ભલે તમારી એવી ઇચ્છા છે તો હું હમેશાં મારા પાડોશમાં રહેતા કુંભારનું દર્શન કરી પ્રસાદ લઇશ". મહાત્માએ કહ્યું ભલે, તમે તેવા નિયમનું આજરોજ મારી સન્મુખ પાણી મુકો. વિપ્રે તે પ્રમાણે કર્યું. હમેશાં સવારમાં કુંભારનાં દર્શન કરી તે વિપ્ર જમતો હતો. એક વખતે કુંભાર તથા તેની સ્ત્રી ચાર વાગે માટી ખોદવા ગયેલાં હતાં. આઠ નવ વાગ્યા પણ કુંભાર ઘેર આવ્યો નહિ તેથી તે વિપ્ર તેના દર્શન કરવાને જ્યાં કુંભાર માટી ખોદતો હતો ત્યાં ગયો. તે વખતે પ્રભુ કૃપાથી કુંભારને માટી ખોદતાં સોનાનો ચરૂ સાંપડયો. તેવામાં વિપ્ર પણ તેના દર્શને આવતો હતો તેને દેખી કુંભાર તથા તેની સ્ત્રી ભય પામવા લાગી કારણકે સોનાનો ચરૂ દેખી જાય તો અર્ધો ભાગ દેવો પડે. કુંભારે દુરથી આવતા વિપ્રને કહ્યું મહારાજ ત્યાં ઉભા રહો! શું કામ છે? વિપ્રે તુરત ઉત્તર આપ્યો "મેં દેખ્યું! મેં દેખ્યું!! [ વિપ્રે તો કુંભારનું મોઢું દેખ્યું હતું ને તેને દર્શન થયાં હતાં તેથી શુદ્ધ ભાવે તે પ્રમાણે બોલી ચાલતો થયો ] પણ કુંભારના મનમાં એમ થયું કે આ ધન તેણે જોયું છે ને વખતે રાજદરબારમાં જાહેર કરશે તો આપણી ફજેતી થશે ને સરકાર બધું ધન લઇ જશે તે માટે અર્ધો ભાગ વિના માંગે વિપ્રને ઘેર જઇ આપી આવું તો કાંઇ હરકત આવે નહિ. એમ ધારી કુંભાર અર્ધો ભાગ ધનનો લઈ વિપ્રને દેવા ગયો ને પગે પડી પ્રાર્થના કરવા લાગ્યો કે મહારાજ! લ્યો તમારો અર્ધો ભાગ ને મહેરબાની કરી

આ વાત કોઇને જાહેર કરશો નહિ. વિપ્ર તો મનમાં સમજી ગયો કે "ઘેર બેઠાં ગંગા આવી તો વધાવી લેવું". આનાકાની કરવાથી આપણને નુકશાન થશે એમ ધારી ભલે પ્રજાપતિ ભાઇ! મારે કોઇને કહેવાની શી જરૂર છે? હું કોઈને નહી કહું. ખોટો નીયમ કેવળ મસ્કરીમાં રાખવાથી પણ આવો ઉત્તમ લાભ અનાયાસે વિપ્રને મળ્યો તો પછી ખરા ભાવથી ખરો નીયમ રાખનારને કેટલો ફાયદો થાય છે તેનો વિચાર કરવો ઘટે છે. હમેશાં ટેક રાખવાથી પ્રભુ રાજી થાય છે.

## ખાડો ખોદે તે પડે.

એક બીલાડી કુવા કાંઠે બેઠેલા એક ગરીબ કબુતરને મારવાને ઘણી વારથી તાકી રહી હતી. તેણે વખત જોઇને ગરીબ કબુતર પર તરાપ મારી, પણ પ્રભુ કૃપાથી કબુતર તો ઉડી ગયું ને બીલાડી કુદકો મારવાથી ઉંડા કુવામાં પડી તરત મરી ગઇ, માટે ખાડો ખોદે તે પડે. જેને રામ રાખે તેને કોણ ચાખી શકે? એ તો કરે તેવું પામે ને વાવે તેવું લણે. બીજાનું અહિત કરવાથી પોતાનું અહિત થાય છે તે આ સાધારણ દષ્ટાંતથી જોવાશે.

## પડછાયો.

એક માણસ પૂર્વ દીશા ભણી જતો હતો તેવામાં તેણે પોતાનો પડછાયો આગળ ચાલતાં જોયો અને તેથી પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે હું જાઉં છું ત્યાં મારો પડછાયો (ઓળો) હમેશાં મારી આગળ ને આગળ ચાલે છે તેનું શું કારણ? પછી તેને પાછળ રાખવા માટે ઘણો પ્રયત્ન કરવા લાગ્યો પણ તે સર્વે અજ્ઞાનથી નિષ્ફળ ગયો. પછી એક મહાત્માએ કહ્યું કે તું પશ્ચિમ દીશામાં ચાલ એટલે પડછાયો તારા પાછળ રહી જશે. મહાત્માના કહેવાથી પડછાયો તે માણસના પાછળ રહ્યો. આ તો એક દષ્ટાંત છે પણ તેના ઉપરથી સિદ્ધાંત એ છે કે આપણે રસ્તો

ભુલ્યા હોઇએ ને હજાર પ્રકારના પુરૂષ પ્રયત્ન કરીએ પણ તે નિષ્ફળ જાય છે પણ તે વખતે આપણને ખરે રસ્તે ચાલવાનું કોઇ મહાત્મા બતાવે તો આપણી ભુલ સુધારી આપણને જે સ્થાને જવાનું હોય તે સ્થાને નિર્ભય રીતે પહોંચી શકાય છે.

## સાહસીકપણું.

સુર્યના રથને એક પૈડું છે ને તેના સારથીને પગ નથી છતાં સુર્યનો રથ સાહસીકપણું રાખવાથી આખા બ્રહ્માંડમાં ફરી વળે છે, તેજ પ્રમાણે અગસ્ત ઋષિ આખા સમુદ્રને એક અંજલીમાં પી ગયા એ પણ સહાસીકપણું બતાવે છે. આ સંસારમાં સહાસીકપણા વીના કોઇ પણ કાર્ય ઉત્તમ બની શકતું નથી. હાથ જોડી બેસી રહેવાથી કાર્યની સિદ્ધિ કદી પણ થતી નથી માટે હીંમત રાખી કાર્ય કરો. કાર્યમાં કદી પણ નાસીપાસી થાઓ નહી. જે કરો તે સાહસીકપણાંથી કરો.

## વિદ્યા શીખતાં વિનય જોઇએ!

એક ભંગીયાની સ્ત્રીને રાજાના બાગની કેરી ખાવાની ઇચ્છા થઈ એટલે તેણે પોતાના સ્વામી પાસે કેરી રાજાના બાગમાંથી લાવી આપવાની હઠ પકડી. આ ભંગીએ ઘણા પ્રકારે પોતાની સ્ત્રીને સમજાવી પણ માની નહિ. એટલે તેણે પોતાની મેલી વિદ્યાથી રાજાના બાગમાંથી હંમેશાં કેરીઓ લેવા માંડી. આ વાતની રાજાને ખબર પડતાં ભંગીને બોલાવ્યો. તે વખતે કચેરીમાં બેસનાર બીજા અમીરોએ રાજાને કહ્યું કે ભંગી પાસે મેલી વિદ્યા છે તે ખરેખર શીખવા જેવી છે. રાજાને તે વિદ્યા શીખવાની ઇચ્છા થતાં પોતાનો ભંગી પ્રત્યેનો ગુસ્સો ઓછો થયો ને ભંગીને કહે તારી વિદ્યા છે તે મને શીખવ! ભંગીએ વિદ્યા શીખવવા માંડી પણ રાજાના હૈયે એક અક્ષર પણ ચડે નહિ, ત્યારે રાજાના ગુરૂ વાસુદેવે કહ્યું મહારાજ, વિદ્યા શીખવામાં વિનય જોઇએ! તમે નીચે બેસો ને ભંગીને આસન ઉપર બેસવા દો. એ પ્રમાણે કરવાથી તમોને સત્વર વિદ્યા આવડશે!

રાજાએ તે પ્રમાણે કરવાથી થોડી વારમાં તે વિદ્યા આવડી. કહેવાની મતલબ એવી છે કે વિદ્યા શીખવામાં વિનય જોઇએ! વિનય વિના વિદ્યા આવતી નથી.

## ક્ષમાવાન શ્રીમાન શેઠ.

એક શ્રીમાન શેઠ હતા ને તેને ત્યાં મોટી સમૃદ્ધિ હોવાથી નોકર-ચાકર પણ પુષ્કળ હતા. એક વખતે તેના કેટલાક નોકરો પોતાના ધણીની ઘણા પ્રકારની પ્રશંસા કરી રહ્યા હતા. તે શેઠના એક દુશ્મનને સાંભળી તે તેનાથી સહન નહી થતાં તેના નોકરોને કેટલાક પ્રકારની બદસલાહ દેવા લાગ્યો પણ નોકરો એકના બે થયા નહિ. એ બધા નોકરોમાં એક નીમકહરામ નોકર હતો તેના પાસે શેઠના શત્રુએ જઇને તેને પાંચ હજાર રૂપીઆ આપવા કહી ઉંધી સલાહ આપી કે તારે શેઠ કહે તેથી ઉલટી રીતે વર્તવું. એક વખતે કોઇ દેશાવરથી શેઠને ત્યાં મેમાન આવ્યા. એ મેમાન પાસે શેઠે પોતાના વૈભવની અનેક વાતો કરીને છેવટે કહ્યું કે મારે ત્યાં એક પોપટ છે તે સંસ્કૃત શ્લોક શુદ્ધ ઉચ્ચારે બોલે છે. મેમાનને તે જોવાની ઇચ્છા થવાથી શેઠે પોતાના નોકરને પીંજરામાંથી પોપટ લઇ આવવાની આજ્ઞા કરી. પેલો નોકર મનમાં વિચાર કરવા લાગ્યો કે આજ આપણે અવળું કરવાનો સમય છે. એમ વીચારી પીંજરા પાસે જઈ પોપટને કાંઠલો પકડી બહાર કાઢ્યો ને કાંઠલો એવો દબાવ્યો કે શેઠ પાસે જતાં પોપટ મરી ગયો. આ જોઇ શેઠને બહું જ ખોટું લાગ્યું પણ પોતાનો ગુસ્સો મનમાં સમાવી પેલા નીમકહરામ નોકરને કહ્યું! આજ પછી એવું કરીશ નહિ. આ કામ તેં સારૂં કર્યું નથી કારણકે પોપટ જેવા એક પવિત્ર પ્રાણી પર નિર્દયપણું વાપરતાં શું તને શરમ ન આવી? પેલો નોકર પણ મનમાં સમજી ગયો અને શેઠની ક્ષમા માટે બહુ જ પ્રશંસા કરવા લાગ્યો. આ પ્રસંગે શેઠનો દુશ્મન પણ ખાનગી રીતે બધી ચર્ચા જોતો હતો તે પણ મનમાં વીચારવા લાગ્યો કે "ક્ષમા વીરસ્ય ભુષણમ્."

## પુલછાબ ૨૦ મી

### સતી સ્ત્રીઓ (એક દષ્ટાંત.)

"બાબુ સુરેન્દ્રનાથ ઘોષ એક માનવંતા કાયસ્થ કુળમાં જન્મ્યા હતા અને તેની ઉંમર ૩૨ વરસની હતી. કેટલોક વખત થયાં તે માંદા હતા અને પથારીવશ થયા હતા. એક વખતે તેની સ્ત્રી શેબાલીની જેની ઉંમર ૨૨ વરસની હતી તેને ઘરના કોઇ માણસે ખબર આપી કે ડાકટરોએ તારા સ્વામીનો રોગ અસાધ્ય કહી તેની આશા મુકી છે ને કહ્યું છે કે થોડા રોજમાં તે સ્વર્ગસ્થ થશે. સુરેન્દની સ્ત્રી તુર્ત ડાક્તરના કહેવાનો અર્થ સમજી ગઇ. તુરત મરણ પામતા પતિ બેશુદ્ધીમાં હતા તેની પાસે જઇ થોડુંક ગંગાજળ લઈ આવી તેણે પોતાના પતિના મોંમાં તે જળનાં ટીપાં પાડયાં. પછી તે છાની માની નીચે સટકી ગઇ અને સાડી પહેરી ઉત્તમ આભુષણ સજ્યાં. તેણે કપાળમાં સીંદુરનું તીલક કર્યું, ઓરડાનું બારણું બંધ કર્યું ને શરીર પર કેરોસીન તેલ ચોપડયું અને સળગાવી મુકયું અને પોતાના પતિના મરણ પહેલાં પાંચ મીનીટ વહેલી પોતે સ્વર્ગમાં જઈ પહોંચી. આજ પણ તે જગ્યાએ લોકો દર્શન માટે જાય છે ને તે જગ્યાને મહાન પવિત્ર ગણે છે. પુર્વે આવી સતી સ્ત્રીઓ ભારતવર્ષમાં પુષ્કળ હતી તેનું આ એક દષ્ટાંત છે.

### તુલશી પુજાના મુળ વીષે.

(હીંદુસ્થાનના દેવો ઉપરથી)

તુલસી પુજાના મુળ માટે કેટલીક કથાઓ કહેવામાં આવે છે. વોર્ડ કહે છે કે તુલસી નામની એક સ્ત્રીએ ઘણાં વર્ષ તપશ્ચર્યા કરી અને વિષ્ણુની પ્રાર્થના કરી કે ફળ તરીકે હું તમારી સ્ત્રી થાઉં એટલું યાચું છું. લક્ષ્મીએ આ સાંભળી ગંભીરતાથી તે સ્ત્રીને શ્રાપ દીધો અને તેને એ નામનો છોડ બનાવી દીધો, પરંતુ વિષ્ણુએ

તેને દીલાસો દેવા ખાતરી કરી આપી કે હું શાલીગ્રામનું સ્વરૂપ ધારણ કરીશ એટલે હમેશ તારી સાથે રહીશ. તેટલા માટે હીંદુઓ હમેશ એક તુલશીપત્ર શાલીગ્રામની નીચે અને એક ઉપર રાખે છે. બીજી કથા એવી છે કે વિષ્ણુને જલંધરની પત્નિ વન્દાના સૌંદર્યથી મોહ ઉત્પન્ન થયો હતો અને એ મોહમાંથી મુક્ત કરવા તેમણે લક્ષ્મીગૌરી અને રાધાની મદદ માગી. તે દેવીઓમાંની દરેકે વાવવાનાં બી આપ્યાં તેમાંથી ઝાડો ઉગ્યાં તેથી વિષ્ણુ મોહીત થયા. પહેલું ઝાડ મેંદીનું, બીજું જાસુસનું અને ત્રીજું તુલસીનું આ પ્રમાણે વિષ્ણુ વંદાના કપટમાંથી છુટયા. આ પ્રમાણે કથા કહેવામાં આવી છે.

## શાલગ્રામ (હીંદુસ્થાનના દેવો ઉપરથી.)

વિષ્ણુએ મનુષ્યના દેવતા અધિષ્ટાતા દેવ તરીકે નવ ગ્રહ સરજ્યાં. શનિએ પોતાના રાજ્યના આરંભમાં જ બાર વરસ સુધી બ્રહ્માને તાબે થવાની ફરજ પાડી. બ્રહ્માએ તેને વિષ્ણુ પાસે મોકલ્યો અને વિષ્ણુએ તેને બીજે દીવસે બોલાવ્યો. શની મળવા ગયો ત્યારે તેને માલુમ પડયું કે અરીષ અમાંગલિક ગ્રહની અસરથી ભય પામી વિષ્ણુએ પર્વતનું રૂપ લીધું છે. આથી શનીએ કીડાનું રૂપ ધારણ કર્યું અને બાર વર્ષ પર્વતનો ગલ કોતરી ખાધો એ મુદ્દત પુરી થતાં વિષ્ણુએ પોતાનું ખરૂં રૂપ લીધું અને એવી આજ્ઞા કરી કે હવેથી આ ગંદકી પર્વતના પત્થરને મારા પ્રતિનિધિ તરીકે પુજવા એવી કથા શાલગ્રામ વિષે છે.

## લક્ષ્મી ને પ્રારબ્ધ.

પ્રારબ્ધ વિના લક્ષ્મી રહેતી નથી એ વાત તો નક્કી છે. પણ લક્ષ્મીને એક વખત ગર્વ થયો કે પ્રારબ્ધ વિના પણ મનુષ્યને હું સુખી કરૂં. એક વખતે જનમાષ્ટીમીના દીવસે પ્રારબ્ધ ને લક્ષ્મીજી ગંગા નદીના તટપર ભેગાં થયાં ત્યારે લક્ષ્મીજીએ પ્રારબ્ધને કહ્યું કે મારી સત્તા એવી છે કે જેના ઉપર હું પ્રસન્ન થાઉં તેનો બેડો પાર કરી નાખું. પ્રારબ્ધ કહે લક્ષ્મીબાઇ અહંકાર કરો નહીં! જ્યારે હું

સાનુકુળ થાઉં ત્યારે જ તમારૂં પરાક્રમ દીપે, નહીંતર તમારાથી કાંઇ પણ બને તેમ નથી. લક્ષ્મીને તુર્ત ક્રોધ ચઢયો ને પ્રારબ્ધને કહે લે તારે જોવું છે ! હું મારૂં પરીબળ અજમાવું છું. પ્રારબ્ધ કહે ભલે અજમાવો ! લક્ષ્મીએ તુરત એક કઠીયારો રસ્તે જતો હતો તેને એક મણી હજારો રૂપીઆની આપી તે કઠીઆરો નદીએ પાણી પીવા જતાં તે મણી જળમાં પડી ગઇ ને એક માછલી ગળી ગઇ. કઠીઆરો તો હતો તેવોને તેવો જ રહ્યો ત્યારે બીજી વખત એક મોતીનો હાર આપ્યો તે તેના હાથમાંથી સમળી લઈ ગઇ. લક્ષ્મીએ મનમાં જાણ્યું કે હું આપું છું તો ઘણું પણ આની પાસે રહેતું નથી. પછી પ્રારબ્ધ પાસે આવી કહેવા લાગી કે ભાઇ ! મારાથી તારી મદદ વિના કાંઇ બની શકતું નથી. જ્યારે તું સાનુકુળ હોય ત્યારે જ લક્ષ્મી રહે એ વાત સાચી છે. પછી પ્રારબ્ધ કહે લક્ષ્મીબ્હેન જો જો મારૂં પરાક્રમ તે કઠીઆરાએ લાકડાં લઇ આવતાં સાંજે ઘેર જતી વખતે એક પૈસાની માછલી ખરીદી તેના પેટમાંથી પેલી નીકળી વળી જે ઠેકાણે પોતે જંગલમાં રહેતો હતો. ત્યાં એક વડનું મોટું વૃક્ષ હતું તેના પર સમળીનો માળો હતો. તેમાં બે સમળીને વઢવાડ થતાં હીરામોતીનો હાર કઠીઆરાના ખોળામાં પડયો ને પ્રારબ્ધ સાનુકુળ હોવાથી તે કઠીઆરો સ્હેજવારમાં જ ધનવાન બની ગયો. આવી રીતે જ્યારે પ્રારબ્ધ સારાં હોય ત્યારે જ લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. જયારે નશીબ ફરે છે ત્યારે મનુષ્ય પાસે લક્ષ્મી બીલકુલ રહેતી નથી એ નિસંદેહ છે.

## ક્રોધમાં વિચાર સાર.

એક રાજાએ એક વખતે રૂ. ૧૦૦૦ આપીને એક વિદ્વાન પાસેથી શીખામણ લીધી હતી તે પોતાના સુવાના રૂમમાં એક સોનેરી તખ્તામાં જડાવીને રાખી હતી. એક વખતે શહેરમાં ભવાયા રમવાને આવ્યા હતા તે સારા રમવાવાળા હોવાથી ખુદ રાજાને પણ જોવાની ઇચ્છા થઇ હતી. રાજાની પુત્રી મોટી ઉંમરની હતી એટલે તેનાથી જવાય નહિ પણ તેને ભવાયા જોવાની મરજી બહુ થવાથી

તેની માએ પુરૂષનો ડ્રેશ પહેરાવી મોકલી હતી. મોડી રાતે આવી લુગડાં કાઢયા વિના માની પડખે સુઇ ગઇ. તે સુતા પછી રાજા શયનગૃહમાં આવ્યા તો પોતાની રાણીની સાથે પુરૂષને સુતેલો જોયો તુર્ત ક્રોધ ચઢયો ને તરવાર કાઢી પણ જેવો તરવાર કાઢવા જાય છે કે પેલા શીખામણ શબ્દો 'ક્રોધમાં વિચાર સાર' એ નજરે પડયા. તુર્ત વિચારમાં પડયો કે હે જીવ! સાહસ કરવું સારૂં નથી. અર્ધો કલાક વિચાર કરવા રહ્યો ત્યા રાણી ઉઠયાં ને રાજાને કહેવા લાગ્યાં કે કેમ વિચારમા પડયા છો? મારી સાથે આપણી પુત્રી રાત્રે ભવાયા જોવા ગઈ હતી તે પુરૂષના વેષમાં હતી ને આવીને મારી ભેગી સૂઇ ગઇ છે! રાજાનો ક્રોધ સમ્યો ને એક હજાર રૂપીઆની ખરીદેલી શીખામણથી એ સ્ત્રીનો જીવ બચ્યો. આવી રીતે ક્રોધ ચઢે ત્યારે વિચાર કરી જોવો જરૂરનો છે.

## પ્રસ્તાવિક દોહરા.

ઘરના ઉઠયા વન ગયા, વનમાં ઉઠી લ્હાય;
ઉલેથી ચુલે પડયા, કર્મ પ્રમાણે થાય.

× × × ×

ઉધમ તો સહુ આદરે, પામે કર્મ પ્રમાણ;
કર્મીને હીરો જડે, અકર્મીને પાશાણ.

× × ×

આણંદ કહે પરમાણંદ, ભેદું કર્યું ભુલંત;
દી ઉઠે દશા ફરે, અવળા ખોપ કરંત.

× × × ×

હારીએ ન હીંમત, બીસારીએ ન હરનામ;
જાહી બીધી રાખે રામ, તાહી બીધ રહીએ.
જબલગ પૈસા હાથમેં, તબલગ ઉસકે યાર;
સાઈ ઇસ સંસારમેં, સ્વારથકા વ્યવહાર.
નારી નીજ પતિ ઘરતન, અવર ઘર અથડાય;

દુઃખ પામે સુખ વીણસે, ધર્મ જાતથી જાય.
જળમાં ઘર ઘરમાં ધણી, ધણી ગયો સપડાય;
વનીતા પરહાથે ચઢી,

### જે થવાનું હોય તે થાય છે જ.

લાખ વમાસણ ક્રોડ વધ, કર દેખો સબ કોય;
અણુ હોણી હોણી નહિ, હોણી યેસો હોય.

### સ્ત્રીને ખાનગી વાત કરવી નહિ.

એક વખતે એક રાજા પાસે એક પંડિત આવ્યો. તેણે સંભાષણ કરતાં એવો બોધ કર્યો કે સ્ત્રી પાસે પુરૂષે ખાનગી વાત કરવી નહિ. કારણ તે તેના પેટમાં રહી શકશે નહિ. આ વાત રાજાને સાચી લાગી નહિ ને તેની પરિક્ષા લેવા એક વખતે પોતાના એક હજુરીયા પર નાખુશ થવાથી તેને નોકરીમાંથી રજા આપવાનો હતો, આ તેના પેટની વાત રાત્રે રાણી પાસે કરી. રાણીએ દાસી પાસે કરી ને દાસીએ તે હજુરીને કહી. કારણકે તે દાસી એ હજુરીની રખાત હતી તેથી હજુરી સવારમાં રાજા પાસે આવી કરગરવા મંડયો. રાજા કહે આ વાત તને કોણે કહી. તેણે કહ્યું, તમારી દાસીએ કહી છે. દાસીને બોલાવી પુછતાં તેણે રાણીનું નામ લીધું. આ ઉપરથી રાજાને ખાત્રી થઇ કે ખરેખર સ્ત્રી પાસે સાચું બોલવાથી કોઇ વખતે મોટી નુકશાની થાય છે.

* * *

### પૃથુરાજ ને ચંદ બારોટ.

જ્યારે પૃથુરાજ ગીજનીમાં બંધીવાન થયો હતો ત્યારે સો મણ લોઢાનો ટોપ તેના ગળામાં નાંખ્યો હતો. કેટલેક દિવસે ચંદ બારોટ મળવા આવ્યો. તેણે પૃથુરાજને બોલાવ્યો ત્યારે પૃથુરાજ ઉભા થઇ તેમને મળ્યા. આ જોઇને ગોરીશાહે બીજો પચાસ મણનો ટોપ નાંખ્યો. ચંદ અફસોસ કરવા લાગ્યો. એ વખતે પૃથુરાજે ચંદને નીચે પ્રમાણે દોહરો કહ્યો છે.

વેળા વિટંમણા વન હશે, દોખી પુરે ન આશ;
ચડદચાડા કાંગ્રે પર, સો તેમ પચાસ.

* * *

## મુરખની જાત વિષે.

અણઘટતી ઇચ્છા કરે, અણદીઠી કરે વાત;
ઠાકર કહે સુણો ઠાકરો, એજ મુરખની જાત.

* * *

## સાચી સુંદરતા.

કેટલીક સ્ત્રી રાતદિવસ સુંદર કપડાં પહેરી સુંદરતા બતાવે છે. તેમ કેટલીક સ્ત્રીઓ વિલાયતી સાબુ વાપરી પોતાનું અંગ સુંદર દેખાડવાને મથે છે. પણ ખરી સુંદરતા શેમાં સમાયેલી છે તે પ્રથમ સમજવું જોઇએ. કાંઇ લુગડાં કે ઘરેણાંથી સુંદરતા પ્રાપ્ત થતી નથી. જેના અંતઃકરણમાં દયા છે ને જેને પરોપકારમાં પ્રીતિ છે તેજ ખરી સુંદરતા પ્રાપ્ત કરી શકે છે. એક શ્રીમાનની ધર્મ પત્ની પાસે એક ભીખારણે રોટલીનો કટકો માગ્યો. પણ તેને નહિ આપતાં ન કહેવાનાં કેટલાક કઠણ શબ્દો કહ્યા. ભીખારણ બિચારી ત્યાંથી 'તમારૂં કલ્યાણ થાઓ' એવો આશિર્વાદ આપી ચાલતી થઈ. રસ્તામાં તેને એક ગરીબ ઘરની સ્ત્રી મળી. તે પોતે ભુખી હોવાથી શેર ગાંઠીયા કંદોઇની દુકાનેથી લઇને આવતી હતી તેની પાસે તે ભીખારણે દીનવાણીથી માગણી કરી. તે બાઇએ તેના ઉપર દયા લાવી તે શેર ગાંઠીયા પ્રેમથી તે ગરીબ ભીખારણને આપી પોતે હર્ષ માનવા લાગી. આવી રીતે જેના અંતઃકરણાં દયા ને પરોપકાર છે તે જ ગૃહસ્થ તથા શ્રીમાન ગણાય છે, તથા સુંદરતા પણ તેના અંગમાં વિશેષ શોભી નિકળે છે. ખરી સુંદરતા તે આનું નામ છે. કાંઇ ઘરેણાં પહેરી નિષ્ઠુર રહેવામાં કદી પણ પરમાત્મા રાજી થતા નથી.

શરીરની શોભા સ્નાનથી, મનુષ્યની શોભા જ્ઞાનથી ને હાથની શોભા દાનથી છે. દરીદ્રોને આપ, શક્તિવાળાને આપીશ નહિ. કેમકે રોગીઓને ઔષધ હિતકારક છે; પણ તંદુરસ્તને શું ?

સંસાર વિષ વૃક્ષ છે, તેમાં બે મધુરાં ફળ,
કાવ્યામૃત તણો સ્વાદ, સંગમ સજ્જનો સહ.

× × ×

**હલકા માણસને ગુણ કરવાથી ફાયદાને બદલે નુકશાન થાય છે.**

હલકા મનુષ્યને ગુણ કરવાથી કદી પણ ફાયદો થતો નથી. સર્પને દુધ પીવડાવવાથી વિષ વધે છે. ને તે દુધ પાનારને જ ડંશે છે. એક વખતે એક શ્રીમાન ગૃહસ્થે એક ધરડા નાગને જંગલમાંથી ઘેર લાવી તેનું પાલણપોષણ કર્યું. અંતે તે નાગ જ્યારે સાજો થયો ત્યારે તે જ વણિકને ડસ્યો, અને તેનું મૃત્યુ કર્યું. જવાસાને વરસાદનું પાણી જેમ દુઃખરૂપ છે, એટલે વરસાદ આવવાથી આખી સૃષ્ટિનું કલ્યાણ થાય છે, પણ જવાસો એના મેળે સુકાઇ જાય છે. તેજ પ્રમાણે દુર્જન માણુસ લાખો ગુણ કર્યા છતાં કદિ પણ સજ્જન થતો જ નથી. ચકમકને લાખ્ખો વરસ પાણી ને બરફમાં રાખો તો પણ તેનો અસલ ગુણ અગ્નિ ઝરવાનો કદિ નાશ થતો નથી.



## પુલછાબ ૨૧ મી

### દાનવીર બળિરાજા.

બળિરાજાએ નવસોનવાણું અશ્વમેધ યજ્ઞ કર્યા અને જ્યારે તેણે હજારમો યજ્ઞ શરૂ કર્યો ત્યારે ઇંદ્રને ભય ઉત્પન્ન થયો કે, જરૂર આ મારૂં ઇંદ્રાસન લેશે, તેથી તેણે વિષ્ણુ પાસે સર્વ વાત કહી. બળિરાજાની ગણના અસુરોમાં છે. અસુરો જો સંપત્તી મેળવે છે, તો બીજાને ત્રાસ આપે છે, તેવી જ રીતે જો બળીને ઇંદ્રાસન મળે

તો તે દેવતાને દુઃખ દેવાનો હતો, તેથી વિષ્ણુ વામન સ્વરૂપ ધારણ કરી બળિના યજ્ઞમાં પધાર્યા અને સાડાત્રણ ડગલાં પૃથ્વી માગી. બળિરાજા પૃથ્વીનું દાન દેવા તૈયાર થયો, એટલામાં શુક્રાચાર્યે રાજા બળિને કહ્યું કે, તું પૃથ્વીનું દાન દેવાને તૈયાર થયો છે, પણ આ વામન વેશધારી કોણ છે તે તું જાણે છે? એ વામન સ્વરૂપધારી બ્રાહ્મણ નથી પણ વિષ્ણુ છે ને તારો હજારમો યજ્ઞ ભંગ કરવા અહીં આવેલા છે, માટે તારે તેને પૃથ્વીદાન આપવું નહિ એમ કહ્યું. ત્યારે બળિરાજાએ કહ્યું કે, જો વિષ્ણુ પોતે જ મારી પાસે આવીને ભિખ માંગે અને જો તેને ન આપું તો મારા જેવો કોણ દુર્ભાગી ગણાય! માટે મારે તેમને દાન આપવું છે એ તો નીશ્ચય છે. એમ કહીને પૃથ્વીનું દાન દેવા ઝારી લઈને જેવું હાથમાં પાણી લે છે તો ઝારીમાંથી પાણી પડ્યું જ નહિ. વિષ્ણુએ વિચાર કર્યો કે, શુક્રાચાર્યે એ ઝારીના છિદ્રમાં પ્રવેશ કર્યો છે, માટે પાણી પડશે નહિ, તેથી તેને દર્ભની સળી મંત્રીને ઝારીના છિદ્રમાં ઘાલી તે શુક્રાચાર્યની આંખમાં લાગી તેનું નેત્ર ફુટી ગયું, તેથી શુક્રાચાર્ય કાણા થયા છે એમ પુરાણોમાં કથા છે. સંકલ્પ કરી પૃથ્વીના દાનનું પાણી જેવું વિષ્ણુના હાથમાં આપ્યું કે, વિષ્ણુએ પૃથ્વી માંગી, ત્રણ ડગલામાં ત્રણ લોક સમાપ્ત થયા અને અર્ધું ડગલું તેના દેહ ઉપર પગ મુકીને લીધું, તે વખતે વિષ્ણુએ પ્રસન્ન થઇ બળિરાજાને કહ્યું કે, ધન્ય છે રાજા બળિ! તું ખરો દાનવીર છે.

કસોટી વિના મનુષ્યોની પરીક્ષા થતી નથી. ભગવાને તો બળિને એ ઘડી દુઃખ દીધું પણ તેનું દાનવીરપણું જોઇને તેને આંગણે ભગવાને ચાકરી કરવાને દ્વારપાળ થવાનું કબુલ કર્યું. આજ પણ બળિના દરવાજે દ્વારપાળ તરીકે શ્રી વિષ્ણુ ભગવાન હમેશાં બીરાજી રહ્યા છે.

## ખરી સબુરી.

એક વખતે એક પ્રધાન રાજા સાથે વાતચીત કરતો હતો

તેવામાં તેને પોતાના કોટમાંથી વાંસાપર વીંછી કરડયો છતાં પોતે રાજાજીની વાતમાં ખલેલ ન પહોંચે તે વાસ્તે ધીરજ રાખી અસહ્ય દુઃખ સહન કર્યું. પછી રાજાને ખબર પડતાં રાજાએ પ્રધાનને ઠપકો આપ્યો ત્યારે પ્રધાન કહે "રાજ્ય પ્રકરણી વાત ચાલતી હોય ત્યાં શી રીતે કહેવાય! કેમકે લડાઈમાં હોઇએ તો આટલી સબુરી રાખવી પડે.

## અભ્યાસબળ.

અભ્યાસમાં રહેલા બળની કલ્પના સુદ્ધાં થવી અશકય છે, એવું અભ્યાસમાં બળ રહેલું છે.

અભ્યાસથી પોપટ જેવું જંગલી પ્રાણી વીગેરે વાણી શીખી શકે છે. અભ્યાસથી જંગલી ક્રુર સીંહો મનુષ્યના તાબે થાય છે. અભ્યાસથી ઉંચું જ્ઞાન પ્રાપ્ત થાય છે. કોઈ એક તરતના જન્મેલા બાળકને એવા સ્થાનમાં કોઇએ રાખ્યું હતું કે, જ્યાં કોઇની બોલચાલ સુદ્ધાં નહોતી અને તે બચ્ચાંનું સંરક્ષણ કરવાને એક આયા (પયપાન કરાવનાર) રાખવામાં આવી હતી. જે આયા પણ બોલાવ્યા ચલાવ્યા વગર જ પયપાન કરાવીને ત્યાંથી ચાલી આવતી હતી. એમ કરતાં તે બાળક મોટું થયું અને દુધ છોડાવીને અન્ન ખાતાં શીખવાડયું છતાં પણ તેની સાથે બોલચાલ ન કરવી તેવો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. છોકરો મોટો થયો બારેક વરસની ઉમર થવા આવી તે વખતે આ છોકરાને શું આવડે છે, તેની તપાસ કરવામાં આવી તો છોકરો કેવળ પશુની માફક કશું બોલી કે સમજી શકતો નહોતો. આવી રીતે અભ્યાસ વીના મનુષ્યને કોઇ પણ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

## કસ્તુરી રંગમાં કાળી.

### ગઝલ.

કસ્તુરી છે રંગમાં કાળી,
છતાં એ છેજ ગુણવાળી;

વીચારી ગુણ વસ્તુના,
સૌ ગુણ ગ્રાહી તો બનજો. ૧

ખરેખર રૂપમાં નહી ગુણ,
સદંતર ગુણમાં મોહીત બનજો;
સ્વાર્થમય પ્રેમ વીસરજો,
સૌ ગુણ ગ્રાહી તો બનજો. ૨

સોમલ છે ઉજળો કેવો,
સંગત કરતાં હરી લે પ્રાણ;
સમજો સૌ ચતુર સુજાણ,
સૌ ગુણ ગ્રાહી તો બનજો. ૩

ભલે હોય રંગમાં ગોરી,
ભલે રંગમાં હોય કાળી;
છતાં જો હોય ગુણવાળી,
સૌ ગુણ ગ્રાહી તો બનજો. ૪

ખરેખર કાગના સંગે,
કદાપી હંસ જો આવે;
બગાડે હંસની જીંદગી,
સૌ ગુણ ગ્રાહી તો બનજો. ૫

વચન મીઠાં ઘણા બોલે,
ઉપરનો ડોળ બતલાવે;
સ્વાર્થમય સોબત તજીને,
સૌ ગુણ ગ્રાહી તો બનજો. ૬

મજીઠના રંગને ધોતાં,
નહી ભડી થકી જાતો;
અભીમાન ઉંચું મુકીને,
સૌ ગુણ ગ્રાહી તો બનજો. ૭

વીષયના પ્રેમની ઇચ્છા,
શરીરમાં ઝેર રેડે છે;
એવા પીશાચ પ્રેમ ત્યાગી,
સૌ ગુણગ્રાહી તો બનજો. ૮
ખરેખર જીવન દુનીયામાં,
સદા સતસંગથી શોભે;
જીવનને શુદ્ધ કરવામાં,
સૌ ગુણગ્રાહી તો બનજો. ૯
કહે ભોગી રૂદયથી એજ,
ભલે કાળી છે કસ્તુરી;
છતાં છે જીવન દેનારી,
એવી સોબત સદા કરજો. ૧૦

* * * *

## શોકજનક શું કહેવાય?

ચોરાશી લક્ષ યોનીઓમાં જીવો પ્રત્યે જ્યારે હું વીચાર કરૂં છું ત્યારે મને તેમના પ્રત્યે ઘણીજ દયા ઉત્પન્ન થાય છે. બળદ ઘોડા, ગધેડા, હાથી વગેરે જાનવરોને કાબુમાં રાખી તેમની પાસે અત્યંત બોજા ઉપડાવે છે અને તે મને પેટ પુરણ પુરૂં ખાવા પણ આપતા નથી. અને તેઓ પોતાનું આખું જીવન દુઃખમાંજ ગુજારે છે. આ સ્થિતિ કેટલી બધી દુઃખમય છે તેનું વાણીથી વર્ણન કરવું એ અશકય છે. સાધારણ પક્ષીઓને પકાવીને રાક્ષસ વૃત્તિ-વાળા મનુષ્યો ખાઇ જાય છે. આ બધું દૃસ્ય નજરે અનુભવી શકાય છે, છતાં પણ મનુષ્યો સત્યનો માર્ગ સ્વીકારતા નથી. ખાડો જોવા છતાં તેમાં પડે છે અને દુઃખ ભોગવે છે એ કેટલું બધું શોકજનક છે. હે મનુષ્યો તમે નક્કી માનજો કે પુનઃ પુનઃ ભરત-ખંડમાં આવો ઉત્તમ મનુષ્ય દેહ મળનાર નથી માટે જેમ બને તેમ પોતાનો સ્વાર્થ (મોક્ષ) સાધી લેવો જોઇએ!

* * * *

## ખરે વખતે ઉપયોગી થાય તેજ ખરો મિત્ર ગણાય છે.

એક રાજા હતો તેને એક વણીક મિત્ર હતો. રાજાને ત્યાં એક વખતે તેની પુત્રીનું મરણ થતાં ગામનાં સર્વ લોકો દીલગીરી દેખાડવાને આવ્યા. તે વખતે આ વણીક મિત્ર પણ આવ્યો હતો. પ્રજાજને ભારે દીલગીર જાહેર જાહેર કરી પણ વણીક મિત્ર તો એટલુંજ બોલ્યો કે "રાજા પ્રભુને ગમ્યું તે ખરૂં." આથી રાજાને કે જરા ખોટું લાગ્યું પણ પોતાનો મિત્ર હોવાથી કહેવાય શું! ઈશ્વર ઈચ્છાથી થોડા રોજ બાદ તેજ રાજાની બીજી દીકરી પણ મરી ગઈ. તે વખતે પ્રજાજનો દીલગીરી દેખાડવા આવ્યા હતા. તેજ વખતે પેલો વણિક મિત્ર આવી કહેવા લાગ્યો. "રાજા જે થાય તે સારા સારૂ." આથી રાજાને મનમાં જરા ક્રોધ ઉત્પન થયો પણ બોલી શકયો નહિ. આ વાતને છ માસ ગયા પછી રાજાનો દીકરો મરી ગયો ત્યારે તો ચારે તરફથી લોકો દીલગીરી દર્શાવવા આવ્યા. સૌ લોકો ગયા પછી પેલો વણિક મિત્ર આવ્યો ને બોલ્યો "પ્રભુ ઈચ્છા આગળ મનુષ્યનો ઉપાય નથી." તે વખતે રાજાની પાસે તેજ ગામનો હજામ બેઠો હતો. રાજાને વણીકના શબ્દથી મનમાં બેહદ ખોટું લાગ્યું ને રાજાની આંખ વણીકપર ફરેલી જોઈ તે હજામે વણીકની ઘણા પ્રકારની નિંદા કરીને કહેવા લાગ્યો કે ગામમાં તેનો ભારે જુલમ છે. ગામના લોકો તેનું મોઢું પણ જોતા નથી. આ શબ્દોથી રાજાને ભાવતું હતું ને વૈદે કહ્યું. તુરત માંડવી દરવાજે એક ચીઠી લખી મોકલી કે સવારમાં વહેલો દરવાજે આવે તેને ગરદન મારવો. આ વાણીયાને ચાર વાગે ઉઠવાની ટેવ હતી એમ રાજાજી જાણતા હતા. હજામ તો પોતાના મનમાં ઘણો જ રાજી થયો કે ઠીક ઠંડા પાણી એ ખસ જાય છે. આપણા પાસે વાણીઓ હજાર રૂપીઆ માંગે છે તે પણ હવે દેવાની જરૂર નહિ રહે. બીજે દીવસે પેલો વણીક ચાર વાગે ઉઠી જંગલે જવાને ઘરની બહાર નીકળ્યો તેવોજ તેના પગમાં એક કાંટો વાંગતાં તેનાની ચાલી શકાયું

નહિ, એટલે તે દીવસે તે ગામની બહાર ગયો નહોતો પણ પેલો વાણંદ તો ચાર વાગે ઉઠી, દરવાજામાં આ તમાસો જોવા આવ્યો હતો. તેણે પોતાના મનમાં જાણ્યું હતું કે વાણીયાને મારી નાંખ્યો હશે એટલે પોતે દરવાજામાં જેવું જોવા જાય છે કે તુરત દરવાને હજામનું માથું પાડી નાંખ્યું ને તે મરી ગયો. માટે જેને રામ રાખે તેને કોણ ચાખી શકે ને ખાડો ખોદે તે પડે. તે આ સાધારણ દષ્ટાંત પરથી સીધ થાય છે. હવે થોડા રોજ પછી દીલ્હીના બાદશાહનો પત્ર આવતાં તેમાં એવો હુકમ હતો કે આ દેખત હુકમે તમારે દીલ્હી આવવું. રાજા વિચારમાં પડયો. એટલામાં પેલો વણીક મિત્ર આવી રાજાને કહેવા લાગ્યો કે હું તમારા સાથે આવીશ ! રાજાએ ઘણા પ્રકારે ના પાડી તોપણ તે નહિ માનતાં રાજાની સાથે ગયો. દીલ્હી પહોંચ્યા ત્યારે પેલા વણીકે રાજાને કહ્યું તમે ગામ બહાર મુકામ રાખી સુખેથી રહો ને હું ગામમાં તપાસ કરી આવું. વણિક મિત્ર ગામમાં જઇ તપાસ કરવા લાગ્યો, તો તેને જણાયું કે રાજાજીને હવનમાં હોમવાને માટે બોલાવ્યા છે. આ વાતની વણિકને ખબર પડતાં રાજાને તે હકીકત નહિ જણાવતાં બીજે દિવસે સભા થતાં જ્યારે રાજાને યજ્ઞમાં હોમવાનું કહેતાં આ વણિક મિત્ર બોલી ઉઠયો કે આ પ્રમાણે નહિ બને, કેમકે રાજાની સંતતી છ મહિનામાં સર્વે મરી ગઇ, ને ફક્ત રાજા એકલો જ છે. જો આપ અમારા રાજાને યજ્ઞમાં બત્રીસા તરીકે હોમો તો અમારી ગરીબ પ્રજાના કેવા હાલ થાય ! માટે આપ દયા કરી અમારા ઉપર રહેમ કરો. આ ઉપરથી પાદશાહને દયા આવી ને તે રાજાને રજા આપી ને પોતાના તાબાના બીજા રાજાને બોલાવ્યો. આવી રીતે વિચારશીલ વણીક મિત્રની સલાહથી રાજા બચી ગયો. માટે કેટલીક વખતે સાચું બોલનારા મિત્ર ઉપર આપણને ગુસ્સો આવે ખરો પણ અંતે તેવા મિત્રથી મોટા દુઃખમાંથી બચી જવાય છે.

* * *

## ત્રણે વાનાં લેશું

એક શ્રીમાનને ઘેર એક વખતે મેમાન આવતાં તે શ્રીમાને આવનાર મેમાનોને પૂછયું કે તમો ચાહ, કોફી, કે કોકો શું પીશો ? મેમાને કહ્યું અમે ત્રણે વાનાં પીશું. આ સાંભળી શ્રીમાન મનમાં સમજી ગયો કે આવનાર મેમાન આપણી આબરૂ લેવા જ આવ્યા છે નહિતર આવું બોલે નહિ.

* * * *

## વિધવાની વાતો.

એક વખતે ચાર રાંડીરાંડો ભેગી થઇ પતિવ્રતા સ્ત્રીની વાત કરવા લાગી. એક કહે વહેલું ઉઠી દળવું, બીજી કહે સૂઇ જવું, ત્રીજી કહે ઘરનું કામ કરવું ને ચોથી કહે ઘર સાફ કરવું. આ પ્રમાણે વિધવાઓ વાતો કરવા લાગી; કારણ કે પતિ વીના પતિની સેવાની શું વાત કરી શકે ?

## કેફીની નવાઇની વાત.

એક ઠેકાણે આરસના કેટલાંક પુતળાં હતાં તેની દેખરેખ રાખવા એક સાધુને રાખેલો હતો પણ તે સાધુ કેફી હતો, તેમ તેને દેવ ઉપર શ્રદ્ધા પણ નહોતી. ચોકખો નાસ્તિક હતો, માટે હમેશાં ચુના વાસ્તે એક એક પુતળાનો ક્ષય કરતો. ઘણા દીવસે આ વાતની માલેકને ખબર પડતાં તેને ઠપકો આપી કાઢી મુકયો. તે વખતે આ સાધુ પોતાના બચાવ માટે કહેવા લાગ્યો કે સાહેબ ! આ કળીયુગ છે માટે આ પૃથ્વીપર કાંઇ રહેશે નહિ. સૌ રસ્તો કરી જાય છે. મારો કાંઇ વાંક નથી; પણ સાધુનું કપટ છેવટે પ્રગટ થતાં તેને ગામ બહાર કાઢી મૂકયો. છેવટે આ સાધુ હેરાન થઇ અધમ ગતીને પામ્યો.

* * * *

## દુનિયા બેરંગી કેમ ?

આ દુનિયામાં બેરંગો રહેલા છે તેમાં માયાના રંગમાં ઘણા

જીવો તણાઇ જાય છે પણ જે ખરા હશે તેજ પ્રભુ રંગમાં રાજી રહેશે. આ જગતમાં ઘણી જગ્યોએ આપણે બેરંગો જોઇએ છીએ.

* * *

## દિવ્ય સ્વપ્ન.

કોઇ એક સમયને વિષે એકાએક હું જાગ્રત સૃષ્ટિમાંથી સ્વપ્ન સૃષ્ટિમાં ખબર ન પડે તેવી રીતે દાખલ થઇ ગયો. તે મુંબઇ જેવું એક સુંદર શહેર હતું ત્યાં મને ઘણા ઓળખાણવાળા મળ્યા, તેમાં કેટલાકો તો લાખોપતી તથા કરોડોપતી હતા. મેં તેમને પુછ્યું કે તમારા ભાગ્ય બહુ જ મોટાં છે. તેમણે મને શેર બજારમાં લઈ જઇ શેર બજારના લાખોના વેપારની વાત કરી મને ગૃહસ્થ થઇ જવાનું મન થતાં મેં પણ મોટો સટ્ટો કર્યો પણ બીજેજ દીવસે મને મોટી ખોટ આવી પડી. હું મુંઝાણો, મરવા તૈયાર થયો એટલામાં મ્હારા સદ્ગુરૂએ મને દર્શન આપીને કહ્યું કે તારા નસીબમાં ધન હોત તો તને ઘેર બેઠાં મળત અગર તને કોઈ સારે ઠેકાણે જન્મ મળત પણ જુગાર રમી લાખોપતી થવાની નકામી આશામાં તું લપટાણો એ તારી મુર્ખાઇ છે. જા, એક વખત તને બચાવી લઉં છું. હવે કદી પણ આવો ઉદ્યમ કરીશ નહિ. એટલામાં મારી આંખ ઉઘડી ગઇ.

## દેશ વાસના.

એક જણાની ભેંસ ખોવાઇ ગઈ તે ચાર વર્ષે પાછી આવી પણ ઝાડીમાં દશમોડ થઇ ગઈ; તે ઉપર એક મહાત્માએ વાત કરી હતી કે એક રાજાએ ગીરમાં જતાં જુવાન માણસો સાથે લીધા અને કહ્યું કે કોઇ ઘરડા માણસને સાથે લેશો નહિ. પણ એક જણને બાપનાં દર્શન કરી જમવાનું નીમ હતું તેથી તેણે પોતાનો બાપ ઘરડો હતો છતાં એક પેટીમાં પુરી સાથે લીધો ને રાજા સાથે સ્વારીમાં ચાલ્યો. રસ્તામાં બધાને દશમોડ થઈ ગઇ અને રસ્તો સુઝે નહિ પછી એક જણે કહ્યું કે સાહેબ! ઘરડો ભેગો હોત તો રસ્તો બતાવત

પણ બધા નાના જુવાનીયા લીધા તેને શું ખબર પડે? રાજાને પણ વિચાર થયો કે ઘરડો માણસ આપણે સ્વારીમાં લીધો હોત તો બહુ જ ઠીક પડત! તે વખતે ઘરડાનો દીકરો બોલ્યો કે સાહેબ! મારે બાપનું દર્શન કરી જમવાનો નીયમ હતો તેથી મેં પેટીમાં તમારાથી છાના મારા પીતાશ્રીને લીધા છે તો આપ આજ્ઞા કરો તો બહાર કાઢું. પછી કહે, બહુ સારૂં કાઢો! એટલે ઘરડાને રાજા પાસે લાવ્યા, ત્યારે રાજા કહે દશમોડ થઇ ગઇ તેનું કેમ કરવું? ઘરડો કહે આમાં કોઇ ઘોડી વીયાણી હોય તેને છુટી મુકો. પછી જે ઘોડીનું વછેરૂં ઘેર હતું તેને છુટી મુકી. પછી કહે ઘોડી વાંસે સૌ ચાલો. એ રીતે સર્વે જણા પોતાના સ્થાનકે પહોંચ્યા. જો એ વખતે ઘરડો મનુષ્ય ન હોત તો સર્વે દુઃખી થાત ને કોઇને માર્ગ સુઝત નહીં.

*   *   *   *



## ફુલછાબ ૨૨ મી

### લાકડાના ઘોકાને સોનું ચડાવી આપો.

એક મહાત્મા પુરૂષ હાથમાં એક લાકડાનો ઘોકો લઈ એક શહેરમાંથી જતા હતા, ત્યાં એક સોનીની દુકાન પાસે બે ચાર સ્ત્રીઓ પોતાનાં ઘડવા આપેલાં ઘરેણાં લેતી હતી. તે જોઈ મહાત્માના મનને પણ થયું કે આ સોની સર્વને મફત સોનાનાં ઘરેણાં આપે છે એટલે પોતે પણ પોતાનો લાકડાનો ઘોકો હતો તેને સોનું મઢી આપવા માટે આપ્યો. સોનીએ તે ઘોકો પોતાની દુકાનમાં મુકયો, પછી પેલી

સ્ત્રીઓ તે મહાત્માને કહેવા લાગી કે ગુરૂ મહારાજ ! એ સોની અમોને કાંઇ મફત ઘરેણાં આપતો નથી. અમે તો તેને સોનું આપેલું હતું તેના દાગીના કરી આપે છે. ત્યારે મહાત્માને ખાત્રી થઇ કે મફત સોનું મળે નહિ તો મારો ઘોકો તો મને પાછો આપશેને ? એમ કહી સોની પાસે પોતાના ઘોકાની માગણી કરી મહામહેનતે પોતાનો ઘોકો પાછો લીધો.

## માથું વાઢે તે માલ કાઢે.

લાખો નામનો એક પ્રખ્યાત વણજારો દેશાવરમાં ફરીને લાખો રૂપિઆની કમાણી કરતો હતો. જ્યારે તેના પાસે પૈસા બહુજ વધી ગયા ત્યારે તેણે એક ગણપતિની મૂર્તિ કરાવી તેમાં એવી યુક્તિ કરીને માથું ને ધડ નોખું નોખું કરાવ્યું. હવે ધડનો ભાગ બે ખભા વચ્ચેથી ઉભો પોલો કરાવ્યો ને ગણપતીની મોટી સુંઢ તે પણ મોટા ગોળા જેવી પોલાણ કરાવી પછી તેમાં દશ કરોડ રૂપિઆની સોનામોહોરો ભરીને ઉપર ડોકું સારી રીતે કોઇ દિવસ માલુમ ન પડે એવી રીતનો સાંધો કરીને સજ્જડ બેસાડયું. પછી તે ગણપતીના પેટ ઉપર એવો લેખ લખ્યો કે " માથું વાઢે તે માલ કાઢે " એમ પથ્થરમાં કોતરીને નામ લખેલું હતું. તે ગણપતીને એક મોટું શિખરબંધ મંદીર કરાવીને તે દેરામાં તે ગણપતીને પધરાવ્યા, ને પછી પોતે ચાલી નીકળ્યો. ત્યારપછી તે ગણપતીના મંદીરમાં જે કોઇ દર્શન કરવા આવે, તે ગણપતીને પેટે લખેલું વાંચે ને વિચાર કરે કે—માથું કેનું વાઢવું ? ને માલ કોણ કાઢે ને તે માલ કયાંથી કાઢવો એમ વિચાર કરીને વિસ્મય પામી પામીને કેટલાક લોકો ચાલ્યા જાય. પણ તે લેખની શમશ્યા કોઈને ન સમજાઇ. પછી કોઇ બુદ્ધિશાળી ડાહ્યો મનુષ્ય સંતસમાગમ ને સાધુસેવા કરવાવાળો હતો તે કોઇક સમે ત્યાં આવી પહોંચ્યો તેણે તે લખેલું વાંચીને વિચાર કર્યો કે—આ માલ કયાં હશે ? એમ બહુ ઉંડો વિચાર કરીને પછી ગણપતીનું

માથું હલાવ્યું એટલે તે માથું હાલ્યું, તેથી તેણે જાણ્યું કે ગણપતીનું માથું ઉતારીને માલ કાઢવાનું કહ્યું છે, એમ જાણી માથું ઉંચું કર્યું. એટલે તુરત તે ગણપતીના ઉદરમાં સોનામોહોરો ભરેલી હતી તે તેને હાથ આવી. આ તો એક દૃષ્ટાંત છે પણ તેના ઉપરથી સાર એ લેવાનો છે કે વેદ, શાસ્ત્ર, પુરાણ. સ્મૃતિઓ તેના કર્તા વ્યાસ, વાલ્મીકી આદિ મોટા રૂષિઓ છે તેમણે તો શાસ્ત્રોમાં વાતો પોતાના અનુભવથી સત્ય લખી છે, પણ આપણને બરોબર નહિ સમજાતાં તેનું ખરૂં સુખ આપણને એકદમ મળી શકતું નથી.

## બાજંદશા બાદશાહ.

એક બાજંદા નામે બાદશાહ હતો તે એક વખત લશ્કર લઇને નીકળ્યો હતો. એક વખતે તેને એક દેશ એવો આવ્યો કે તેમાં સાંકડી નાળ ને ઉંડી ખીણ હોવાથી તેમાં થઇને ચાલવાનું હતું. તેમાં ચાલતાં ચાલતાં એક ભારખાનાનું ઉંટ સાંકડી જગ્યામાં એકાએક અચાનક મરણ પામ્યું એટલે તેનું તેરતુંગા લશ્કર બધું ઉંટના મરણથી અટકી પડયું. પછી તે રાજા બોલ્યો કે, કેમ લશ્કર અટકયું છે ? ત્યારે વજીરે કહ્યું કે એક ઉંટ રસ્તામાં મરી ગયું છે. પછી તે રાજા ઉંટ પાસે આવીને કહે કે આના પગ સારા છે ને મોઢું પણ સારૂં છે! ને મને તો બધાં અંગ સારા દેખાય છે એમાં શું મરી ગયું તે હું સમજતો નથી. ત્યારે વજીરે કહ્યું કે સાહેબ એમાં જીવ હતો તે નિકળી ગયો ! ત્યારે પાદશાહે કહ્યું કે હે વજીર ! સર્વેનું એમ થતું હશે? વજીરે કહ્યું જી હા ! તેમારા ને અમારા જીવનું પણ આ રીતે થવાનું સમજજો. રાજાને આથી એકદમ વૈરાગ્ય થયો અને એ તેરતુંગા લશ્કર મુકીને એકદમ ફકીર થઇને ચાલી નીકળ્યો. ખરો વૈરાગ્ય તે આનું નામ કહેવાય ! જેણે પૂર્વજન્મનું બીજ બળ હોય તેને સહેજ વાતમાં જ્ઞાન થઈ જાય છે ને એકદમ પરમપદને પામે છે.

## સદ્દગુણી સચીવ.

કોઇક ગામમાં એક બ્રાહ્મણ હતો તે વહેવારે દુર્બલ હતો, તેની સ્ત્રી તેને કહેતી હતી કે કંઈ કમાણી કરતા નથી તેમ દેશપરદેશ જતા નથી. આપણા દિવસ શી રીતે નિર્ગમન કરીશું. થોડા દિવસ બાદ સ્ત્રીના અત્યંત ઠપકાથી પોને પરદેશ જવા નીકળ્યો. ચાલતે ચાલતે એક વન આવ્યું તેમાં માર્ગ ભુલી જવાથી એક ભયંકર ઝાડીમાં પેઠો ત્યાં એક વિક્રાળ સિંહ રહેતો હતો પણ તે સિંહના બે સજ્જન કારભારી હતા તેમાં એક હંસ ને બીજો સારસ હતો. તે બન્ને આ બ્રાહ્મણને જોઇને કહેવા લાગ્યા કે મૃત્યુના મુખમાં શા માટે આવી ચડ્યો ? થોડી વારમાં આ ગરીબ બ્રાહ્મણનું મૃત્યુ થશે એમ ધારી તેને બચાવી લેવા માટે તે સચીવો સિંહ પાસે જઇને કહેવા લાગ્યા. સાહેબ તમે ગુરૂ કર્યા છે ? કે નગુરા છો ? ત્યારે તે સિંહ કહે કે—રે ભાઈ ગુરૂ કેવા ને ગુરૂ કર્યે શું થાય. ત્યારે તે સારસ બોલ્યો કે ગુરૂને પુજીને આશિર્વાદ પામીએ તો જીવની મુક્તિ થાય ને પાપ બળીને ભસ્મ થઇ જાય. ત્યારે સિંહ કહે તેવા ગુરૂ આપણને કયાંથી મળે. ત્યારે સારસ કહે કે તમે ભક્તિપૂર્વક પરમેશ્વરનું સ્મરણ કરો તો પરમેશ્વરની કૃપા થકી ગુરૂ મળી શકશે એમ કહે છે એટલામાં પેલો બ્રાહ્મણ ત્યાં આવી પહોંચ્યો. બ્રાહ્મણે તે સિંહને આશિર્વાદ દીધો ને હાથે એક દોરો બાંધ્યો એટલે સિંહ બોલ્યો કે હે ભાઇ સારસ તમારૂં વચન સાચું થયું. ગુરૂ મળ્યા ખરા પણ હવે શી રીતે પુજવા ? ત્યારે સારસ કહે કે—આપણે ઘણા માણસો મારી નાંખ્યા છે તેના દાગીના પડયા છે તે લાવી ગુરૂ આગળ ભેટ મુકો ને બે પગમાં મસ્તક મુકીને બે હાથ જોડી પગે લાગો, એટલે ગુરૂની પૂર્ણ પ્રસન્નતા થઇ એમ જાણવી. સિંહે તેમ કરીને દાગીના આપ્યા ને બ્રાહ્મણને વિદાય કર્યો. બ્રાહ્મણ પોતાને ઘેર ગયો ત્યારપછી કેટલાક દિવસ વિત્યા બાદ સિંહે હંસ ને સારસ બે કારભારીને કાઢી મુકીને શિયાળ ને કાગડાને કારભારી બનાવ્યા હતા તેવામાં

પેલો બ્રાહ્મણ લોભને વશ થઇ બીજી વખત સિંહ પાસે દાગીના લેવા આવ્યો હતો. તેને રસ્તામાં હંસ ને સારસ મળતાં તેણે કહ્યું.

હંસ ગયે સારસ ગયે, ગયે ભોમિકે સાર;
અબ તો કગજંબુક રહે, પંડિત કરો વિચાર.

હે બ્રાહ્મણ! હંસ ને સારસ અમે સિંહના કારભારી હતા તે મટીને હવે શિયાળ અને કાગડો બે થયા છે. માટે તમે વિચાર કરીને પાછા જાઓ, નહિ તો તમારૂં મૃત્યું થશે; તો પણ પેલા લોભી બ્રાહ્મણે માન્યું નહિ ને સિંહ પાસે ગયો એટલે પેલો સિંહ બહુ જ હેત જણાવી પગે લાગ્યો ત્યારે શિયાળ અને કાગડો કહે મહારાજ આ શું કરો છો? સિંહે કહ્યું કે મારા ગુરૂ છે! માટે પગે લાગું છું. ત્યારે શિયાળ અને કાગડો કહે તેને પુજે શું થાય? ત્યારે સિંહ કહે જીવનું કલ્યાણ થાય! ત્યારે પેલા બે દુષ્ટ કારભારી બોલ્યા કે પુજે કલ્યાણ થાય એમ હોય તો આપણા પેટમાં રાખ્યા હોય તો કેવું સારૂ? પાપ માત્ર બળી જાય અને અંતરનો મેલ નાશ પામી જાય માટે એને મારીને પેટમાં જ ખાઇને ઉતારો તો તત્કાળ મુક્તિ મળે એમ અમે ધારીએ છીએ. એવી રીતે બેરૂ જણાએ અવળી બુદ્ધિ આપી તેથી તે સિંહે તે ગરીબ બ્રાહ્મણને તુરત મારી નાંખ્યો. આ ઉપરથી દ્દષ્ટાંત લેવાનું કે જે રાજાના કારભારી સારા હોય તેનું રાજય ઉન્નતિને પામે છે અને જેના કારભારી દુષ્ટ અને હલકા વિચારના હોય છે તેનો સત્વર નાશ થઇ જાય છે એ આ સાધારણ દ્દષ્ટાંતથી સહેજ સમજાશે.

## બાદશાહ અને દાસી.

એક દેશનો બાદશાહ હતો તે પોતાની સજ્યામાં સુતો. તેને તેની દાસી જમવાને માટે તેડવા આવી એટલે તે ઉઠીને પેશાબ કરવા ગયો. એવામાં દાસી પોતાના મનમાં વિચાર કરે છે કે આવી સુંવાળી સજ્યામાં હું કોઇ દીવસ સુતી નથી માટે રાજા જમવા જાય એટલા વખતમાં હું સુઇ લઉં. એમ ધારી તે સજ્યામાં સુઇ

ગઇ. થોડી વાર પછી પેલો બાદશાહ આવ્યો. તેને દાસીને પોતાની પથારીમાં સુતી જોઇ બે ત્રણ સોટી મારી ઉઠાડી એટલે પેલી દાસી ખડખડ હસવા લાગી. આ ઉપરથી બાદશાહે દાસીને પૂછ્યું કે તને ત્રણ સોટી જોરથી લાગી છે તો તું હસે છે કેમ? દાસી કહે જુઓ સાહેબ! આ સજ્યામાં હું થોડી વાર સુતી તેટલામાં ત્રણ સોટી પડી ત્યારે તમે તો આખી ઉંમર આ સજ્યામાં સુઇ રહો છો માટે ખુદા તમોને અવસાન થયા પછી કેટલી સોટીની શિક્ષા કરશે? ત્યારે બાદશાહે કહ્યું કે શું મને પણ છેવટે સોટીનો માર પડશે? દાસી કહે એમાં વળી બ્રાહ્મણને પુછવું હોય કે! બાદશાહને દાસીના આ થોડાં વચનથી એકદમ વૈરાગ્ય ઉત્પન્ન થયો અને રાજ્યપાટ છોડી ફકીરી ધારણ કરી. જે મુમુક્ષુ હોય તેને સહેજ બાબતમાં વૈરાગ્ય થાય છે અને આસુરી જીવ હોય તેને આખી ઉંમર સુધી વૈરાગ્યના પદ સંભળાવો પણ કાળમીંઢ પત્થર પાણીમાં હજારો વર્ષે પણ લેશ માત્ર નરમ થતો નથી. એ આ સાધારણ એક દાસીના દૃષ્ટાંતથી સમજાશે.


પુલછાબ ૨૩ મી

## શ્રી જ્ઞાનદેવ મહારાજ.

શ્રી જ્ઞાનદેવજીનો જન્મ સંવત ૧૩૮૫ માં દક્ષિણમાં આવેલા આનંદી નામના ગામમાં થયો હતો. તેમનું બીજું નામ જ્ઞાનેશ્વર હતું. તેમના પિતાશ્રીનું નામ વીઠલ પંત અને માતાનું નામ રૂખમાબાઇ હતું. તેના પિતાશ્રી ભગવાનના એકાંતિક ભક્ત હતા ને બહુ જ વૈરાગ્યવાન હતા. તેમના મનમાં સંન્યાસ ગ્રહણ કરવાનો વિચાર

હતો એના વાસ્તે વખતોવખત પોતાની ધર્મપત્ની પાસે રજા માગતા હતા પણ ધર્મપત્ની રજા દેતાં નહિ હોવાથી સંસારનો વહેવાર ઉપશમ વૃત્તિથી ચલાવતા હતા. એક વખતે તેમની સ્ત્રી કાંઇ સંસારી કામમાં હતાં તે વખતે પોતે ગંગા-સ્નાન કરવાની અનુમતી માગતાં સ્ત્રીએ હા કહી. તરત જ પોતે કાશીએ ગયા અને ત્યાં સંન્યાસ ગ્રહણ કર્યો. થોડા દીવસ પછી પોતે આ નંદી ગામમાં અનાયાસે આવ્યા અને એક પીપળાના ઝાડ નીચે બેઠા. સંયોગ વશ રૂખમાબાઈ પણ પીપળાને પાણી નાંખવા ત્યાં આવી ચઢયાં તે વખતે આ સંન્યાસી બાવાને જોઇ તેણે પ્રણામ કર્યા. સ્વામીએ તુરત પ્રસન્ન વદને "પુત્રવતી ભવ" નો આશિર્વાદ દીધો. આ આશિર્વાદ સાંભળીને રૂખમાબાઇ હસી પડયાં ત્યારે સ્વામીજીએ તે હસવાનું કારણ પુછયું ત્યારે તેણે પોતાના પતિ ઘેરથી ચાલ્યા ગયાની વાત કરી. સ્વામીને ખાત્રી થઇ કે હાલમાં આપણો નવીન શિષ્ય વિઠ્ઠલપંત આ સ્ત્રીના સ્વામી છે. સ્વામીજીએ રૂખમાબાઇને સાંત્વના કીધી અને તુરત પંતને ગ્રહસ્થા-શ્રમમાં મોકલ્યા.

વિઠલપંતને ત્રણ પુત્ર ને એક કન્યા થઇ હતી. તેનાં નામ નિવૃત્તિનાથ, જ્ઞાનદેવ, સોપાનદેવ ને મુક્તાબાઈ હતાં. મહારાષ્ટ્ર દેશમાં આ ચારે સંતાનો પુન્યપણે ગણે છે ને તેનો મહીમા ઘણો છે. પુત્રો મોટા થતાં પિતાશ્રીએ ઉપનયન દેવા માટે તજવીજ કરવા માંડી પણ બ્રાહ્મણોએ કલહ ઉત્પન્ન કર્યો કે સંન્યાસીના પુત્રોને જનોઇનો અધિકાર નથી. તે વખતે પંતજીએ પ્રાયશ્ચિત કરવાનો સ્વીકાર કર્યો ને પ્રયાગ જઇને પોતાના નશ્વર શરીરનો ત્યાગ કર્યો. તેની સતી સ્ત્રી રૂખમાબાઇએ પણ સ્વામીની સાથે દેહ ત્યાગ કર્યો હતો. તે વખતે નિવૃત્તિનાથ બહુ જ નાના હતા. તેઓ કાશીએ ભણવા જતા, તે વખતે તેની સઘળી મીલ્કત બ્રાહ્મણોએ લઈ લીધી હતી. એક વખતે નિવૃતિનાથ રસ્તો ચુકી ગયા હતા ને ભુલથી એક ગુફામાં જઇ ચડયા હતા. ત્યાં તેને એક મહાત્માના દર્શન થયાં. તે

મહાત્માએ તેને આશિર્વાદ આપ્યો હતો. થોડા સમય બાદ બ્રાહ્મણોએ પાછો ઝઘડો ઉપાડયો ને તે બાલકોને કહ્યું કે તમે પણ જાઓ ને ત્યાંની જ્ઞાતિની સહી લઈ આવો તો તમોને જ્ઞાતિમાં બેસાડીશું તે વીના નહીં બને. તુરત તેઓ પઇઠણમાં ગયા મોટી સભા થઈને તેઓને જ્ઞાતિમાં લીધા. એક વખતે તપોબળથી જ્ઞાનેશ્વરેને ત્યાં તેના પિતાશ્રીનું શ્રાદ્ધ હતું તેમાં બ્રાહ્મણો નહીં આવતાં બ્રાહ્મણોના પુર્વજ દીવ્ય શરીર ધારણ કરી આવ્યા હતા. આ ચમત્કાર દેખીને સઘળા લોકો શાંત થઈ ગયા હતા. તે વખતે જ્ઞાનેશ્વરે બધા લોકોને ઉપદેશ આપ્યો હતો કેઃ—

"અનંત જન્મના પુણ્યબળથી જીભ પર રામનામ આવે છે. જે કુળમાં રામનામનો ઉચ્ચાર થાય છે તે કુળને ધન્ય છે. રામનામ લેતાં અનેક જન્મના દોષ બળી જાય છે. રામનામથી કોટી કુળનો ઉદ્ધાર થાય છે. રામકૃષ્ણનું શરણ રાખનારને ધન્ય છે. એક ઘડી પણ રામ નામને નહિ વીસારવું જોઇએ. પહેલાં કદી તપ કરેલું હશે તેના મોઢાથી રામનામ બોલાશે. અને રામનામ અમૃતથી પણ વધારે છે, કલ્પતરૂથી પણ ઉદાર છે. નામના પ્રતાપથી પ્રલ્હાદને ભગવાને પોતાના ખોળામાં બેસાડયા. ધ્રુવ અને ઉપમન્યુએ પણ તે નામની ધ્વનિ લગાવી અક્ષયપદ મેળવ્યું છે. તે નામથી અજામીલ પવિત્ર થઇ ગયો, લુટારો વાઘ વાલ્મીક મુનીશ્વર થઇ ગયા, માટે ભજનરૂપી તલ્વાર પકડો ને તેનાથી કામ ક્રોધ ને મોહ શત્રુઓને મારી સર્વે પ્રાણીઓને સરખા ગણી તેના ઉપર ઉપકાર કરો. અવિવેકરૂપી દુષ્ટ રાજાને મારીને ક્ષમા દયારૂપ નગરીનો ઉદ્ધાર કરો. તેમની જ્ઞાનેશ્વરી ગીતા જગતમાં પ્રસિદ્ધ છે. ને તેમાં બહુ ભારે જ્ઞાન પોતે આપેલું છે. તેણે ઘણા ચમત્કાર બતાવ્યા છે. ૧૪૦૭ માં ૨૨ વર્ષની ઉંમરે તેઓએ સમાધી ધારણ કરી હતી.

## વિવિધ જ્ઞાનાભાસ.

(૧) જુગાર રમવાવાળાના ધનનો નાશ થાય છે તેમજ માંસ

ખાનાર મનુષ્યની દયાનો વિનાશ થાય છે. મદીરાપાન કરનાર મનુષ્યના યશનો તથા વેશ્યાગમન કરનાર પુરૂષના કુળનો નાશ થાય છે.

(૨) દરીદ્રી પુરૂષને દાન, સમર્થ પુરૂષ સાથે ક્ષમા રાખવી જોઇએ.

(૩) જીવહિંસામાં પ્રવૃત્તિ રાખવાથી ધર્મનો નાશ થાય છે ને ચોરી કરવાવાળા પુરૂષના શરીરનો વિનાશ થાય છે.

(૪) સર્વ પ્રકારની કળામાં ધર્મ સંબંધી કળા, સર્વ પ્રકારની કથામાં ધર્મ સંબંધી કથા, સર્વ પ્રકારના બળમાં ધર્મ સંબંધી બળ ને સર્વ પ્રકારના સુખમાં ધર્મ સંબંધી સુખથી જય પ્રાપ્ત થાય છે.

(૫) પરસ્ત્રીગમન, મુર્ખ, અભિમાની, નીચ અને ચુગલીખોર પુરૂષોની સેવા કરવાથી લાભને બદલે હાનિ થાય છે.

(૬) જેનું ચિત્ત સ્થિર નથી તેનો શત્રુ તેનો આત્મા છે. શીલવાન પુરૂષનો આત્મા યશપાત્ર છે. ચંચળ ચિત્તવાળા પુરૂષનો આત્મા દુષ્ટ છે. ઇંદ્રજીત મનુષ્યોનો આત્મા વિજય પમાડે છે.

(૭) અલંકારો વિનાનો બ્રહ્મચારી, બુદ્ધિસહિત રાજાનો પ્રધાન અને પરીગ્રહ વિનાનો સાધુ દીપી નીકળે છે.

(૮) તપની શોભા ક્ષમા છે ને ચારિત્ર્યની શોભા જ્ઞાન છે.

## પંડિત ને મુરખ એક સમાન કયારે હોય?

કામ, ક્રોધ, મદ, લોભકી, જબલગ ઘટમેં પ્રાણ,
કહા મુર્ખ કહા પંડીતા, દોનો એક સમાન.

## અમુલ્ય રત્ન.

૧. પાંચ પદાર્થ અમુલ્ય છે ૧. પ્રેમ, ૨. જ્ઞાન ૩. શ્રદ્ધા ૪. શાંતિ ૫. વૈરાગ્ય એ પાંચેમાં પ્રેમ સર્વથી શ્રેષ્ટ છે.

૨. ચિંતા કરવાથી અમુલ્ય પદાર્થનો નાશ થાય છે અને ઘણું નુકસાન થાય છે.

૩. આપણા સાથે જે ઇર્પા કરે તેના સાથે આપણે પ્રેમ રાખવો જોઇએ.

૪. આપણા અવગુણ ઉપર ક્રોધ કરવો; બીજાના અવગુણ તરફ ધ્યાન આપવું નહિ.

૫. ક્રોધ, વૈરાગ્ય, માન ને મોટાઇ જ્યાંસુધી આપણામાં છે ત્યાંસુધી નિષ્કામ ભાવ થતો નથી.

૬. જ્ઞાનથી ધ્યાન શ્રેષ્ટ છે ને ધ્યાનથી જપ શ્રેષ્ટ છે ને જપથી જ્ઞાન શ્રેષ્ટ છે.

૭. જીતને સુખ સંસાર કે, ભેલે કીયે બટોર, કનથોરા કંકર ઘણા, દેખા ફટક પછોર.

૮. ઇસ જીનેકા ગર્વ કયા, કયા શરીરકી પ્રીત, બાત કહત ઢહ જાય હઈ, વાલુકી શીભીત.

## બે સાધકની સમજણ.

કોઇ એક ગામમાંથી બે માણસોને વૈરાગ્ય થતાં તેઓ એકાંત જગ્યામાં જઇ પરમાત્માની ભક્તિ કરવા લાગ્યા. તેઓ હમેશાં ગામમાં જઈ રોટલા માગી લાવી આનંદથી ખાઇ પ્રભુનું ભજન કરી રહ્યા હતા. જેમ જેમ ગામના લોકોને તેની ભક્તિની ખબર પડતાં લોકો તેમના દર્શને આવવા લાગ્યાં. છેવટે રાજાને ખબર પડતાં રાજાને પણ દર્શન કરવાની ઇચ્છા થઇ. ગામના લોકોએ તે સાધકને કહ્યું કે કાલે રાજાની સ્વારી આપનાં દર્શન માટે આવનારી છે આ સાંભળી બંને સાધકો વિચારમાં પડી ગયા કે રાજાનું આવવું આપણા કાર્યમાં વિઘ્ન રૂપ છે કારણ કે રાજાઓમાં માન પુષ્કળ હોય છે. આપણને માન સાથે વેર છે માટે તેને આવતા સાંભળી તે બંને સાધકો રોટલાના કટકા વહેંચવાની તકરારમાં પડયા. આ જોઈ રાજાને તે સાધકો વિષે મનુષ્ય ભાવ આવવાથી પોતે આ તો લોભીયા છે તેને માયા કયાં છુટી છે એમ કહી ચાલ્યા ગયા. રાજાના ગયા પછી તે બંને હર્ષ પામવા લાગ્યા ને પોતાની નિષ્કામ ભક્તિમાં નિમગ્ન થયા.

## એક ભીલની ભક્તિ.

દ્વાપરયુગમાં ચક્રીક નામનો એક ભીલ હતો. તેને પ્રભુ પર અનહદ પ્રેમ હતો. દરેક ચીજ પ્રભુને ધરાવ્યા વિના પોતે ખાતો નહી. એક વખતે ભુલથી જંગલમાં એક ફળ મોંમાં મુકતાં પોતાને સ્મૃતી થઇ કે મેં પ્રભુને ધરાવ્યા વિના આ ઉત્તમ ફળ ખાધું તેમાં મારી મોટી ભુલ થયેલી છે. તુરત પોતાનું ગળું દબાવી કાઢવા લાગ્યો. છેવટે ગળામાંથી તે ફળ નહી નીકળતાં કુવાડાથી પોતાનું ગળું કાપી તે ફળ કાઢ્યું ને પોતાના પ્રભુને ધરાવ્યું. તે વખતે દયાળુ મહા પ્રભુજી મનુષ્યનું રૂપ લઇ તેની ભક્તિને આધીન થઇ પ્રગટ થઇ તેને આશ્વાસન દેવા લાગ્યા, ધન્ય છે તે ભીલની ભક્તિને ! !

## આત્મદર્શન.

એક મનુષ્યને વાઘ જોવાની મરજી થઈ, પણ તેને વાઘની ઓળખ હતી નહી. કોઇએ તેને કહ્યું કે તારે વાઘને પ્રત્યક્ષ જોવો હોય તો જંગલમાં જઈને રહે. તેથી તે વાઘ જોવાની ઇચ્છાથી જંગલમાં જઇને રહ્યો. તેના પાસે ઘણાં પશુઓ આવી ગયાં પણ તે વાઘ નથી એમ તેણે પોતાના મનથી નક્કી કર્યું. જ્યારે સર્વે પશુ પંખીઓ તેના પાસે આવી ગયાં ત્યારબાદ હવે તેને ખાતરી થઇ કે હવે આવશે તે વાઘ હશે. થોડીવારમાં પ્રત્યક્ષ વાઘ આવ્યો અને તેને ઓળખ થઇ કે આ ખરેખર વાઘ છે. તેનાથી લેશ માત્ર નહી ડરતાં પોતાનું ને તેનું સ્વરૂપ એક થઇ ગયું. તે જ પ્રમાણે જેને આત્મદર્શનની આવસ્યકતા છે તેને પંચભુત સુક્ષ્મ શરીરના કાર્યથી નહી ડરતાં છેવટે આત્માની ઓળખ થાય છે તેનું આ સાધારણ દષ્ટાંત છે.

## જરાસંધ.

જરાસંધ નામનો રાજા મહા અત્યાચારી હતો. તે બળવાન રાજાએ અન્યાય પુર્વક વીસ હજાર રાજાઓના રાજ છીનવી લીધાં હતાં. એટલું જ નહિ પણ કેટલાક રાજાઓને પોતે કેદ કરેલા હતા.

શ્રીકૃષ્ણ પરમાત્માએ તેનો ગર્વ ભીમસેનના હાથથી છોડાવી સર્વે કેદ કરેલા રાજાઓને છોડાવ્યા હતા. જ્યારે કોઇને ધનનો તથા અધીકારનો મદ આવે છે ત્યારે તે કોઇથી નહીં સમજતાં ભગવાન શ્રીકૃષ્ણ તેમને શીક્ષા કરે છે.

## લક્ષ્મી અને રૂક્ષ્મણી.

એક દિવસ રૂક્ષ્મણીદેવી શ્રી. લક્ષ્મીજી પાસે વૈકુંઠમાં ગયાં હતાં. તે પ્રસંગે અનેક તરેહની ચર્ચા કરવા લાગ્યાં. તે વખતે રૂક્ષ્મણીજીએ પુછ્યું કે દેવી તમો કઇ સ્ત્રી પાસે સદા રહો છો અને કોને ચાહો છો. ત્યારે લક્ષ્મીજી બોલ્યાં કે "જે સ્ત્રીને તેમના સ્વામીની અચળ ભક્તિ છે તે મને સર્વથી વધારે વહાલી છે, તેને હું પલભર પણ છોડતી નથી. એવી સ્ત્રી પાસે રહેવાથી મને સદા આનંદ થાય છે. હું તેમના સત્સંગની હમેશાં ઇચ્છા કરૂં છું. જે સ્ત્રીને પોતાના પતિ ઉપર પ્રેમ નથી તેને તો હું ધીક્કારૂં છું ને મારી પાસે પણ આવવા દેતી નથી. વળી જે સ્ત્રી ક્ષમાશીલ છે ને અપરાધ કરનારા ઉપર ક્ષમા કરનારી છે તેના ઘરમાં હમેશાં હું રહું છું. હમેશાં સાચું બોલનારી સ્ત્રી મને વિશેષ વહાલી છે. સરલ સ્વભાવવાળી સ્ત્રી મને મળી શકે છે. જે સ્ત્રી છળ, કપટ, ને જુઠું બોલનારી છે તેનાથી તો હજારો ગાઉ દુર રહું છું."

## ભક્તવર સુરદાસજી.

ભક્ત શીરોમણી સુરદાસજીનો જન્મ સંવત ૧૫૪૦ માં દીલ્હી પાસે સીહી નામના ગામમાં થયો હતો અને મૃત્યુ ૧૬૨૦ માં પારસોલી ગામમાં થયું હતું. એના પિતાજીનું નામ રામદાસજી હતું. તે ન્યાતે સારસ્વત બ્રાહ્મણ હતા. તે જન્મથી અંધ નહોતા પણ એક વખતે એક સુંદર સ્ત્રીને જોતાં પોતાને વીકાર ઉત્પન્ન થયો તે કારણથી પોતાની આંખો સોયાવતી પોતે ફોડી નાંખી હતી. એક વખત સુરદાસજી એક ઉંડા કુવામાં પડી ગયા હતા. સાત દીવસ

સુધી તેમાં રહ્યા હતા. આઠમે દીવસે એક નાના બાળકે કુવામાંથી તેને કાઢયો. તે નાના બાળક ગોપાલકૃષ્ણ હતા એટલે તેનો હાથ પોતે પકડી લીધો તે સુરદાસજી કેમે કરી મુકે નહી. છેવટે ગોપાલ-કૃષ્ણ હાથ છોડાવી ભાગી નીકળ્યા તે વખતે સુરદાસજી નીચેનું પદ બોલ્યા હતા.

બાંહ છુડાયે જાત હો.
નીબલ જાની કઈ મોહી !
હીર દઈતે જબ જાહુગે,
મરદ બદઉંગો તોંહી ! !

આ બનાવ બન્યા પછી પોતે ગૌઘાટ નામના સ્થાનમાં રહ્યા હતા. ત્યાં તેઓ ગોસ્વામી શ્રી વલ્લભાચાર્યજીના શિષ્ય થયા હતા. તેના સાથે સાથે ગોકુળમાં શ્રીનાથજીના મંદીરમાં ગયા હતા. ગોસ્વામી વીઠ્ઠલનાથજીએ એમને પુષ્ટી માર્ગના આઠ મહા કવિઓમાં સ્થાન આપ્યું હતું. તે શ્રીકૃષ્ણના અનન્ય ભક્ત હતા. વૃજ સાહીત્યમાં તેમનું અગ્રસ્થાન હતું. તેમણે "સુરસાગર" નામનો એક ગ્રંથ બનાવ્યો છે તે બહુ રસીક ને જ્ઞાનથી ભરપુર છે.



## પુલછાબ ૨૪ મી

### લવ સત્સંગનું ફળ.

વિશ્વામિત્ર અને વશિષ્ટ મહાન ઋષિઓ હતા. એક વખતે વિશ્વામિત્ર ઋષીએ વશિષ્ટ ઋષિને કહ્યું કે હું મારૂં સાઠ હજાર વર્ષનું તપ તમોને આપું છું એમ કહી પાણીની અંજલી મુકી. ત્યારે વસિષ્ટ મુની રાજી થઈને વિશ્વામિત્રને કહે કે જાઓ મેં તમને લવ સત્સંગનું ફળ આપ્યું એટલે વિશ્વામિત્ર ઋષિ બહુ જ કોપાયમાન

થયા કે મેં સાઠહજાર વર્ષનું તપ આપ્યું ને તમોએ લવ સત્સંગનું ફળ આપવાનું કહ્યું તે મારી મશ્કરી કરી. ત્યારે વશિષ્ટમુનિ કહે કે તમારી મશ્કરી નથી કરી. આપણે બંને જઇને ન્યાય કરાવીએ, એમ કહીને તે ઋષિને શાન્તી પમાડીને તે બંને જણા બ્રહ્મા, વિષ્ણુ ને શીવજી પાસે ગયા. પણ ત્યાં કાંઈ પણ ન્યાય થયો નહિ. ત્યારે બંને શેષજી પાસે ગયા ને શેષનારાયણને કહ્યું કે લવસત્સંગ મોટો કે સાઠહજાર વર્ષનું તપ મોટું, એ બેનો ન્યાય કરી આપો! ત્યારે શેષનારાયણ બોલ્યા કે મારે માથે ચૌદ લોકનો ભાર છે તે ઉંચો થાય તો તમારો ન્યાય કરૂં. ત્યારે તેણે કહ્યું કે–શી રીતે ઉંચો થાય? ત્યારે શેષજી કહે કે તમો એમ કહો કે–સાઠહજાર વર્ષનું તપ અધિક હોય તો શેષજીને માથેથી બ્રહ્માંડ ઉંચું થજો ત્યારે વિશ્વામિત્રે તેમ કહ્યું પણ તે ઉંચું ન થયું. પછી વિશ્વામિત્રે કહ્યું કે લવ સત્સંગ સાઠહજાર વરસના તપથી વધારે હોય તો શેષજીને માથેથી પૃથ્વી ઉંચી થજો. એટલે તરત પૃથ્વી ઉંચી થઇ. પછી શેષજીએ કહ્યું કે આ તમારો ન્યાય બરોબર થયો કારણ કે લવ સત્સંગે પૃથ્વી ઉંચી થઈ માટે સાઠહજાર વર્ષના તપ કરતાં લવ સત્સંગ અધિક છે. આ પ્રમાણે વિશ્વામિત્ર ઋષિએ વાત સત્ય માની ને પોતાનું અભિમાન મુકયું. માટે સર્વે સાધન કરતાં સત્સંગ કરવો તેનું ફળ અધિક છે કારણ કે સત્સંગથી જીવ જન્મમરણથી મુકાઈ જાય છે અને અવિચળ પદ સહેજે પ્રાપ્ત થાય છે એ નિર્વિવાદ છે.

## આપણું મન કેમ વશ કરવું?

આપણું મન એ ખરેખર ભુત જેવું છે તે વિષે શાસ્ત્રમાં દ્દષ્ટાંત છે કે એક માણસે એક ભુત સાધ્યો હતો તે એને કામ ન બતાવે તો ખાવા તૈયાર થતો તેના શોકે કરીને ચિંતામાં તે માણસ દુબળા જેવો દેખાય ને હમેશાં ઉદાસી જણાય. તેને કોઈક અનુભવી સારો માણસ મળ્યો તેણે તેને પૂછ્યું કે આમ તમારા દેહના હવાલ કેમ દેખાય છે? ત્યારે તેને પોતાનું વૃત્તાંત કહી દેખાડયું. એટલે તે

માણસે તેને એક ઉપાય બતાવ્યો કે–તું એક મોટો વાંસ સારો જોઇને લઇ આવ ને તારા ફળીયામાં ઉભો કર પછી તું ભુતને એમ આજ્ઞા કર કે તારે આ વાંસ ઉપર ચડવું ને ઉતરવું ને જ્યારે હું બોલાવું ત્યારે આવવું. આવી રીતે કરતાં ભુત તેને વશ થયો. આપણું મન પણ એ ભુત જેવું છે માટે તેને જરા પણ નવરૂં ન રહેવા દેતાં કામમાં હમેશાં ગુંથવી રાખતાં આનંદ રહે છે નહિ તો એ મનરૂપી ભુત આપણને ખાવાને તૈયાર થાય છે.

## વાણીઓ !!!

### રચનારઃ—'**વીસમી સદી**' **નો મસ્ત વઝીર.**

( રાગ–મુસદદસ )

લોકો કહે સૌ વાતમાં, પોચો જણાયે વાણીઓ,
છે માત ગાંડી તે છતાં ડાહ્યો ગણાયે વાણીઓ;
તકરાર કે તોફાનમાં, પણ ના ફસાયે વાણીઓ,
બસ ગરીબ ભોળી, જાતમાં હરદમ ખપાયે વાણીઓ.
લોકો બધા જુદા ઠર્યા, નામર્દ નહી છે વાણીઓ,
બંદુકની સ્હામે ઉભો, દાંડી મહી છે વાણીઓ. ૧
દાંડી નહીં પણ આજે દેવોનું બનેલું ધામ છે,
જ્યાં હીંદના નેતા તણો, આજે થયો મુકામ છે;
ત્યાં ન્યાય ને અન્યાયના, તંબુ થએલા જામ છે,
લોકો કહે દાંડી નહી, રણક્ષેત્ર એનું નામ છે.
એ ક્ષેત્રમાં રણવીર થઇ, આગળ ધપાવે વાણીઓ;
લઇ હાથ માંહે પાવડો, મીઠું પકાવે વાણીઓ. ૨
દેશનો એ મહાત્મા, ફુલી ગયો આજે જુઓ,
પ્રાણ દેવા હર્ષથી, ફુલી ગયો આજે જુઓ;
આશ્રમ, સગાં, સ્નેહી, બધાં ભુલી ગયો આજે જુઓ,
રણયુદ્ધનો નાયક બની, ઝુઝી રહ્યો આજે જુઓ.

સરકારને ધ્રુજાવતો, આજે ઉભો છે વાણીઓ,
સ્વતંત્રતા પોકારતો, આજે ઉભો છે વાણીઓ. ૩
દાંડી મહીં દાંડી પડી, જાગો અરે ઓ હિંદીઓ,
સ્વરાજ્ય એ હક આપણો, માંગો અરે ઓ હીંદીઓ;
નીમક બનાવવા આજથી, લાગો અરે ઓ હીંદીઓ,
ઉંઘ્યા બહુ છો આજ તો, જાગો અરે ઓ હીંદીઓ.
પરતંત્રતાની બેડીઓ, તોડી રહ્યો છે વાણીઓ,
લાખો મહીં હા એકલો દોડી રહ્યો છે વાણીઓ. ૪
તાકાત કોની આત્મબળની, હાથમાં તલવાર છે,
એ તોડવા બખ્તર અહિંસાનું બધા લાચાર છે;
છે હાડપીંજર સમ છતાં, સામે થવા શા ભાર છે,
એ વાણીએ આજે ખરેખર મુંઝવી સરકાર છે.
કહોને અરે ઓ ભાઇ, એ રજપુત છે કે વાણીઓ,
રણક્ષેત્રમાં હસ્તો ઉભો, જમદુત છે કે વાણીઓ, ૫
ગાંધી નથી ગુજરાતનો, આજે બન્યો એ પીર છે,
નહીં હાથમાં તલવાર કે, કમાન માંહે તીર છે;
લંડન મહીં પોકાર છે કે મામલો ગંભીર છે,
'મસ્ત' એ આજે બનેલો, હીંદનો 'વઝીર' છે.
મોહન કહો કે મહાત્મા, ગાંધી કહો કે વાણીઓ,
જયકાર તારો હો ખરો, તું જાતનો છે વાણીઓ, ૬

## આશા.

Even those who have nothing else have hope.

**THALES.**

આશા ઇનશાનજાત માટે એક મુખ્ય આશીર્વાદ છે. તે ગરીબોનો મુખ્ય મોટો મદદગાર છે. ઉમેદ એ તો ગોયા ગરીબ માણુસનું રાત અને દીવસનું ભોજન છે! આશાથી જ અઉલાદે આદમ ભલાં ભલાં કામો કરી શકે છે. એલેકઝાન્ડરને જ્યારે છુટે

હાથે આપલે કરતાં જોયો ત્યારે એક જણે એને પૂછયું કે તું તારે પોતાને માટે શું રાખવા માંગે છે ? એલેકઝાન્ડરે તુરત જ જવાબ આપ્યો. સૌથી મોટું ઝવાહીર આશા ! આશા જેવી ઉત્તમ વસ્તુ દુનીયામાં બીજી કોઇ જ નથી. આશા!, હા અમર આશા તારી કુમક ઉપર દુન્યવી મનુષ્યો પોતાની જીંદગીનો મુખ્ય પાયો રચે છે. અરેરે, દુનીયામાં જો આશા જેવી કંઇક વસ્તુ હોત નહીં તો ઇનસાનજાતનું જીવન અતિશય ઘણું કઠણ થઇ જાત. જો આશા હોત નહી તો જીંદગી પણ હોત નહીં !

If it were not for Hope, where would the Future be ?—in hell ! It is useless to say where the Present is, for most of us know; and as for the Past, what predominates in memory ?—Hope baffled Ergo, in all human affairs is Hope, Hope, Hope !

**BYRON.**

## જીવને સલાહ.

અરે જીવડા એમ ઠગબાજી કયાં વેર ચાલશે ? કયાં વેર તું પરમાત્માને આમ છેતરી શકશે ? અરેરે, ભાન ભુલા ઇનસાન તું કદાપી જગતને છેતરશે, પરંતુ તું જગતના બાપને ઝીનહાર છેતરી શકનાર નથી. પહાડોની ટોંચ ઉપર કે પાણીની સપાટીની હેઠળ કરેલા ગુન્હાઓ પણ તે દાતારથી છુપાયેલા નથી. સત માનજે એ આદમ કે નાનામાં નાની રજકણ પણ તેની નજર બાહેર કે ધ્યાન બાહેર નથી જ. તો એ ગુમરાહ ઇનસાન તારા ગુનાહો તું કેવી રીતે તે જગપ્રકર્તાથી છુપાવી શકશે ? અરે. જ્યારે તારો એક પણ વિચાર તેની જાણ બાહેર નથી તો તારૂં ભુડું કર્તવ્ય કેમે કરી તેનેથી છુપું રહી શકે ? અએ જીવડા, હવે એવી ભુંડી જીંદગી ગુજારવાથી બાઝ આવ ! ભલી ભલાઇમાં જ જીવ કે જેથી કરી તું ભલી તે ભલાઇમાં

જ આ દેહનો ત્યાગ કરી શકે! આ જીદંગી તો સદંતર જ ફાની છે જેની મોહીની એ દીવાની છે.

## બુદ્ધિ વગર કામ થતું નથી.

એક ગામમાં કાકો ને ભત્રીજો બંને જણા ચોરીનો ધંધો કરતા હતા. જે ચોરી કરી લાવે તેમાં કાકાના બે ભાગ ને ભત્રીજાનો એક ભાગ કરેલ હતો. થોડા દિવસ બાદ ભત્રિજો કહેવા લાગ્યો કે કાકા હું તમામ કામ કરૂં છું ને મને તમે કેમ એકજ ભાગ આપો છો! ત્યારે કાકાએ કહ્યું કે તું હજુ પાકો થયો નથી, જ્યારે પાકો થઇશ ત્યારે તને બે ભાગ આપીશ. ત્યારે ભત્રિજે કહ્યું કે કાકા પાકું કેમ થવાતું હશે! ત્યારે કાકાએ કહ્યું કે વખત આવે બતાવીશ.

એક વખતે એક ગામમાંથી બળદ છોડીને કાકો ભત્રિજો આવતા હતા. રસ્તામાં સવાર પડી ગયું. તે વખતે બીજા ગામના ચોરામાં થઇને જવાનું હતું તે વખતે કાકાએ કહ્યું કે હું જંગલ જઇ આવું. તું બળદને હાંકીને ગામ બહાર નિકળી જા. ભત્રિજો બળદ લઇ જેવો ચોરા પાસે ગયો ત્યાં પોલીસ પટેલે શક ઉપરથી તેને ચોરે બળદ સહીત બેસાડી દીધો. એટલામાં કાકો આવ્યો કે અલ્યા મુરખા મોડું થાય છે. અહીં કેમ બેઠો છે ત્યારે સિપાઇએ કહ્યું કે એને તો અમે બેસાડયો છે? કાકો કહે એને તમે શામાટે બેસાડયો છે? ત્યારે સિપાઇઓએ કહ્યું અમે પુછતાં સીધો જવાબ ન દીધો તેથી અમોને શક આવ્યો તેથી બેસાડયો છે. ત્યારે કાકાએ પૂછયું કે તમે એને શું પ્રશ્ન પૂછયો હતો? સિપાઇઓએ કહ્યું કે અમે તેને પૂછયું કે બળદ કોનો છે? કયાંથી લાવ્યો! એમ પૂછયું હતું એટલે તેનો જવાબ તે બરોબર દઇ શકયો નહિ, તેથી અમે ચોર જાણી બેસાડયો છે. ત્યારે કાકો કહે! જાઓ! જાઓ! મારા ભાઇ!! તમે કાંઇ વિચારતા નથી! કેમકે એનાથી જવાબ દેવાય એવું હોય તો જવાબ દેને? કારણ એની મા નાતરે ગઇ ત્યાંથી બળદ આણ્યો છે. હવે એ કહે કે મારી મા નાતરે ગઇ ત્યાંથી લાવ્યો છું! તમે પણ ધોળે દિવસે ચોર ગણી કાઢો તેને તમે

કોઇ માથાનો મળ્યો નથી કે શું! એમ કહી પેલો બળદ છોડી પેલા ભત્રિજાને ઉઠાડી ચાલતો થયો ને સિપાઇ બિચારા ગુન્હામાં આવેલા જાણી દીલગીર થવા લાગ્યા. રસ્તે ચાલતાં કાકાએ ભત્રિજાને કહ્યું, જોયું આના બે ભાગ લઉં છું. નહિ તો આજ તને કેદમાં નાંખત ને બળદ પણ જાત! ભત્રિજે પણ કાકાની શિખામણ માનીને તે દિવસથી પોતે પણ પાકો ચોર થયો. આ તો એક દૃષ્ટાંત છે પણ તેના ઉપરથી આપણે સાર શું લેવાનો છે કે જેની બુદ્ધિ સારી હોય તે કોઇપણ પ્રકારના ગુન્હામાં સપડાતો નથી. આ પ્રમાણે આપણે આપણા જીવના કલ્યાણમાં પણ વિચારવું ઘટે છે કે સત્પુરૂષને રાજી કરી પાકા સત્સંગી થવું ને જ્ઞાન એવું શીખવું કે કોઇની છાયામાં દબાવું નહિ.



## પુલછાબ ૨૫ મી

### અક્કલ વેચવાની દુકાન.

એક બ્રાહ્મણ પરદેશમાં કમાવાને માટે ઘેરથી પાંચ રૂપિઆ લઇને એક શહેરમાં જતો હતો. રસ્તામાં એક નાના કસ્બામાં રાત રહ્યો. ત્યાં ગામની બહાર એક અક્કલ વેચવાની દુકાન એવું પાટીયું મારેલું હતું. તેથી " તે દુકાનની અંદર ગયો તો ત્યાં માલ કાંઇ દીઠામાં આવ્યો નહિ. એક સાઠ વર્ષનો ડોસો ગાદી તકીયાપર બેઠો હતો. તેને પૂછ્યું અહીં શું વેચાય છે! ત્યારે તે ડોસાએ કહ્યું ગોર મહારાજ આ તો અક્કલ વેચવાની દુકાન છે. તમારે અક્કલ જોઇતી હોય તો પૈસા ખરચી લ્યો. ત્યારે વિપ્ર બોલ્યો મને કૃપા કરી એક રૂપિઆની અક્કલ આપો એટલે ડોસાએ એક કાર્ડમાં લખેલી શિખામણ આપી!

(૧) પાંચ મળીને ચાલવું, પાંચ મળીને રહેવું, પાંચ મળીને બોલવું. ઉપર પ્રમાણે પાંચ મળીને જે જે ક્રિયા કરે તેને કોઇ દિવસ દુઃખ આવતું નથી.

લ્યો ગોર મહારાજ આ એક રૂપિઆની અક્કલ. તમે પાંચને મળીને જે જે ક્રિયા કરશો તેમાં વિજયવાન થશો, પણ પંચને ઓળંગીને કોઇ ક્રિયા કરવી નહિ!

ત્યારે તે બ્રાહ્મણ બોલ્યો કે એક રૂપિઆની બીજી અક્કલ આપો? ત્યારે પેલા ડોસાએ બીજું શિખામણનું પતું કાઢી બ્રાહ્મણના હાથમાં આપ્યું. તેમાં નીચે પ્રમાણે અક્કલ દર્શાવેલી હતી.

(૨) એકલા સ્વાદુ ભોજન હોય તે ન જમવું, કાંઇક પોતાનો અર્થ હોય તે એકલા ન ચિંતવવો, કહેતાં એનો મનસુબો એકલા ન કરવો તથા માર્ગમાં એકલા ન ચાલવું, તથા રાત્રે સર્વે સુઇ જાય ત્યારે પોતે એકલા ન જાગવું.

બ્રાહ્મણે તો બીજા રૂપિઆની શિખામણ લીધી તે તેને વિશેષ પસંદ પડી એટલે તેણે પેલા ડોસાને રાજી થઇ કહ્યું, શેઠજી મને આ ત્રીજા રૂપિઆની અક્કલ ન આપો! ત્તારે તે ડોસાએ ત્રીજું કાર્ડ કાઢી અક્કલ આપી. તેમાં નિચેનો સાર હતો.

(૩) નદીને કાંઠે જઇ તીરથસ્નાન કરવું હોય તો ઘાટ, જે ઓવારો તે થકી છેટે જઈન કરવું. આ શિખામણ જે પુરૂષ હેતે કરીને જાણી લે છે, તે પુરૂષ સર્વે સુખને ભોગવે છે. પછી બ્રાહ્મણ બોલ્યો કે હવે ચોથા રૂપિઆની અક્કલ આપો.

(૪) જે ડાહ્યો માણસ હોય તે કોઇ દેવાંગના જેવી, સ્ત્રી હોય તેનો કોઇ દહાડો વિશ્વાસ ન કરે તો પોતાની સ્ત્રીનો તો વિશ્વાસ કેમ જ થાય? માટે જો કોઇ માણસ સ્ત્રીનો વિશ્વાસ રાખે તો તે પુરૂષ ભયંકર દુઃખને પામે છે. માટે સ્ત્રીનો વિશ્વાસ ન કરવો.

ત્યારે પુનઃ બ્રાહ્મણે કહ્યું કે પાંચમા રૂપિઆની અક્કલ આપો! ત્યારે તે શેઠે પાંચમું પાનું કાઢી નિચે પ્રમાણે વાંચી બતાવી.

(૫) મહીપતિ જે રાજા તે તને કંઇક મોઢામોઢ પુછે તો રીસ-રાગનો ત્યાગ કરીને, સર્વ પ્રકારે વિરોધ માત્રનો ત્યાગ કરીને, સત્યજ કહેવું તથા રાજાના દેશનાં વખાણ કરવાને રાજનો જશ કીર્તિ બોલવી તે પણ સત્યજ છે એમ જાણવું તે સારૂં છે.

ઉપર પ્રમાણે પોતા પાસે પાંચ રૂપિઆ હતા તેની અક્કલ લઇને પોતે એક ધર્મશાળામાં રાત રહ્યો. ત્યાં એક બાવો માંદો હતો તેની ચાકરી કરવાને બ્રાહ્મણ લાગી પડયો. આઠેક દિવસે તે બાવો મરી ગયો ને બાવાજીનું પંચ હતું તે પંચે ઠરાવ કર્યો કે બાવાજીના પાછળ આ બ્રાહ્મણ સુપાત્ર છે માટે તેને ગાદીએ બેસાડવો એટલે તેને બાવાની ગાદી સોંપાણી ને તુરત એક લાખ રૂપિઆના સ્ટેટનો ધણી થયો. આવી રીતે એક રૂપિઆની અક્કલથી તો પંચથી તેને મોટો લાભ થયો ને તે દિવસથી તેનું દારિદ્ર પણ ગયું. પોતાના બાળ-બચ્ચાંને દેવનગરીમાં તેડાવી તે બ્રાહ્મણ ઉત્તમ સુખ માનવા લાગ્યો પણ પોતે ખરીદેલી અક્કલ પોતાના અરીસામાં મઢાવી તેણે રાખેલી હતી. જ્યારે તેનો ઉપયોગ કરવો ઘટતો ત્યારે તે પ્રમાણે કરી એક રૂપિઆની અક્કલથી લાખો રૂપિઆનો ફાયદો તે અનાયાસે મેળવતો હતો.

## કલીના રાક્ષસો.

એક રાજાના રાજ્યમાં ત્રણ મોટા મદોન્મત્ત વાઘ પેંધ્યા હતા. તેમને મારવાને વાસ્તે તે રાજાએ બહુ પ્રયત્ન કરાવ્યો. પહેલા ફોજદાર વિગેરેને મારવાની આજ્ઞા કરી. પછી તેના મોટા કારભારી, સેનાપતિ, દિવાન વિગેરેને આજ્ઞા કરી પણ તે વાઘ કોઇથી નહિ મરાયા. ત્યારે રાજાએ બીડું ફેરવ્યું કે એ વાઘને જે મારે તેને મોજ આપું. તે પણ કોઇથી ન મુઆ. ત્યારે તે રાજા પોતાની સ્વારી ચઢાવી પોતેજ તે વાઘ સામે ચઢયા ને તેને મારી નાંખ્યા.

## તાત્પર્ય.

આજ કળીયુગમાં કામ, ક્રોધ ને લોભ એ ત્રણ આ સંસારરૂપી

પરમેશ્વરની રૈયતને હેરાન કરનારા મદોન્મત વાઘ છે કે જેણે મોટા મોટા રાવણાદિક રાક્ષસો તથા ઇંદ્રાદિક દેવ તથા મોટા મોટા નારદાદિક મુનિઓ તેમને પણ પરાભવ પમાડેલા છે. તેમની વાતો શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. આવા બળીયા કામ, ક્રોધ ને લોભ તેને આજ શ્રી સ્વામીનારાયણ ભગવાને પોતે જીતી લીધા છે ને તેમને આસરે કરીને આ સંપ્રદાયને વિષે મોટા મોટા બ્રહ્મનિષ્ટ સત્તપુરૂષો ઘણાક થઈ ગયા ને હાલમાં પણ ઘણા જોવામાં આવે છે. જો કોઇ પણ પ્રાણી તન મનથી તેનો આશ્રય કરે તો તેના અંતર શત્રુ તુરતમાં વશ થઇ જાય છે.

## મહાત્મા નારદજી ને પર્વત ઋષિની દુર્દશાનું વર્ણન.

એક વખતે નારદ તથા પર્વત ઋષિ અંબરિષ રાજાને મ્હેલે આવ્યા. તે ઘર નાના પ્રકારના રત્નથી શોભતું હતું. તે રાજાને જયંતિ નામે સુંદર કન્યા હતી. તેના નશીબમાં સુખદુઃખ કેવું છે તે જાણવાને જયંતિનો હાથ નારદ તથા પર્વત ઋષિને બતાવ્યો. કન્યાને જોઇ બંને ઋષિઓ મોહ પામ્યા ને પોતેજ તેને વરવાને ઇચ્છયું ને કામથી મોહ પામી તે બન્ને જણ નિર્લજ થઇને તે રાજાની પ્રાર્થના કરવા લાગ્યા કે, હે રાજા તે કન્યા અમોને આપો તો તમારૂં કલ્યાણ થશે. રાજા તો તે બન્નેનું વચન સાંભળીને વિસ્મય પામ્યો, ને થોડો વિચાર કરી તેમની નૈષ્ટિકતા જાણતો હોવાથી બોલ્યો. આપ બન્ને બ્રહ્મનિષ્ઠ તરીકે પ્રસિદ્ધ છો. વળી નૈષ્ઠિક બ્રહ્મચારી છો છતાં કન્યા પરણવાની વાત કરો છો ને વિનોદ કરો છો કે ખરૂં કહો છો?

ઋષિઓ બોલ્યા—બ્રહ્મચર્ય, ગૃહસ્થપણું, વાનપ્રસ્થતા કે સન્યસ્ત એમાં જો ભગવાનની દૃઢ ભક્તિ ન હોય તો તે ભગવાન પ્રસન્ન થતા નથી. ગમે તે એક આશ્રમમાં રહીને મોક્ષ ઇચ્છનારે ભગવાનના યશ ગાવા તેથી જ પ્રભુ પ્રસન્ન થાય છે. હે રાજન્ અમે અત્યાર સુધી બ્રહ્મચર્ય પાળીને તેમના યશ ગાયા છે હવે ગૃહસ્થાશ્રમ માંડીને

તેમનાં કીર્તન કરીશું. હે રાજન! કન્યા લેવામાં અમારો નિઃસંશય એવો નિશ્ચય છે કે અમોને તે આપીને સુખી થાઓ! કામથી મૂઢ મતી જેમની થઇ છે એવા બે ઋષિના વચન સાંભળીને શ્રાપથી બ્હીતો ચિન્તાથી વ્યાકુળ મનવાળો એવો એ રાજા બોલ્યો.

મારી કન્યા એક છે ને આપ બન્ને જણ તેની ઇચ્છા કરો છો. તે લોક તથા શાસ્ત્રથી વિરૂદ્ધ છે એટલે તેનું દાન કેવી રીતે કરૂં. એક પુરૂષની બે સ્ત્રીઓ જોઇ છે પણ બે પુરૂષની એક સ્ત્રી કદિ જોઇ નથી. માટે કન્યા પોતાની ઇચ્છામાં આવે તેને વરશે સવારે હું તેનો સ્વયંવર કરીશ. આ વચન સાંભળી નારદજી તથા પર્વત ઋષિ રાજી થઈ ભગવાન પાસે રૂપ માગવા ગયા. ભગવાને પણ તેમને વાંદરાનાં રૂપ આપ્યાં. તેઓ સભામાં ગયા ત્યાં તેમની ભારે મશ્કરી થઇ અને તેમનું માન ઉતરી ગયું ને સુદર્શન ચક્ર તે ઋષિની પાછળ પડતાં બહુજ દાઝવા લાગ્યા ને ચારે તરફ ફર્યા પણ કોઇએ રક્ષા ન કરી, એટલે તેઓ વૈકુંઠમાં ગયા. ત્યાં ભગવાને તેની રક્ષા કરી. આ પ્રમાણે નારદ તથા પર્વત ઋષિને ફક્ત સ્ત્રીનું રૂપ જોવાથી અનંત કષ્ટ ભોગવવું પડયું ને માનભંગ થયા. તો જેઓ પરસ્ત્રીના રાગી છે ને મૈથુનમાં જેમની પ્રીતિ છે તેમની અંત વખતે શું ગતિ થશે તેનો પણ વિચાર કરવો જોઇએ! કારણ કે પરમાત્માએ આપણને બુદ્ધિ આપી છે તો તેનો ઉપયોગ નહિ કરીએ તો આપણને ભારે નુકસાની થશે! માટે શાસ્ત્રો વાંચી તે પ્રમાણે તેમાંથી સાર લઇ આપણે સદ્વર્તન રાખવું કે જેને લીધે "જીવતા લાખના ને મુવે સવા લાખના" હાથીની પેઠે ગણાઇએ!

## બે તપસ્વી ને નારદ રૂષિ.

એક સમયને વિષે નારદજી ભગવાન પાસે જતા હતા. તેમણે માર્ગે ચાલતાં બે તપસ્વી તપ કરતા જોયા. તેમાં એક ઝાડ નીચે ઝાડની પ્રદક્ષિણા કરતો હતો. તે તપસ્વી બોલ્યો હે, મહારાજ, તમે કોણ છો? ત્યારે નારદજી બોલ્યા જે હું નારદ રૂષિ છું. ત્યારે તે

તપસ્વી કહે કે તમે કયાં જાઓ છો? ત્યારે નારદજી કહે કે, હું ભગવાન પાસે જાઉં છું. ત્યારે તે તપસ્વી બોલ્યો કે મારો સંદેશો ભગવાનને કહેશો? ત્યારે નારદજી કહે કે હા, કહીશું. તમે કહો. ત્યારે તે તપસ્વી બોલ્યો કે મારી મુક્તિ કયારે થશે? એમ તમે મારી તરફનું ભગવાનને પુછી લાવજો. પછી નારદજી હા કહીને ભગવાન પાસે આવ્યા, દર્શન કરી આનંદ પામ્યા, ત્યારે ભગવાને સન્માન કરી બેસાડયા ત્યારે નારજીએ પૂછ્યું કે હે ભગવાન! એક તપસ્વી ઝાડની પ્રદક્ષિણા કરે છે ને તમારૂં નામ જપે છે તેને તમે કયારે દર્શન દેશો, અને તેનું કલ્યાણ કયારે કરશો? ત્યારે ભગવાન બોલ્યા જે એ ઝાડના જેટલાં પાંદડાં છે તેટલાં હજાર વર્ષ થશે ત્યારે તેને દર્શન દઈશ. એ વાત આવીને નારદજીએ તે તપસ્વીને કહી. ત્યારે તે તપસ્વી અત્યંત ખુશી થઇને કુદવા લાગ્યો ને બોલ્યો કે—એટલાં વર્ષ થશે ત્યારે પણ મારી મુક્તિ તો થશે, માટે મારૂં મોટું ભાગ્ય છે. એમ કહે છે ત્યાં તરતજ ભગવાને આવીને તેને દર્શન દીધાં, તે જોઇ નારદજી તો વિસ્મય પામ્યા ને બોલ્યા કે હે ભગવાન? તમે તો એમ કહેતા હતા કે ઝાડનાં જેટલાં પાંદડાં છે તેટલા હજાર વર્ષે દર્શન દઇશ ને આ તો હું દેખતાં તત્કાલ આવીને દર્શન દઇ સુખીયો કર્યો, ત્યારે ભગવાને કહ્યું કે શ્રદ્ધાએ કરીને હું રાજી થયો છું આ ઉપરથી તાત્પર્ય એ છે કે,—

**श्रद्धावान लभते ज्ञानं, तत्परः संयतेंद्रियः ।**
**ज्ञानं लब्ध्वा परांशांतिमचिरेणाधिगच्छति ॥**

એમ કહી ભગવાન રાજી થઇ તેને વર આપી ચાલતા થયા એટલામાં એક બીજો તપસ્વી દીઠો ત્યારે તે તપસ્વી બોલ્યો કે મહારાજ મારૂં તપ તો જુઓ? એમ કહ્યું ત્યારે ભગવાન કહે જે હા—ભાઇ તારૂં તપ જોઇને હું અહીં આવ્યો છું. માટે તું વર માગ. ત્યારે પેલો તપસ્વી બોલ્યો કે ના, ના, મહારાજ! મારૂં તપ તો

જુઓ ? એમ બેચારવાર અહંકારયુક્ત વચન બોલ્યો. તેને સાંભળીને ભગવાન કુરાજી થયા કે તું તપ કરે છે તે આ શીલા કેની છે? ત્યારે તે તપસ્વી કહે કે મહારાજ તે તમારી છે? ત્યારે ભગવાન કહે કે તેં મારી શીલાને કેમ ભારે મારી? માટે જેટલા વર્ષ તું એ શીલાપર બેઠો છે તેટલો વખત તે શીલા તારાપર બેસશે એમ કહી ચાલી નીકળ્યા.

આ ઉપરથી સાર એ લેવાનો છે જપ, તપ, વ્રત, નિયમ જે કાંઇ કરવું તે બીન અહંકારે નિષ્કામ ભાવે અને ભગવાનના ભક્તની પ્રસન્નતાને અર્થે કરવું તેથી ભગવાન રાજી થાય છે નહિ તો ઉલટું અવળું થાય છે.




## શિયળ વિના શણગાર શોભતા નથી.

### ચંદ્રાવળા.

શિળ વિના શોભે ન કદી, આભુષણ કહું એક;
સોળે તણી તો શિળજ શોભે, જે ટાણે રાખે ટેક;
ટાણે રાખે ટેક તે કેવી તો કે પરસ્ત્રી તો માતા જેવી,
કહે ગોવિંદરામ આ જીવિત તો બે દિ, શિળ વિના
શોભે નહિ કેદી આભુષણ કહુ એક

## પરનારી કે પરધન વિષે.

સર્પ ખાય તો સુખેથી ખાજ્યો, તેથી રૂડી લ્હાય,
પરનારી કે પૈસા સન્મુખ, ચાલે મહા દુઃખ થાય;
ચાલે મહાદુઃખ થાય તે કેવું ભવ ભટકણામાં નાંખે એવું
કહે ગોવિંદરામ અળગા થાજ્યો, સર્પ ખાય તો સુખેથી ખાજ્યો.

## આંહી રહેવાનું નથી.

આજકાલમાં જાવું ઉઠી રેવું નથી રઉ,
રાજા પ્રજા ગમાર તે, ચાલ્યુ જાશે સઉ;
ચાલ્યુ જાશે સૌ તે જાશે ને તે ખાટયા જે
હરી ગુણ ગાશે; કહે ગોવિંદરામ રચના
રચી છે જુઠી આજ કાલમાં જાવું ઉઠી

## પાપીનો પોકાર.

કરે પાપી અતિશે પોકાર, પરવશ થયો પ્રાણીઓ,
દુઃખ દેખી રૂએ નરનાર, પરવશ થયો પ્રાણીઓ.
પેટ ચડે બંધ છુટી ગયા રે, જીવ અતિશે અકળાય;
સુખી અવસ્થા પ્રાધન થઇ, ભાંગ્યું વેણ બોલે બકવાય.

પરવશ—૧

ડોઢે વાગે ડાકલાં, ભુવો ધુણે ભરવાડ;
નિર્લજ નકટી દેવની રે, બાધા રાખો કરશે માતા વાર.

પરવશ—૨

વાજે બાવન વીરનો રે, જંત્ર મંત્ર બહુ જાણુ;
મુંઠ નાંખી કામણ કર્યાં રે, દોરો બાંધો તો થાશે સુવાણુ;

પરવશ—૩

જોશી કહે પીડે ગ્રહ પનોતી, શાન્તી કરે સુખ થાય;
દેવાનંદ કહે મૃત્યુ જપનો રે, જાપ જપીએ દરદ મટી જાય.

પરવશ—૪

## મૃત્યુ પાછું વળતું નથી.

મુરખ નર કરે કોટી ઉપાય, મૃત્યુ પાછું નહિ વળે;
તુટી આયુષ્ય તે ન સંધાય, મૃત્યુ પાછું નહિ વળે.
અફીણ તો ઉગે નહિ રે, પાપી દારૂ પાય,
ભાઇબંધ મળી ભુંડું કર્યું રે, નાખ્યો નરક પડયો પસ્તાય.

મૃત્યુ પાછું—૫

કોટી કરે ગૌદાન રે, સોના રૂપાના શણગાર;
પામે ફળ પરલોકમાં રે, માથે મરણ જન્મ બહુવાર.

મૃત્યુ પાછું—૨

કાશીએ જઇને કરવત મેલાવેને, ગાળે હિમાળે દેહ;
ભક્તિ વિના ભવ ન તરે રે, પામે રાજ સાજ સુખ તેહ.

મૃત્યુ પાછું—૩

બુઢ્ઢા જોબન બાળનેરે, જમડા પકડી જાય;
દેવાનંદ કહે મરી ગયા રે, વાંસેવાર કોઇ કોઇથી ન થાય.

મૃત્યુ પાછું. ૪

## અડાલજની વાવપરનો લેખ.

મેસાણાથી અમદાવાદ જતી ટ્રેનમાં ખોડીયાર નામનું એક સ્ટેશન આવે છે. ત્યાંથી થોડે દુર અડાલજની વાવ નામનું પવિત્ર ક્ષેત્ર છે. તે વાવ બહુ જ સુંદર તથા મહાત્મા પુરૂષની પ્રસાદીની છે. તે વાવ ઉપર એક લેખ છે કે "હું જાતે સ્ત્રીને ક્ષત્રી રાજાની દીકરીને આ મારૂં નામ ને મારા પિતાએ મને મુસલમાન પાદશાહને આપી છે. તે વાવ આટલા રૂપીઆનું ખર્ચ કરીને મેં કરાવી છે. તે મારી મોટમ સારૂ કે મારી કીર્તિ સારૂં કે મારૂં નામ રહે તે સારૂ કરાવી નથી. મારા કલ્યાણ સારૂં કરાવી છે પણ આ મારો દેહ છતે કોઇ મોટા પુરૂષ મને મળ્યા નથી પણ વાંસેથી કોઈ કાળે મોટા પુરૂષ પ્રગટ થાય તે આ વાવનું પાણી પીને મારા જીવનું કલ્યાણ કરજો એ મારી અરજી છે." આ લખાણ સાંભળીને શ્રીમહારાજ તથા મોટા સદ્‌ગુરૂઓ ઘણા રાજી થયા ને આ વાવમાં નાહીને તેને મહાન દીવ્ય પ્રસાદીનું સ્થાન બનાવ્યું છે ને વાવના કરનારને તથા તેમાં જેણે જેણે મદદ કરી છે તેનું ભલું થવાને મહાન આર્શિવાદ આપ્યો છે. આજ પણ આ સ્થળે હજારો મનુષ્યો સ્નાન કરવા આવે છે અને તે મહાન પ્રસાદીનું દીવ્ય સ્થાન મનાય છે.

## પ્રભુની અદ્દભુત લીલા છે.

શ્રીકૃષ્ણ ભગવાને પોતાના જન્મ સમયમાં વસુદેવ દેવકીને પરમેશ્વરપણાની પ્રતિતીને અર્થે જે ચતુર્ભુજ રૂપદેખાડયું તથા બ્રહ્માને જે અનેક ચતુર્ભુજરૂપ દેખાડયાં તથા અક્રૂરને જે શેષશાયી રૂપ દેખાડયું તથા અર્જુનને વિશ્વરૂપ દેખાડયું ઇત્યાદિક રૂપને ભેદે કરીને જે શ્રીકૃષ્ણ ભગવાનની ઉપાસનાના જે ભેદ કેવા તે તો યોગ્ય છે પણ એ શ્રીકૃષ્ણ ભગવાન વૃજને વિષે બાલમુકુંદ કહેવાયા, મુરલી મનોહર કહેવાયા. રાધાકૃષ્ણ કહેવાયા તથા વાછડાં ચાર્યાં, ગાયો ચારી, ગોવર્ધન પર્વત ઉપાડયો તથા ગોપીઓ સાથે રાસક્રીડા કરી તથા મથુરાપુરીમાં આવીને કંસને માર્યો, જાદવને સુખીયા કર્યા તથા સાંદીપની બ્રાહ્મણને ઘેર વિદ્યા ભણ્યા તથા કુબ્જા સાથે વિહાર કર્યો તથા દ્વારકાપુરીમાં વસ્યા ને રુક્ષ્મણી આદીક અષ્ટ પટરાણીઓને પરણ્યા તથા સોળહજાર સ્ત્રીઓને પરણ્યા તથા હસ્તીનાપુરમાં રહ્યા ને પાંડવની સર્વે કષ્ટ થકી રક્ષા કરીને લાજ રાખીને અર્જુનના સારથી થયા ઇત્યાદિ સ્થાનકના ભેદે કરીને જો શ્રીકૃષ્ણ ભગવાનની અનેક લીલા છે તે લીલા પ્રમાણે આપણે આચરણ ન કરવું પણ એ લીલાનું હંમેશાં સ્મરણ કરવાથી નિર્ગુણ થાય છે.

* * *

## ઇર્ષા વિષે.

### દોહરો.

ઈર્ષ્યા થકી આ અવનીમાં,<br>
અવનતી અવશ્ય થાય;<br>
તે માટે ઇર્ષ્યા થકી,<br>
રહેજો દુર સદાય.

## કાગડો રાજહંસ નથી.

કાગડાનું શરીર જો કે કાંચનનું હોય, તથા મણીક્ય રતન તેના

ચંચુ દેશમાં હોય એટલું જ નહી પરંતુ તેનો એકેકો પક્ષ મણીઓથી ગ્રસ્ત હોય તોપણ તે કાગડોજ છે પરંતુ રાજહંસ નથી.

## સાધુજનોની સેવા કરનાર કયા ગુણો મેળવે છે.

(૧) વિનય, (૨) શિષ્ટાચાર, (૩) ઉદારતા.

## સંસારમાં સર્વોત્તમ કાર્ય કયું.

ઇશ્વર સિવાયની બીજી કોઇપણ બાબત તરફ મન વળવા માગતું હોય તો ત્યાંથી તેને પાછું વાળીને આપણી જાતને તેમાં પડતી બચાવવી એજ આ સંસારમાં સર્વોત્તમ સાધન છે.

## સર્વ પ્રાણી માત્રને પોતાનો પ્રાણ પ્રિય હોય છે.

અગાઉ એક આવતા ગાડાના અવાજથી બીહી જઇને જીવવાની ઇચ્છાવાળો એક કીડો દોડતો હતો તેણે વ્યાસના પુછવાથી જણાવેલું કે મને મારા પ્રાણ બહુ વહાલા છે. દયાવાન એવા જે માનવી પ્રાણીઓને અભય આપે છે તે નિશ્ચય આ લોક ને પરલોકમાં અભય થઇને ફરે છે.

## સત્ પુરૂષોનો સમાગમ એજ મહૌષધ છે.

આ જીવને અનાદિ કાળથી કુસંગિઓના પ્રસંગથી જન્મ મરણરૂપ એક મોટો રોગ પડયો છે અને તે રોગથી તેઓ હમેશાં પીડાતાજ રહે છે, તેને માટે સદ્‌ગુરૂના સમાગમરૂપી ઔષધ મહા ઉપયોગનું છે. બીજું ઔષધ તેને ઉપયોગી થતું નથી.

## રામાયણનું અધ્યાત્મિક રહસ્ય.

જનક તે જીવ, જીવની વૃત્તિ તે જાનકી, અહંગનથી યુક્ત જીવની સમજણ તે રૂદ્રનું ધનુષ્ય, તે ભાંગીને રઘુનાથજી જે પ્રત્યક્ષ પરબ્રહ્મ તે જીવની વૃત્તિ જાનકીને વર્યા તે રામાયણનું અધ્યાત્મય રહસ્ય કહેવાય છે.

## ઉપદેશક દુહા.

જન્મ દિવસ જાણી જનો,
હર્ષે જે મલકાય;
પણ આયુષ્ય ઓછું થતું,
કોઇ થકી ન કળાય.
અદ્ધશયથી ઉત્પન્ન થયું,
લીન થયાનું ત્યાંય;
તેમાં શું હું તું કરો,
વૃથા તજીને ન્યાય.
જો પોતે પાળ્યા વિના,
કદી કરે ઉપદેશ;
તો શ્રોતાના હૃદયમાં,
અસર કરે ના લેશ.
કહેવું સહેલું છે ઘણું,
પણ રહેવું મુસ્કેલ;
કહ્યા પ્રમાણે જે રહે,
તે જ પ્રભુનો મળેલ.
શુદ્ધ ધરી વર્તન તમો,
કદી રાખશો મૌન;
ખેંચાશે તમ તરફ તે,
તેએ સઘળાં જન.

## તપસ્વી અબુ સયીદ.

અબુ સયીદ કહે છે કે એકવાર હું ભાતા વિગેરે સાધન વગરનો જંગલમાં ચાલ્યો જતો હતો. માર્ગમાં બહુજ ભુખ્યો થયો. અકસ્માત એક ગામડું મારી નજરે પડ્યું. ત્યાં ખજુરીની વાડી હતી, તે જોઇને હું રાજી થઇ ગયો અને મારા મનમાં ધીરજ આવી; છતાં મેં સોગન લીધા કે મારે ત્યાં જવું નથી. આથી એક ખાડો ખોદીને હું

તેમાં જઇ બેઠો. પછી એક વેપારીનું ટોળું મારી પાસે થઇને નીકળ્યું. તેમની દૃષ્ટી મારા ઉપર પડી. મને આગ્રહ કરીને તેઓ સાથે લઇ ગયા. મેં પુછ્યું કે, "તમે શાથી જાણ્યું કે હું અહીં ખાડામાં છું?" તેઓ બોલ્યા કે અમને જાણે કોઇ કહેતું હોય એવું અમને લાગ્યું કે એક ઇશ્વરપ્રેમી રેતીના ખાડામાં બેઠો છે તેને તમે અહીં લઇ આવો. તેથી અમે અહીં આવ્યા છીએ.

## કોઇનો દ્રોહ કરવો નહિ.

અરસપરસનો દ્રોહ એ કુસંપનો પીતા છે અને તે દ્રોહ શંકાથી જન્મ પામે છે. પ્રભુનો ભક્ત હોય તે કોઇનો દ્રોહ કરી શકતો નથી અને જો કરે તો તે પોતાના પ્રભુને અંતરજામી જાણતો નથી. અંતરજામી જાણનાર ભક્ત તો એવો વિચાર કરે છે કે જો હું કોઇનો દ્રોહ કરીશ તે સાથે મારા પ્રભુનો પણ દ્રોહ થશે; કારણ કે પ્રભુ અંતરયામીપણે સર્વના હૃદયમાં સદાકાળ બીરાજમાન છે.

## કર્મ ત્રણ પ્રકારનાં છે.

સંચીત, પ્રારબ્ધ અને ક્રિયમણ એવા કર્મના ત્રણ ભેદ છે. જે કાંઇ આપણે કરીએ છીએ તે ક્રિયમણ છે, એવાં અનેક ક્રિયમણ આપણે ભોગવવા માટે ભેગાં થઇ રહે તે સઘળો સમુહ સંચીત કહેવાય છે, અને એ સંચીતમાંથી સમય કે શક્તિના અનુક્રમથી જે કર્મ આપણે ભોગવવું શરૂ કરીએ છીએ તે પ્રારબ્ધ કહેવાય છે.

## નાનો નાવી (હજામ).

એક કસ્બામાં નાનો નાવી (હજામ) રહેતો હતો. તેણે પોતાના દીકરાને અંગ્રેજી ભણાવી સરકારી નોકરીમાં દાખલ કર્યો, છોકરો બુદ્ધિશાળી હોવાથી મોટા ઓહ્દાની જગ્યાપર થોડી મુદતમાં ગયો. એક વખતે પોતે ઘેર રજા પર આવ્યો. ત્યારે તેના બાપે જાણ્યું કે આજ ભાઇ ઘેર આવે છે તેથી ઘરને સાફસુફ કરવા લાગ્યો ને એક ગામમાંથી ખુરશી મંગાવી પોતાના ઘરમાં રાખી. સ્ટેશનથી પાંચ

સાત સિપાઇઓ તથા બે ચાર સ્નેહીઓ લઇને રોફમાં ઘેર આવ્યો. બાપ તે વખતે ખુરસી પર બેઠો બેઠો હુક્કો પીતો પીતો કહેવા લાગ્યો કેમ ભાઈ આવ્યા? છોકરાને તો અમલદારીનો કેફ તેથી બાપે ઉભા થઇ સલામ ભરી તેથી ક્રોધને વશ થઇ જેમ તેમ બોલવા લાગ્યો. નાનો નાવી મનમાં સમજવા લાગ્યો કે છોકરાને બહારનો પવન ભરાયો છે? થોડીવાર પછી શાંત પડશે, પણ એ ક્રોધ તો શાન્ત ન પડતાં પોતાના બાપનો દીકરાએ તિરસ્કાર કરી ત્યાગ કર્યો.

**પ્રારબ્ધ દેવી તને ધન્ય છે.**

હે પ્રારબ્ધ દેવી! તું એક ને હાથીએ બેસાડી છત્ર ધરાવે છે તેમ બીજાને પગમાં પગરખાં વિના ઉનાળાના દીવસે તડકામાં ભુખે કાસીદું કરાવે છે. તું કેટલાકોને ખાજાં ને ખાંડ ખવરાવે છે તો કેટલાકને લાકડાનો ભારો ઉપડાવી પેટ પુરણ જુવારનો રોટલો પણ આપતી નથી. તું કેટલાકને પાલખીએ બેસાડી ફેરવે છે તો કેટલાકને મજુરની સ્થિતિમાં રાખે છે. તું કેટલાકને સોનાના થાળમાં નવાં નવાં પકવાન પીરસી જમાડે છે તો કેટલાકને ઘેરઘેર ભિક્ષા મંગાવે છે! એકના ઉપર છત્ર ધરાવે છે તો બીજાને ઉઘાડે શરીરે ખીણ ખોદાવી સુર્યનો તાપ સહન કરાવે છે! વાહરે પ્રારબ્ધ દેવી તારી ગતિ તો ઓરજ છે! તારી કૃપા વિના સર્વે ફોગટ છે! તારી કૃપા જેના ઉપર થઈ તેનો તો બેડો જ પાર છે.

**પ્રારબ્ધમાં ન હોય ને કદાપી મળે તો ઉલટું દુઃખ થાય છે.**

એક દુકાનદારે પોતાની દુકાન આગળ શેર દોઢશેર કપાસીઆ એક ગરીબ ગાયને નાખ્યા. તેને ખાતી જોઈ બીજી ગાયે ત્યાં આવી તેને માથું માર્યું કે તે બાપડી પડી ગઇ ને પાંચ સાત માણસે મળી બેઠી કરી, તે ગાયના પ્રારબ્ધમાં કપાસીઆનું સુખ નહિ હતું, છતાં તેણે કૃપાના બળથી મેળવ્યું. પણ દુઃખદાઈ પ્રારબ્ધ બળવાન હોવાથી આવેલાં સુખથી ઉલટું બમણું દુઃખ આવી પડયું.

## પ્રકરણ ૨૭ મી

### સ્ત્રી જાતી અને પૂર્વજો.

પ્રાચીન કાળમાં નારીજાતિની અવસ્થા એક દૃષ્ટિએ આજથી કંઇક સારી હશે, પણ બીજી દૃષ્ટિએ તો ભુંડી હતી જ. પોતાનું દેવું પતાવવા ચૌટા વચ્ચે પોતાની સ્ત્રી તારામતીની હરરાજી હરિશ્ચંદ્ર જેવા રાજા કરતા હતા, અને એવી રીતે દેવું પતાવ્યાથી સત્યવાદી પણ કહેવાતા હતા! ધોબીના વેણ સાંભળીને ગર્ભવતી પત્ની સીતાને વનમાં કાઢનાર રામચંદ્ર વિષ્ણુનો અવતાર મનાયા છે! સીતાજી ઘેર આવ્યા પછી વળી વાળંદે કંઇ વેણ સંભળાવ્યા હોત તો એ વિષ્ણુના અવતાર શેનો અવતાર મનાત એ રામાયણમાં નથી લખ્યું. પત્ની દ્રૌપદિને જુગારમાં મુકનાર યુધિષ્ઠિર ધર્મ રાજા મનાયા! પ્રાચીનકાળે નારીજન પત્યે આપણા પૂર્વજોની મનોવૃત્તિ કેવી ભ્રષ્ટ હતી, તેના વધારે સ્પષ્ટ પુરાવાની હવે જરૂર છે?

મનુમહારાજ પણ સ્ત્રીઓને ફોસલાવી દે છે. કહે છે કે:— "સંપત્તિની કામનાવાળા પુરુષોએ લુગડાં, ઘરેણાંથી અને ભોજનથી નારીઓને રીઝવી રાખવી." પણ એને સ્વતંત્રતા આપવાની સાફ ના પાડે છે. "સ્ત્રીએ બાલ્યાવસ્થામાં પિતાની આજ્ઞામાં, યુવાવસ્થામાં પતિની આજ્ઞામાં અને વિધવાવસ્થામાં પુત્રની આજ્ઞામાં રહેવું." અંગ્રેજનાં લોખંડી ચોકઠાં કરતાં મનુનો આ લોખંડી ત્રિકોણ ઓછો ભયંકર નથી!"

### ખોટા ગુરુઓ વિષે.

અંતર ખોટા બહાર મોટા, અધર્મ રહ્યા આચરી;
એવે સાધુ નામને, ખોટ મોટી દીધી ખરી.

નામ વૈરાગી વૈરાગ્ય નહિ, વાટેઘાટે વસ્યા જઈ;
ગુરુ થઇ દંભ ફુંક દઇ, એમ જીવ ઠગ્યા કઇ.
ડાહ્યા પ્રપંચ દંભમાં, માયા શિષ્યની લેવા સઇ;
આશા તૃષ્ણા અતિ ઘણી, કામ, ક્રોધ ઘટમાં કઇ.
ખબરદાર ખાનપાનમાં, દામવામના ભુખ્યા ભમે;
એવા અસુર ગુરુ થઈ, ધર્મને અહોનીશ દમે.

**મોટા પુરૂષે જે શાસ્ત્રમાં પ્રતિપાદન કર્યું છે તે સત્ય છે.**

જેમ કોઇ મોટો સાહુકાર હોય ને તેણે કોઇને હુંડી લખી આપી હોય ત્યારે કાગળમાં તો એકે રૂપિઓ જણાતો નથી પણ રૂપિઆ સાચા છે તે જ્યારે એ હુંડી જે સાહુકારના ઉપર લખી હોય તેને આપે ત્યારે એ હુંડીમાંથી જ રૂપિઆનો ઢગલો થાય છે. તેમ મોટા પુરૂષની આજ્ઞાએ કરીને જે ધર્મ પાળે ત્યારે હમણાં તો કાંઇ વિધિનિષેધમાં વિશેષ જણાતું નથી પણ અંતે મોટા પુરૂષની આજ્ઞા પાળનારનું કલ્યાણ થાય છે. જેમ હુંડીમાંથી રૂપિઆ નિસરે છે તેમ અને જે સમર્થ સાહુકારે હુંડી લખી હોય અને તેનો વિશ્વાસ ન કરે તેને મૂર્ખ જાણવો અને તેને તે સાહુકારના પ્રતાપની ખબર જ નથી; જેમ નારદ સનકાદિક, વ્યાસ વાલ્મિક ઈત્યાદિક જે મોટા પુરૂષ તેના વચનનો જેને વિશ્વાસ નથી તેને નાસ્તિક જાણવો અને મહાપાપીષ્ટ જાણવો.

**કામના દોષો અને તે જીતવાના ઉપાય.**

**ચોપાઇ.**

મહા દુઃખ તણી જે ખાણી, તેમાં જઇને પડયા સુખ જાણી;
એક આશ્ચર્ય વાત છે એહ, દુઃખમાં સુખ મનાણું જેહ.
મહા નારી છે નર્કનો કૂપ, કેમ સમજાય છે સુખરૂપ;
જે જે નર નરકમાં પડે, તે તો સર્વે નારી સંગ વડે.
જમપુરીએ જાય છે જીવ, તે તો નારી થકી તત ખેવ;
જન્મ મરણ સહે દુઃખ અંગે, તે તો નારી તણે પ્રસંગે.

લખ ચોરાસી તન લહે છે, જેને નારીમાં પ્રિત રહે છે;
સુણો વાત કહું એક વળી, બહુ દુઃખ પામ્યા એને મળી.
મોટા મોટા થયા માનભંગ, તે તો નારીનો કરતા પ્રસંગ;
દેવ દાનવ મનુષ્ય માત્ર, નારી સ્નેહે કરે યમ યાત્ર.
પારકી ને પોતાની જે નાર, કાપે તન જેમ તરવાર;
વિષવન્હી વ્યાલમાં જે ગુણ, તેને પોતાનું પારકું કોણ.
મહા ડાકણી સાકણી સરખી, સર્વે સુર નર લીધા ભરખી;
જેવી વૃહવંતી હોય વાઘણી, ખાય ખીજવી જેમ નાગણી.
એ સાથે જેને છે સ્નેહ, તે તો હાર્યા છે મનુષ્ય દેહ;
જોઇ ઝેર કનક કટોરે, જોજો પીવા ચડયા નર હો રે.
સારી જોઈ સજી તરવાર, પેટ નાખવા કરે વિચાર;
તેમ રૂપવતી નારી જોઇ, નર મરે છે મૂર્ખ મોઇ.
જેમ મૃગને ઘંટ રવાલ, જેમ પતંગ પાવક ઝાળ.
જેમ કરીને કાગદ કરીણી, તેમ નરને એ પ્રાણહરણી;
જેમ અમલ સમલ તોય, બોલે લાછ અલાછ નારી દોય.
પગ હાથ કટિ કોટ કસી, આંખ્યમાંય ભુંશી કાળી મશી;
કાન નાક ફાડિ બાંધ્યા કેશ, વળી બાંધી આંગળીયો વીસ.
તોય કાઢયાં કલેજાં નરનાં, તેને રાતા છે નખ કરના.
વળી ખાધું મુખે માસ એણે, દાંત રાત રંગાણા છે એણે.
એ સાથે થઇ જેને પ્રિત, તેને સુખ નહિ કોઇ રીત્ય.
છે તો નિર્લજ કાઢે છે લાજ, એ તો પુરૂષને બોલાવા કાજ;
કાવે અબળા ને બળ છે બહુ, જેણે વશ કર્યા નર સહુ.
ઝાઝી લાજમાં બોલે છે ઝીણું, તે તો પુરૂષનું કરવા હીણું;
ધીરે ધીરે જે પગ ભરે છે, તે તો નરના પ્રાણ હરે છે.
હાવભાવ દેખાડે છે અંગ, તે તો નરતન કરવા ભંગ;
જેમ મૂષી ફુંકી ફુંકી ખાય તેની પીડા તેને ન જણાય,
તેમ નારી મીઠું મીઠું બોલી, ખાય નરના કલેજાં ફોલી;

એવો દગો જે દેખતા નથી, કહો સંતો તેને સુખ કયાંથી.
નારી ઓછાએ અહીં અંધ થાય, નારી ઓછાયે ધા ન રૂઝાય;
કોઇ કહેશો એવી કેમ કરી, તેની વાત સુણી લીયો ખરી.
જેમ શિકંદરની પૂતળી, કરી વેગળાં રાખવા વળી;
તેને પાસે જોરે કોઇ જાય, ભાગે પોત મોત તેનું થાય.
માટે દુર રહે દુઃખ નથી, જોઇ તજવી તનમનથી;
તેનો કરવા ઇચ્છે જે સંગ, તે તો મહા દુઃખ પામશે અંગ.
એને નખશિખ નિંદવા જેવી, કહિ કહિ કવિ કહે કેવી;
તેના ઘટમાં કામસિંહ ગરજે, બિએ નહિ તે કરતાં વિપર્જે.
ચડયા નારી નયણની ચોટે, તેને મારી કર્યા લોટપોટ;
એવી ખોટ ખાય છે અભાગી, તોય તેને ન શકે ત્યાગી.
આવી જેથી અજપર આળ્ય, બેઠી ગિરિજાપતિને ગાળ્ય;
એથી થયો ઈંદ્ર અંગે ભંગ, ગયું તપ સૌભરીનું એ સંગ.
લીધો એકલશૃંગી લટપટ, ઝાલે છે નારી નરને ઝટ;
તેમાં લોભા રહ્યા જે જન, તે તો શું સમજ્યા હશે મન.
નારી ઉપર અંગ ઉજ્વળે, માંહી ભરી છે મૂત્રને મળે;
રગરગમાં ભર્યું છે રૂધીર, અસ્થિ ત્વચાએ મઢયું શરીર.
પરૂ પાચ ઉદરમાં ઓકાર, મુખમાંહી હાડકાંની હાર;
નખ કેશ શલેષમ સોઇ, એમાં કામની વસ્તુ છે કોઇ.
જે જે વસ્તુનાં લીધાં છે નામ, તેનું ભરી લૈયે એક ઠામ;
તેને કરે ખાવા કોઇ ખાંત્ય, તે કેમ કહેવાય મનુષ્ય જાત.
એમ જાણી કાં ન કરે અભાવ, ભુલેલ કેમ કરે છે ભાવ;
તજે નહિ કાં અષ્ટ પ્રકારે, મુરખ શા સારૂ એને સંભારે.
શ્રવણ મનનને ગુહ્ય વાત, બોલે દર્શસ્પર્શ નારી ગાત;
મળી એકાંતે નારી શું વસે, સંતો એવા પાપી કોણ હશે.
નારી કરે જ્યાં ક્રિયા તનની, તે સ્થળ જાવા ઇચ્છે વૃતિ મનની;
વળી નર તે નારી સંગ રહેશે, સંતો એવા પાપી કોણ હશે.

નારી નહાતી હોયે જ્યાં નીરે, પહેરી અલ્પ વસ્ત્ર શરીરે;
તેને જોવા ઇચ્છે ખોટે મશે, સંતો એવા પાપી કોણ હશે.
બેઠા હોય જન જ્યાં મળી, આવે વારતા નારી ત્યાં વળી;
પછી ઉઠી યાંથી ન નિકસે, સંતો એવા પાપી કોણ હશે.
પહેરી અંગે આભૂષણ નારી, સજી સુંદર વસ્ત્ર તે સારી;
એનાં વસન ભૂષણ સ્પરશે,. સંતો એવા પાપી કોણ હશે.
નારી ઉપર્ય વાસે નિકળી, હિયે દેહની દુર્ગંધ વળી;
તે ગંધ નહિ અંતર અકળાશે, સંતો એવા પાપી કોણ હશે.
વાટે ઘાટે એ હોય એકલી, તેને સંગે ચાલે લાજ મેલી;
પાપે કરી નારી જે પિખશે, સંતો એવા પાપી કોણ હશે.
અતિ હોય જ્યાં અવકાશ, તોય નિસરે નારીને પાસ;
પંચ હાથથી ઢુંકડા ધસે, સંતો એવા પાપી કોણ હશે.
કરે ચેષ્ટા વળી કાંઇ નારી, ભુલ્યે દેખે ન મેલે વિસારી;
વળી ભિતર અંતરે જે વસે, સંતો એવા પાપી કોણ હશે.
નારી વેષે જે વૃંદલ વરતે, નારી વેષે જે નૃત્યક નરતે;
જાય જોવા સારૂ એહ દશે, સંતો એવા પાપી કોણ હશે.
ધાતુ મૃત્તિકા કાષ્ટ પાષાણ, લખી ચિત્રની ચિતારે જાણ;
તેને પગે કરીને સ્પરશે, સંતો એવા પાપી કોણ હશે.
એહ આદિ જે નારી પ્રસંગ, કોઇ રીતે જો રાખશે અંગ;
તે તો વારમવાર મરશે, સંતો એવા પાપી કોણ હશે.
જેમ કુપ તરણે ઢાંકેલ, વળી કહીએ વિષની એ વેલ;
તેને ઓછાયે જાણી ઉતરશે, સંતો એવા પાપી કોણ હશે.
નથી નથી નારી હેતુ નરની, એતો ભરી છે પ્રપંચ ભરની;
સ્ત્રી ચરિત્ર હોય અપાર, માંહી દગો ન દેખાડે બહાર.
એજ દોરડો દેખીને ડરે, એજ સર્પ ઉપર પગ ધરે;
એજ ઉંદરથી ડરી ચાલે, એજ કેસરીના કાન ઝાલે.
એજ ડરે દેખીને અંધારૂં, એજ ફરે કાલી રાત્યે બારૂં,
એજ પાણીમાં પગ દેતી ડરે, એજ સમુદ્ર સહજે ઉતરે.

કરે ચરિત્ર બોલતાં જોતાં, ઘણું આવડે હસતાં રોતાં.
રીઝી નારી નર સંગ બળે, બીજી છેદે શિશ તેનું છળે;
સહજ સ્વભાવે હોય અવળી, શિખ વાત ન લીયે સવળી.
શુભ ગુણ એવાની, ચારણી કલ્પના માત્રની કારણી;
મને મેલીને અંગે અશુદ્ધ, તેનો સંગ રાખે કેમ બુદ્ધ.
મળે નાગણી વાઘણી વળી, કૂંપ પતન જો પડે વિજળી;
વિષ વૈરિ આગ્ય બલાખારી, એ મળજ્યો ન મળજ્યો નારી.
મેલી પુરૂષોત્તમની મુરતિ, કરે છે નારી જોવા શું રતી;
તેને ચિંતવે વારંમવાર, એવા મુરખને છે ધિક્કાર.




## દ્રવ્યના દોષો.

### ચોપાઇ.

દ્રવ્ય કરાવે વૈવિકર્મ, દ્રવ્ય કરાવે પાપ અધર્મ;
દ્રવ્ય કરાવે કપટછળ, દ્રવ્ય કરાવે કોટી કકળ.
દ્રવ્ય કરાવે દગા દુષ્ટાઇ, દ્રવ્ય કરાવે કામ કસાઇ;
દ્રવ્ય કરાવે ઉચ્ચ ને નીચ, દ્રવ્ય કરાવે પાખંડ પેચ.
દ્રવ્ય કરાવે જાતી વિટાલ, દ્રવ્ય ચડાવે સાચાને આળ;
દ્રવ્ય કરાવે હાલ બેહાલ, દ્રવ્ય કરાવે કૃપણ કંગાલ.
દ્રવ્ય કરાવે ચોરી ચાકરી, દ્રવ્ય કરાવે ટેલ આકરી;
દ્રવ્ય કરાવે જીવી ઘાત, દ્રવ્ય કરાવે પીંડનો પાત.
દ્રવ્ય ન્યાયે અન્યાય કરાવે, દ્રવ્ય જુઠી તે સાખ્ય ભરાવે;
દ્રવ્ય લેવરાવે લાંચ ભાડય, દ્રવ્ય કરાવે રાંક શું રાડય.
દ્રવ્ય સતીનું સત્ય મુકાવે. દ્રવ્ય જતીનું જત ચુકાવે;

દ્રવ્ય મુનિનું મૌન બગાડે, દ્રવ્ય તપિને તપથી પાડે.
દ્રવ્ય અર્થે પૃથ્વી એ ફરે છે, દ્રવ્ય અર્થે લડીને મરે છે;
દ્રવ્ય અર્થે વેચે નિજ તન, તજે જીવિતવ્ય ન તજે ધન.
દ્રવ્ય અર્થે વળી વાણે ચડે, દ્રવ્ય અર્થે પહાડે ચઢી પડે;
દ્રવ્ય અર્થે ઘાત ઘણી ઘડે, થાય અનર્થ બહુ દ્રવ્ય વડે.
દ્રવ્ય ધર્મમાં હાથી ચળાવે, દ્રવ્ય નીચના ધર્મ પળાવે;
જે જે જાય છે નરકમાં જન, તેનું મુળ કારણ છે ધન.

## સ્નેહના દોષ.

### ચોપાઇ.

જ્યારે જુએ વિચારી આ પિંડ, દેખે નખશિખા નર્કકુંડ;
પરૂપાચને પિયા પ્રસિદ્ધ. વહે લીટશેડા બહુ વિદ્ધ
કફ થુંકને લાળ કહેવાય, નિત્ય નિસરે તે મુખમાંય;
બહુ બલખા આવે ઓકાર, દીસે દાંત હાડકાની હાર.
મજ્જા મેદ ને માંસ રૂધિર. મળ મુતરે ભર્યું શરીર;
હાડપિંજર મઢ્યું છે ચર્મે, માંહિ ભર્યો છે આંતરકર્મે.
ભર્યુ રૂધીર તે રગરગે, વહે નરક તે નવ મારગે;
નખ કેશમાં કેક વસ્તુ ભળી, ભરી ભેચે માથાની તુંબલી.
સ્વેદ, શુક્ર, શલેષમ આમ, ગુંગા ગિડર આદિ અકામ;
એવું પેખીયું પોતાનું પિંડ, ચોખું જાણ્યું ચમારનો કુંડ.
પેખી પ્રગટ પિંડમાં એહ, સંતે સમજી મુકયો સ્નેહ;
એનાં સંબંધી જે જગમાંય, તે સાથે કેમ સ્નેહ થાય.
જ્યાં જ્યાં ધર્યો જીવે અવતાર, ત્યાં કર્યો કુટુંબ પરીવાર.
માત તાતને ભગની ભાઇ, સુતા સુત દારાને વેવાઇ;
તેમાં કોણ અધિકને ઓછે, સમતુલ્ય સગાં એ સહુ છે.
તેમાં કોણ સાથે પ્રીત જોડે, વળી કીયા સગા સાથે તોડે;
લખચોરાસી કુટુંબ કર્યું, સર્વે સગે આ બ્રહ્માંડ ભર્યું.
માટે મેલ્યું એ કુટુંબ જેમ, સંતે મેલ્યું આ સમજી તેમ.

## નિરમાનપણું.

### ચોપાઇ.

માન રાખે તે રાક્ષસ દૈત્ય, જન હોય સદા માન જીત;
માન જોઇએ હિરણ્યાક્ષ અંગ, જેણે યુદ્ધ કર્યો લેરી સંગ.
માન હિરણ્યકશિપુને જોઇએ, જેને જગમાં જીત્યો નહિ કોઇએ;
માન જોઇએ રાવણ જેવાને, એહ આદિ રાક્ષસ એવાને.
માન જોઇએ કંસ ભૂપાલને, બીજા સાલવ શિશુપાલને;
માન જોઇએ જરાસંધને. માન જોઇએ ધૃતરાષ્ટ્ર અંધને.
માન દુર્યોધનને તે જોઇએ, એહ આદિ એવા બીજા કોઇએ;
એવા દુષ્ટને માન જ ઘટે, હરીજન તો માનથી હટે;
માને કરીને જયવિજય, વૈકુંઠથકી પડિયા તેય.
માને પડયો ઇંદ્ર સુરપતિ, માને પડયો નહુષ ભૂપતિ;
માને પડયો રાજા યયાતિ, બીજા સુરાસુર પડયા અતિ.
માને ચિત્રકેતુ કર્યો સુર; થયો તેહ વળી વૃત્રાસુર;
માને દક્ષ પામ્યો અતિ દુ:ખ, થયું મોતને વણશું મુખ.
માને ગયું રાવણનું રાજ્ય, માને થયું બહુનું અકાજ;
માને ગયું કૌરવનું કુળ, માને ગયું છે કંસનું મૂળ.
માને સુર અસુર છે દુ:ખી, માન રાખી થયા કોણ સુખી;
સ્વર્ગ, મૃત્યુ પાતાળ મોઝાર, માને મારી મુકયાં નરનાર.
કામ ક્રોધ લોભ કે દી જાય, પણ માન તે તો ન મુકાય;
નથી બીજા કોઇનો તે વાંક, માને રોળ્યા છે રાજાને રાંક.

## ધર્મદેવ અને અવિદ્યા.

એક વખત ધર્મદેવ ને ભક્તિમાતા વૃંદાવનમાંથી ચાલ્યાં જતાં હતાં. તેને રસ્તામાં અઘોર જંગલમાં એક નારી મળી, તેને ધર્મદેવે પૂછયું કે હે બાઇ તું કોણ છે? ત્યારે તેને નિચે પ્રમાણે ઉત્તર આપ્યો.

ત્યારે બોલી વનિતા તે વારરે, તારે પુછવાનો એવો શો પ્યારરે;
ચાલ્યા જાઓને પાધરી વાટરે, પુછી તમે શું કરશો ખાટરે.

મારો તાત કુસંગ કહેવાયરે, અધવતી નામે મારી માયરે;
મારૂં નામ છે અવિદ્યા અતિરે, પ્રભુ વિમુખ છે મારો પતિરે.
મારી પુત્રી મિથ્થા પરમાણોરે, આપી અધર્મને તમે જાણોરે;
તેની પ્રજા છે અપરમપારરે, શું જાણ્ય તું વાતનો વિચારરે.
કામ, ક્રોધ લોભ વળી મોહરે, દંભાદિક દિકરા સમુહરે;
આશા તૃષ્ણા ઇર્ષ્યા અદયારે, કુટિલ કુમતિ કુબુદ્ધિયારે.
દુરૂક્તિ તે એની છે દિકરીરે, એવે કુટુંબે રહું હું ઘર ભરીરે.
નિદ્રા દ્રોહ નવરાં ન રહેરે, હર્ષ શોક વાત નિત્ય કહેરે;
શત્રુ મિત્ર શોધી જગમાંહયે, રાગદ્વેષ રાખે નિત્ય ત્યાંયરે.
ખળ. છળ ક્ષમા નહિ લેશરે, અનર્થ હિંસા કરે ઉપદેશરે;
ભય વિગ્રહ વિપતિ ઘણીરે, એવી પ્રજા જાય નહી ગણીરે.
ઠઠ્ઠા, હાંસી મશ્કરી અતીરે, કહીએ અવળાઇ કુમતિરે;
અહંકાર અભિમાન આદિરે, મમતામાં મરે સૌવાદીરે.
એવું અપાર મારૂં કુટુંબરે, તેની તમને ન પડે ગમરે;
જાણે સર્વે લોક માંહિમનેરે, સાંભળ વિપ્રવાત કહું તનેરે.
જગમાં કોઇ ન શકે જીતીરે, એવી જાણું છું હું રાજનીતિરે;
ચાર સંપ્રદાય બાવન દ્વારારે, વર્ણાશ્રમી સેવક છે મારારે.
આજ ચરાચરમાં હું વસુ રે, બેસવી હું કોઇની ન ખસુંરે;
ભેખ પંડિત પીયર મારૂંરે; તિયાં રહેતાં લાગે મને પ્યારૂંરે,
યોગી યતિ સંન્યાસી તપસીરે, તિયાં રહી છું અખંડ વસીરે;
અધો ઉર્ધ્વ મધ્યે જીવ વહુરે, છોટા મોટા મેં પાડયા સહુરે.
જાવા ન દઉં મોક્ષ મારગેરે, તું કેવરાવીશ કયાં લગીરે,
એવું સાંભળી બોલીયા ધર્મરે, સુણ પાપણી નારી બે શર્મરે.
તેંતો તારી મોટપને ગણીરે, ન જાણી મોટપ કૃષ્ણ તણીરે;
રાધાપતિના તેજ પ્રતાપેરે, થાશે તારૂં કુટુંબ નાશ આપેરે.

## પુસ્તક ૨૯ મી

### ખરો શુરવીર.

એક ગામમાં બહુ શુરવીરો રહેતા હતા તેથી તે ગામમાં ધાડ લુંટ વિગેરે કાંઇ પણ ન થતું. એમ કેટલાક દિવસો વીતી ગયા ને કાળે કરીને મોટા મોટા શુરવીરો મૃત્યુને પામી ગયા ત્યાર પછી કોઈક સમે ધાડ પાડનાર ચોર લોકો આવ્યા. તેણે તે ગામના લોકોને કહેવરાવ્યું—અમને દશ હજાર રૂપિઆ નજરાણું ભરો. નહિ તો તમારૂં ગામ અમે લુંટીશું એમ ચારણ પાસે કહેવરાવ્યું. તે ચારણોએ ગામમાં આવી બધા લોકોને ભેગા કરીને કહ્યું કે-આ નજરાણું નહિ ભરો તો તમારૂં ગામ લુંટાશે માટે સમજી વિચારીને એ માગે છે તેટલા રૂપિઆ આપો. એમ કહ્યું એટલે બધા લોકોએ પૈસા ઉઘરાવી ભેગા કરવાનો આરંભ કર્યો. તેવામાં તે ગામમાં એક જુનો વૃદ્ધ થએલો ખરો શુરવીર હતો તે કોઇક ગામ ગયો હતો તે ત્યાં આવી ચડયો. તેને ખબર થઇ કે ગામ લુંટવા ચોર આવ્યા છે. તેને નજરાણો ભરવાનો ઉદ્યમ ચાલે છે. એ વાત જાણીને તુરત પોતાને ઘેરથી ચોરામાં આવ્યો ને ભેગા થયેલા લોકોને પૂછ્યું કે ચોરની ખબર કોણ લાવ્યું છે? એટલે ગામ લોકોએ ચારણને બતાવ્યો એટલે પેલે શુરવીરે રીસ કરીને કુદીને ગાલમાં એક તમાચો માર્યો ને બોલ્યા કે લે રૂપિઆ! એમ કહી બીજો તમાચો મારવા જાય છે ત્યાં તો પેલો ચારણ જીવ લઇને નાસી ગયો. તેણે જઇને લુંટારાને કહ્યું કે એ ગામમાં એક શુરવીર છે તે જ્યાં સુધી એ ગામમાં રહેશે ત્યાંસુધી કોઇનાથી એ ગામ લુંટાશે નહિ માટે અહીંથી નાશી જાઓ નહિતર હમણાં એ અહીં આવશે. એમ વાતચીત કરે છે અને ગામમાં પેલો શુરવીર પોતાને ઘેર જઇ અચ્છી તરેહ ખાઈ કરીને, કેડ બાંધીને ઘોડેસ્વાર થયો ને હાથમાં ધનુષ્ય, બાણ, તથા ભાલો,

તલવાર વિગેરે હથીયારો લીધાં ને ચાલ્યો. એટલે તેની સ્ત્રી કહે કે તમે સંગ્રામમાં લડવા જાઓ છો ત્યારે મારે પણ અહીં જીવતા રહ્યામાં શો લાભ છે. માટે હું પણ આવીશ. એમ કહીને તેણે પણ પોતાનાં સાલ્લો કેડે બાંધ્યોને માથું ઉઘાડું મુકીને ખભે સાંબેલું લઇને તે પણ પોતાના પતિની કેડે ચાલી તેને જોઇને ચોર લોકો બેઠા હતા તે એમ બોલવા માંડયા કે તમે બાઇ માણસ થઇને માથું ઉઘાડું કેમ રાખો છો? ને કોઇની લાજ શરમ કેમ રાખતાં નથી? ત્યારે બાઇ કહે કે પુરૂષ હોય તેની લાજ શરમ રખાય પણ જે હીજડા હોય તેની શી લાજ શરમ? કારણકે આટલા બધા ગામના લોકો છે તેમણે પોતાના બાપદાદાનાં નામ ખોયાં ને જીંદગાનીમાં પણ લુંટારાઓને નજરાણું આપેલું નહિ? તેને નજરાણું આપવા તૈયાર થયા માટે આ લોકો પુરૂષ જ કયાં છે? જો પુરૂષ હોત તો હું તેની લાજ કાઢત એમ કહી તેણે પેલા લોકોને હિંમત ચડાવીને તમામ લોકો આ સ્ત્રીના વચનથી શરમાઇને લડવા તૈયાર થયા. આ વાતની લુંટારાઓને ખબર પડતાં તેઓ તે ભાગની સીમમાંથી ભાગી ગયા. આ તો દૃષ્ટાંત છે પણ તેમાંથી સિદ્ધાંત એ લેવાનો છે કે ભગવાનના ભક્તને કાયરપણું નહિ રાખતાં શુરવીરપણું રાખવાનું છે. અંતઃકરણ, કામ, ક્રોધ ને પંચ વિષયના બળથી હિંમત હારી નહિ જતાં તેના સામી ટક્કર લઇ શુરવીરપણું બતાવવાનું છે. ભગવાનના ભક્તને મન સાથે અવસ્ય વૈર બાંધવું જ જોઇએ એમાં અંતે લાભ સમાએલા છે ને જે કાયર છે તે ઇંદ્રિયો ને અંતઃકરણના ઘાટ સંકલ્પથી બી જઇને આત્મ દર્શનનો ખરો માર્ગ મુકી દે છે તે માટે જુનાગઢના સદ્‌ગુરૂ સ્વામી બાળમુકંદદાસજી વખતો વખત પોતાના શિષ્યો ને હરીજનોને કહેતા કે "ખબરદાર રહેજો." આનો અર્થ પણ એજ છે.

## સદ્‌ગુરૂ સ્વામી બાલમુકંદદાસજી.

જુનાગઢમાં પરમ સદ્‌ગુરૂ સ્વામી બાલમુકંદદાસજી મહાન

સમર્થ હતા પણ તેઓ પોતાનું ઐશ્વર્ય ઢાંકીને હમેશાં રહેતા. આ પુસ્તકના લેખકને તેમનો મહાન આશિર્વાદ મળ્યો છે; હું જ્યારે કાઠિઆવાડમાં સરવિસ કરતો ત્યારે અવારનવાર ભીમ એકાદશીના સમૈયાપર મારે જુનાગઢ સ્વામિના દર્શને જવાનું થતું. એક વખતે અનાયાસે હું જે ગામે રહેતો હતો ત્યાં આવવાનું સ્વામિએ પોતાની ઇચ્છાથી કહેવરાવ્યું કે હું આ સાંભળી પારાવાર રાજી થયો. મારી પાસે તેમના સત્કારનું કાંઇ વિશેશ સાધન તો નહોતું. પણ જે કાંઈ મારાથી બની શક્યું તે પ્રમાણે તેમની સેવા કરી. તે વખતે મારા પાસે એક પાટીદારનો પુત્ર નોકર હતો. તેની તે ગામમાં વાડી હતી. પ્રભાતે સ્વામિ તે છોકરાની વાડીએ સ્નાન કરવા પધાર્યા તે વખતે તે છોકરો સદભાવવાળો હોવાથી બે ત્રણ રાજગરાં વીણી ઠાકોરજીને ધરવાને સ્વામિને સુધારી આપ્યાં. સ્વામિ બહુ જ રાજી થયા ને છોકરાને કહ્યું કે તારે કાંઇ ઇચ્છા હોય તે માંગ! ત્યારે તે છોકરો કહે કે હું રાજકોટ પરીક્ષા દેવા જાઉં છું તે પાસ થાઉં એમ કરી આપો. સ્વામિના મોંઢામાંથી નિકળી ગયું કે જા તું પેહેલે નંબરે પાસ થઈશ. તે પ્રમાણે થતાં એક મોટી સંસ્થામાં ઉંચા પગારથી સ્વામિના પ્રતાપથી તે સમર્થ શિક્ષક થયો અને મારા એક સ્નેહી પરબતજીભાઇને પણ સ્વામિએ આલોકનું સુખ આપી તેના મનોરથો પણ પુરા કર્યા છે. તેમના પરચાનો પાર આવે તેમ નથી. તેઓ વચનસિદ્ધિ હતા. હજારો સેવકોનાં દારિદ્ર કાઢી નાંખી કરોડોપતિ કર્યા છે. તેનાં અનેક દૃષ્ટાંતો છે પણ આ જગ્યોએ લખતાં પાર આવે તેમ નથી. તે વખતે મારામાં પણ આ નાશવંત સુખનો ખોટો મોહ હતો તેથી મેં પણ સ્વામિ પાસે સહેજ વાત કરેલી તેટલામાં મારી ધારણા પ્રમાણે બની ગયું. ભુત, ભવિષ્ય ને વર્તમાન કાળની સર્વે હકીકત પોતે જાણતા હતા ને શ્રીજીમહારાજનો તેમના ઉપર રાજીપો એટલો હતો કે તેઓ જે કહેતા તે પ્રમાણે તુર્ત બની આવતું. પોતે બહુ જ દયાળુ હતા એટલે સેવકોને

આપવામાં કાંઈ ખામી રાખી નથી. જેને જે જોઈએ તે વિના શ્રમે આપી દેતા. જુનાગઢ દેશમાં તેઓની બહુ જ ખ્યાતિ છે. તેમણે સત્સંગમાં રહી જ્ઞાનમાં ને મંદિરોમાં બહુ જ વૃદ્ધિ કરી છે. જેતપુરનું મંદિર પોતાની જાતિદેખરેખ નીચે તૈયાર કરાવી ત્યાં પોતે મહારાજની મૂર્તિ પધરાવી છે. તેમનો મહિમા જેટલો કહીએ તેટલો થોડો છે.

## મૌનપણામાં મોટું સુખ સમાએલું છે.

આ સંસારમાં તમામ સુખો મૌનપણાથી પ્રાપ્ત થાય છે. મૌન જેવો આનંદ બીજી કોઇ પણ વસ્તુમાં જોવામાં આવતો નથી. જેને મૌનપણું રાખેલ છે તેના આઠ દોષ મૂર્ખતાના દુર થઇ જાય છે. (૧) મસ્તિષ્કનું ખાલી થવું. (૨) વીર્યનું પાતળું થવું. (૩) નેત્રની શક્તિનું કમી થવું. (૪) શરીરમાં પીડા ઉત્પન્ન થાય છે તે શાન્ત થાય. (૫) કબજીયતપણું (૬) ચિત્તની સુસ્તી (૭) ગર્મી (૮) ચંચલવૃત્તિ મૌનવાળાની વૃત્તિ ભગવાનમાં જોડાઇ જાય છે.

## રત્નની ખાણ.

(૧) સ્વર્ગ, નર્ક અને જીવનમરણનાં જે દુઃખ છે તેને કલ્પિત સમજવાં.

(૨) વિદ્યાસમાન નેત્ર નથી અને સત્યસમાન તપ નથી ને ત્યાગસમાન કોઈ સુખ નથી.

(૩) આ સંસારમાં કોઈના કોઇ મિત્ર અગર શત્રુ નથી. જેની વાણી મીઠી ને સાચી છે તેને આખું જગ મિત્ર છે ને જેની જબાન કડવી ને જુઠી છે એનો એક તૃણ પણ શત્રુ છે.

(૪) કહેવાવાળા વક્તાને ન જુઓ, પરન્તુ તે જે કહે છે તે જુઓ. જે દેખો છો તેને ભુલી જાઓ, પણ જે દેખવાવાળો છે તેને ન ભુલો.

(૫) નાશવંત શરીરની ચિન્તા કરવી વ્યર્થ છે. ચિન્તા તો ચિરસ્થાયી યશની કરવી જોઇએ ! કેમકે આ નાશવંત દેહનો નાશ

થયા પછી પણ મનુષ્ય યશરૂપી શરીર સંસારમાં હમેશાં જીવતું રહે છે.

(૬) સજ્જન સાથે બેસવું જોઇએ! એની સંગતમાં રહેવું જોઈએ! તેના સાથે મૈત્રી કરવી જોઇએ! દુર્જનો સાથે કોઈપણ પ્રકારનો સંબંધ ન રાખવો જોઇએ!

(૭) કોઇ આપણને તૃણ સમ ઉપકાર કરે તો તેને મેરૂ પર્વત જેટલો માનો.

(૮) આપણા મન ઉપર વિજય મેળવવો તે જ મોટો વિજય છે.

(૯) ચાર પ્રકારના માણસોનો સંગ કરવાથી મોટી મુસીબત આવી પડે છે.

(૧) હાકિમ. (૨) સ્ત્રી. (૩) આળસુ. (૪) કેફી.

(૧૦) હરામના ધન, ઐશ્વર્ય ને ભોગ કરતાં દરિદ્રતાનાં મીઠું ને રોટલો ખાવો ઉત્તમ છે.

(૧૧) ઉત્સાહી પુરૂષો કાર્યનો આરંભ કર્યા પછી તે કાર્યનો પરિત્યાગ કરતા નથી. જેવી રીતે અનેક શસ્ત્રોના ઘા થયા છતાં સિંહ કદી પણ પીઠ બતાવતો નથી.

(૧૨) લોભ, ભય યા દ્વેષથી પણ શરણાગત પ્રાણીનો પરીત્યાગ કરવો તેને બ્રહ્મહત્યાનું પાપ લાગે છે.

(१६) **सर्वे धर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**
**अहंत्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि माशुच ॥**

ગીતાજીમાં આ શ્લોક સર્વથી શ્રેષ્ટ છે. જીવને સુલભ, સુગમ ને સુસાધ્ય છે. એક શ્લોકનું અનુકરણ કરવાથી પરમપદ મળે છે.

## હે કાય તે સાદી.

અરે જીવડા તું નાહકની જુઠી ફીકર શીદને કરી રહેલ છે? જે કાંઇ કુદરતે તારા ખાવા માટે નિરમાણ કરેલ હશે, તેટલું તો તને હરબહાને કોઇપણ રીતે મળી જ જશે! ઓ ઇન્સાન તારી કઝાથી તું ના ડર! કારણ કે તે તો એક દિન જરૂર જ તારે માટે આવનાર છે, અને તે આવશે જ.

" તું રોજીની શોધ કર અથવા તો તું ના કર જ હી,
પરમેશ્વરથી તો પોહોંચવાની નિશ્ચય એ કરી.
કદાપી તું જડ પડે વાઘને ચિંતાના મોંઢામાં બી,
તો પણ તુંને વગર અંજલે ખાવાના નથી કબી. "


પ્રકરણ ૩૦ મી

## નાશવંત પદાર્થ થાય ત્યારે ધૈર્યતા રાખવી.

એક રાજાને પોતાની બહુ રૂપવાળી રાણીને વિષે હેત હતું, તેથી રાણીને વચન આપ્યું હતું કે તું મરીશ ત્યારે હું તારા ભેગો બળીશ પણ સ્ત્રીનો પતિ મરે ત્યારે પ્રતિવૃતા સ્ત્રી હોય તે તેના સ્વામિના ભેગી બળે છે પણ પુરૂષ સ્ત્રીના સાથે બળે તેવો બનાવ કોઇ જગ્યાએ થયો નથી. હવે રાજાની રાણી મરી ગઇ ને તે રાજાએ પ્રતિજ્ઞા લીધી હતી તેથી તે બળે નહીં તો તેની પ્રતિજ્ઞા ખોટી પડે ને જો સાથે બળે તો તેમની પ્રજા બળવા દે નહિ ને અપકીર્તિ થાય. તેથી પ્રસિદ્ધ રીતે રાણીને બાળવાનું બન્યું નહિ. પછી જ્યારે અરધી રાત્રી થઇ ત્યારે રાજા તે રાણીને એક કપડામાં ગાંસડી બાંધીને ઉઠાવીને વનમાં ગયો ત્યાં લાકડાં ખડકીને અગ્નિ મુકવાની જેવી તૈયારી કરે છે તે વખતે ત્યાંથી મહાદેવ, પાર્વતી જતાં હતાં. ત્યારે પાર્વતીજીએ મહાદેવને કહ્યું જે આગે તેની રાણી ભેગો બળી જશે માટે તેની રાણીને જીવતી કરો, પણ મહાદેવજીએ ના કહી છતાં પાર્વતીજીએ હઠ લીધી. તેથી રાજાને મહાદેવજીએ કહ્યું કે તું શા માટે ભેગો બળે છે ? ત્યારે તેણે કહ્યું કે, પહેલાં મારી રાણી જીવતાં

તેની પાસે સાથે બળી મરવાની મેં પ્રતિજ્ઞા કરી હતી તે જો હું સાથે બળું નહિ તો મારી પ્રતિજ્ઞા ખોટી પડે. પછી મહાદેવજીએ કૃપા કરી કહ્યું કે તારી રાણીને તારૂં અડધું આયુષ્ય આપ એટલે તુરત તે સજીવન થશે. ત્યારે રાજાએ હાથમાં પાણી લઇ સંકલ્પ કર્યો કે રાણી તુરત બેઠી થઈ. રાજા ને રાણી આનંદથી રાજ્યમહેલમાં ગયાં. હમેશાં રૂપને લાંછન હોય છે. આ રાણી બહુ જ રૂપાળી હોવાથી તેનું મન સ્થિર નહોતું. એક વખતે રાજા રાણીના ખોળામાં માથું મુકીને સુઇ રહેલો હતો, ત્યાંથી એક શેઠ ગાડીમાં બેસી જતો હતો તેને જોઇ રાણીને દુર્બુદ્ધિ સુઝી. રાજાને પડતો મૂકી તે સ્ત્રી તે શેઠને લઇ દુર દેશ વિષય ભોગવવા જતી રહી. આ શેઠ રાણીને લઇને જે ગામમાં ગયો ત્યાંના માણસોએ પરસ્ત્રી લાવવાથી શેઠને ન્યાત બહાર મૂકી દીધો. પછી ન્યાતને અરજ કરવાથી પાંચ દિવસ ન્યાતને જમાડવાની શરતે પુનઃ જ્ઞાતિના આગેવાનોએ ન્યાતમાં લીધો. જમણ ચાલે છે એટલામાં તે રાજા પણ પોતાના મનુષ્યને શોધતાં શોધતાં તે જ શહેરમાં આવી ચડયો. ગામમાં તપાસ કરી તો એક જણે બતાવ્યું કે આ ગામનો નગરશેઠ એક રૂપવંતી સ્ત્રીને લાવ્યો છે. પછી રાજાએ કહ્યું કે આ સ્ત્રી મારી છે તેથી મને પાછી આપ, ત્યારે તે સ્ત્રીના નવા પતિ શેઠે હા પાડી, પણ સ્ત્રીએ ના પાડી. ત્યારે રાજાએ કહ્યું કે સ્ત્રીને એમ કહો કે તને રાજાએ સંકલ્પ કરીને આયુષ્ય આપ્યું હતું તે પાછું આપો તો તને હું લઇ જઇશ નહિ. તુરત સ્ત્રીના હાથમાંથી જળ લઇને રાજાને જળ આપ્યું કે સ્ત્રી નાશ પામી. અર્થાત મરણ પામી તેમ આ જગતમાં સ્ત્રી ને પુરૂષને જેટલો વખત સંબંધ રહેવાનો હોય તેટલો જ રહે છે, તે કરતાં વધુ રહી શકે જ નહિ. મહાદેવજી પોતે જાણતા હતા છતાં પાર્વતીજીને જોવું હતું ને દયા આવી હતી કે આ રાજા સ્ત્રી સાથે સ્નેહથી વિના કારણે બળે છે માટે તેની સ્ત્રીને જીવાડી આયુષ્ય અપાવી સજીવન કરી, પણ સ્ત્રીની બુદ્ધિ ભ્રષ્ટ થઇ. તેથી રાજાએ આપેલું આયુષ્ય પાછું લઈ લીધું. એમ દૈવગતી પ્રમાણે થયું. માટે

નાશવંત પદાર્થ થાય ત્યારે ત્યારે ધૈર્યતા રાખવી. જે કાળે બનવાનું હોય તે થયા જ કરે છે.

### પ્રારબ્ધ અવશ્ય ભોગવ્યા વિના છુટકો નથી.

બે ભાઇ હતા, તેમાં એક નીતિવાળો ને ઉદ્યોગી હતો. તે વહેવારે બહુ જ સુખી હતો ને બીજો ભાઇ અનીતિવાળો આળસુ હતો ને હમેશાં અનીતિથી પોતાનું ગુજરાન ચલાવતો. આ બંને ભાઇના ઘરો પાસે પાસે હોવાથી આળસુ ભાઇ ભીંતમાં કાણાં પાડી પોતાના ભાઇના કોઠારમાંથી દાણા ચોરીને ખાતો ને પોતાનો નિર્વાહ ચલાવતો, પણ તેની સ્ત્રી ધર્મવાળી હોવાથી તે અનીતિનું ધન ન ખાતી ને પોતાનું ગુજરાન દરણાં દળી ચલાવતી. હવે આળસુ ભાઇ જે ચોરી કરી નિર્વાહ ચલાવતો તેનો દેહ પડી જતાં પોતાના જ ભાઇને ત્યાં બળદરૂપે અવતર્યો ને તેની સ્ત્રીનો દેહ પડતાં તે રાજાની રાણી થઇ. તે પતિવ્રતા હોવાથી તેને પુનર્જન્મનું જ્ઞાન રહ્યું હતું ને તેથી તેને બળદને જોઇને યાદ આવ્યું, પછી તે રાણીએ પટેલના ખેતરમાં જઇને બળદના કાનમાં કહ્યું જે ઉદ્યમ કરતો નથી, તેથી તારે ઘણા જન્મ ધરવા પડશે માટે તું આળસનો ત્યાગ કર! આગલા જન્મમાં તું તેનો ભાઈ હતો ને તેના દાણા તેં ખાધા તે જ્ઞાન થવાથી બળદે આળસ ત્યાગ કરી. પછી તે ખેતરના નોકરે શેઠને વાત કરી એટલે તે રાણીને પુછવા ગયો. ત્યારે રાણીએ સર્વે વૃત્તાંતની વાત કહી સંભળાવી માટે પ્રારબ્ધ અવસ્ય ભોગવ્યા વિના છુટકો નથી.

### કામ જીતવાનો ઉપાય.

મહાદેવજી એક વખતે વનમાં તપ કરવા જતા હતા ત્યારે પાર્વતીજીએ કહ્યું કે મને સાથે લઈ જાઓ. હું તમારી સેવા કરીશ પણ મહાદેવજીએ ના કહી ને કહ્યું કે ત્યાં તમારૂં કામ નથી એમ કહી બાર માસની મુદત પાર્વતીજીને આપી પોતે વનમાં તપ કરવા ચાલી નીકળ્યા. મુદત પ્રમાણે મહાદેવજી નહિ આવતાં પાર્વતીજી

તેમની શોધ કરવા વનમાં પધાર્યા. ઘણી મહેનતે મહાદેવજીનું સ્થાન તેમને જડયું. પાર્વતીજીએ ગુપ્ત રીતે સેવાનું પ્રકરણ ચલાવ્યું. મહાદેવજી સ્નાન કરવા નદીએ પધારે એટલે આશ્રમમાં પોતે વાળી, ઝુડી, સાફસુફ કરે. આવી રીતે બે પાંચ દિવસ થતાં મહાદેવજીને સંકલ્પ થયો કે કોઇ પણ માણસ અહીંઆં આવેલું હોવું જોઇએ! તેને જોવા માટે બીજે દિવસે અર્ધો કલાક નાહી ધોઇને નદી ઉપરથી આશ્રમમાં વહેલા પધાર્યા, પણ પાર્વતીજી મહાદેવજીને આવતા જુએ કે તેઓ સંતાઈ જાય! એક દિવસ મહાદેવજી સમાધિમાં ન બેઠા ને પાર્વતીજી ઝાડનાં થડ વાંસે સંતાણાં જેથી તેમની ભેટ થઇ ગઇ ને નિષ્કામ વર્તમાન રહ્યું નહિ જેથી મહાદેવજીને વિચાર ઉત્પન્ન થયો કે કામદેવે મને પરાભવ કર્યો જેથી કામદેવને પોતાની ભ્રકુટીમાંથી અગ્નિ ઉત્પન્ન કરીને બાળી મૂકયો. પછી તે કામદેવની સ્ત્રી રતિ રડવા લાગી ને કહ્યું કે તમે બંને જણાં રહ્યાં ને એક બીજાનો ત્યાગ ન કર્યો ને મારૂં તમે ભુડું કર્યું જેથી મ્હારા ઉપર કૃપા કરો કે જેથી મારો પતિ મને મળે. પછી મહાદેવને દયા આવી જેથી કહ્યું કે તારો પતિ ચાર સંકલ્પ કરીશ કે ઉત્પન્ન થશે. પણ અનંગદેવ એટલે અંગ વગરનો ઉત્પન્ન થશે. પણ કામદેવ તને સુખ આપશે ત્યારે રતિએ પૂછ્યું કે મારો પતિ કેવી રીતે ઉત્પન્ન થશે? ત્યારે મહાદેવજીએ નીચે પ્રમાણે કહ્યું.

(૧) પહેલો સંકલ્પ થવાથી પા ભાગનું શરીર દેખાશે એટલે ઇંદ્રિયોમાં કામદેવ વ્યાપશે.

(૨) બીજો સંકલ્પ થશે કે મનમાં કામ વ્યાપશે એટલે અર્ધા ભાગનું શરીર દેખાશે એટલે શરીર ધ્રુજશે.

(૩) ત્રીજો સંકલ્પ થશે કે બુદ્ધિમાં કામ વ્યાપશે એટલે પોણા ભાગનું શરીર દેખાશે એટલે સતઅસત્‌નો વિવેક નહિ રહે ને લાજ શરમ પણ મુકી દેશે.

(૪) ચોથો સંકલ્પ થશે કે જીવમાં અનાદિકાળનો અભ્યાસ પડેલો છે તેથી તે સાક્ષાત્ કામદેવ ઉત્પન્ન થયો કે વિષય ભોગવશે ને વિર્યપાત થશે ત્યારે તે શાન્તિ પામશે. આ પ્રમાણે સંકલ્પથીજ કામ ઉત્પન્ન થાય છે.

## સ્ત્રી, પુત્ર ને ધન નાશ પામે ત્યારે મરણ કરતાં પણ વધુ દુઃખ થાય છે.

વડોદરામાં એક ધર્મગુરૂ આચાર્ય હતા. તેની સ્ત્રી મરી ગઇ હતી. પછી તે અજ્ઞાનતાને લીધે તે સ્ત્રીને બાળવા દેતો નહોતો તેથી સરકાર ખાતાના, પોલીસના માણસો તે સ્ત્રીને બાળવા લઇ ગયા ને આચાર્ય ગાંડો થઇ ગયો. તે અનુભવ સરકાર ખાતાના એક મુખ્ય અધિકારી સાહેબને થયો હતો. તેઓ વડોદરામાં મોટે દરજ્જે હતા. પણ ઘરનું મનુષ્ય સ્વર્ગવાસી થવાથી બહુજ ઉદાસ રહેતા હતા. એક વખતે સ્વામિનારાયણના આચાર્ય શ્રી રઘુવીરજી મહારાજના દર્શને વડતાલમાં આવ્યા હતા ને તે વખત તેઓનાં ધર્મપત્ની નરમ હતાં. તેઓ બીજે દિવસે સવારે અક્ષરનિવાસી થયાં ત્યારે તે અધિકારી સાહેબને બહુ જ શોક થયો ને તેમને એમ થયું કે રઘુવીરજી મહારાજ ગાંડા થઇ જશે? પણ તેઓ મંદિરમાં ગયા ત્યાં તો સભામંડપમાં રઘુવીર મહારાજ સભામાં બેઠા હતા ને ધર્મ, જ્ઞાન ને વૈરાગ્ય ભક્તિ સંબંધી વાર્તા કરતા હતા. તેથી તેમને અતિશે ગુણ આવ્યો ને પોતાની ભુલ સુધારી. માટે સ્ત્રી, પુત્ર ને ધન જ્યારે નાશ પામે ને ધીરજ રહે તો તેને આત્મજ્ઞાન થયું છે એમ માનવું.

## સુરતનો સોની.

સુરતમાં એક સોની રહેતો હતો તેણે પોતાની જીંદગીમાં રૂપિઆ દશ હજાર પેદા કરેલા હતા. જ્યારે તેની ઉતરાવસ્થા થઇ, ત્યારે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે આપણી મુડી બાળકોને આપીને હવે મંદિરમાં જઈ ઇશ્વરનું ભજન કરવું. એવું નક્કી કરી રૂપિઆ પાંચ પાંચ હજાર બંને બાળકોને વહેંચી આપ્યા.

ને પોતે એક પાઇ પણ પાસે રાખી નહિ. મુડી બચ્ચાંઓને વહેંચી દેતાં તેના છોકરાઓને વહેમ પડયો કે રખે બાપા પાસે વધારે મુડી હશે? એટલે એક છોકરાએ બીજે માળથી ખોટી તકરાર કરી પોતાના બાપને નિચે નાંખી દીધો ને તેથી તેનો પગ ભાંગી ગયો એટલે તેનાથી મંદીરમાં દર્શને પણ જવાનું બંધ થયું. બે ચાર માસે પગે ઠીક થતાં ઘોડી રાખી મંદિરે આવવા લાગ્યા ત્યારે કોઇએ તેને પુછયું કે સોની મહાજન પગે શું દરદ થયું હતું? ત્યારે તેણે કહ્યું કે આતો મહારા ડહાપણે દાટ વાળ્યો છે! કોઇનો વાંક નથી. માયા એવી ચીજ છે કે અંતે વિક્ષેપ કરાવ્યા વિના રહે જ નહિ!




## સત્ય વસ્તુ વિષે.

સત્ય નહિ તે ધર્મ શાનો, દયા વિના શું દાન જોને,
મન વશ નહિં તે તપ પણ શાનું, શિયળ વિના શું સ્નાન જોને.
ભાવ વિનાની ભક્તિ શાની, ભક્તિ વિના શું જ્ઞાન જોને,
પ્રીત હોય ત્યાં પડદો શાનો, ધૈર્ય વિના શું ધ્યાન જોને.
સદ્‌ગુરૂ નહિ તે સાધુ શાનો, તૃષ્ણા રહી ત્યાં ત્યાગ જોને,
જ્ઞાન વિના તે ગુરૂ શાનો, કંઠ વિના શું રાગ જોને.
ભ્રાન્તિ રહી તે અનુભવ શાનો, સાચો ન મળે શોધ જોને,
બ્રહ્મધર્મની કથા ન જાણે, તેને શાનો બોધ જોને.
પ્રતાપ નહિ તે પ્રભુતા શાની, સાધ્યા વિનાનો સિદ્ધ જોને,
દૈવત નહિ તે દેવ શાનો, રાંક પણે શી રિદ્ધ જોને.
સાચા પ્રભુને જેણે ન જાણ્યા, તે નર કહીએ કાચા જોને,
કહે છોટમ નિરધાર કરીને, વેદ તણી એ વાચા જોને.

## નામો ભક્ત.

દક્ષિણ દેશમાં નામો ભક્ત મહા પ્રતાપી હતા. તેઓને પરમાત્મામાં અનન્ય શ્રદ્ધા હતી. વળી તેઓ સમાધીનિષ્ટ હતા. એટલે તેઓ દિવ્ય દૃષ્ટિએ આખું બ્રહ્માંડ જોવું ધારે તો જોઇ શકતા. તેમનો એક મિત્ર લોચા નામનો વાણીઓ હતો તે પણ મુમુક્ષુ હતો. તેણે એક વખત નામા ભક્તને કહ્યું, ભગવાનનાં મને દર્શન કરાવ? નામાભક્તે કહ્યું કે પ્રસંગ આવે વાત. એક વખતે તે ભગત ભગવાનના વાધા (વસ્ત્ર મુત્તિઓને પહેરાવવાના) શિવતો હતો તે વખતે વરસાદ પડયો, પણ તે ભગત સંચવા ઉઠયો નહિ. પછી ભગવાન પોતે તેનું ઘર સંચવા ચડયા. તે વખતે લોચો વાણીઓ ત્યાં આવ્યો ત્યારે તેને ત્યાં ભગવાન મનુષ્યરૂપે આવેલા પણ ઓળખી શકે નહિ તેથી નિચેનું પદ નામાભક્તે તેની પાસે ગાઇ બતાવ્યું.

"અમે ને તમે આરાધીયે, જે તે આ તે આ<br>
દશરથ કેરે રાજા રામચંદ્ર જન્મીઆ,<br>
પાણી ઉપર પાળ બાંધી જે.<br>
રાજા રાવણને રણમાં રોળ્યો,<br>
રાજ વિભિષણને આપીયું જે, તે આ! તે આ! તે આ!<br>
નરસિંહ મહેતાને વાલે નાણાવટી કીધો,<br>
હુંડી સ્વીકારી હાર આપીયો જે;<br>
નાગરી નાતમાં લજ્જાઓ રાખી,<br>
કુંવર બાઇનાં માંમેરાં પુરી આજે, તે આ! તે આ! તે આ!<br>
ગોકુળથી વહાલો મથુરા પધાર્યા,<br>
મામા તે કંસને મારીયો જે;<br>
વંદ્રાવનમાં ગૌધેન ચારી.<br>
વ્રજનારી સંગે રમીયાજે, તે આ! તે આ! તે આ!<br>
દ્રૌપદીની વાલે લજ્જાઓ રાખી,<br>
ત્રાગડે ત્રાગડે ચીર પુરીયાં જે;

કપટી કૌરવને ઝાંખા કીધ,
પાંડવને ઉજળા કહી આજે, તે આ! તે આ! તે આ!
સાન કરી તુજને સમજાવું,
માની લે વચન મારૂં જે;
નામાનો એ સ્વામી સામળીયો,
સાંભળને લોચા કહું છું જે, તે આ! તે આ! તે આ!

## જાત વિના ભાત ન પડે.

રામચંદ્ર ભગવાને લંકા જીતીને આવ્યા પછી વાંદરાને જમાડવાનો નિશ્ચય કર્યો, પણ હનુમાનજીએ ના પાડી જે અમારી જાત અટકચાળી છે તેથી વિઘ્ન જરૂર કરશે. પણ ભગવાને તે વાત નહિ માનતાં પોતાના દયાળુ સ્વભાવ પ્રમાણે પકવાનની ઉત્તમ રસોઇ તૈયાર કરાવી બધાંને પંગત કરીને બેસાડયા ને પત્રાળામાં, પડીઆમાં પીરસ્યું. તે વખતે હનુમાનજી ચોકી કરતા હતા. પણ એક બાજુના છેડા ઉપર એક કેરી વાંદરાએ લીધી તેનો ગોટલો નીકળી પડયો તેથી બીજો વાંદરો કુદીને લેવા ગયો તે જોઇને ખેંચતાણ કરીને પકવાન પીરસેલું ધુળમાં મળી ગયું. તેમ જાત વિના ભાત કદી પણ પડતી જ નથી એ નિર્વિવાદ છે.

## સુવરી ને નારદજીનો સંવાદ.

સુવરી ને નારદજી કહે સ્વર્ગમાં તને હું લઇ જાઉં. પછી સુવરી કહે વિષ્ટા મારે ખાવી જોઇએ! માટે હે મહારાજ, તે ત્યાં છે કે નહિ! ત્યારે નારદ, કહે ત્યાં તો અમૃતના ઓડકાર આવે છે. ત્યારે સુવરી કહે મારૂં ખાવાનું ત્યાં ન મળે તેથી હું અને મારાં બચ્ચાં ભુખે મરી જઇએ આ તો દૃષ્ટાંત છે પણ તેનો સાર એટલો છે કે આ જીવને માયામાં ચિકાસ (સ્નેહ) છે તેથી છુટતો નથી ને હેરાન થાય છે. જો માયા છુટે તો મોક્ષ થાય છે.

## ગોળ નાંખીએ તેટલું ગળ્યું થાય.

સંસારમાં કહેવત છે કે જેટલો ગોળ નાંખીએ તેટલું ગળ્યું

થાય છે. તેનો અર્થ એવો છે કે જેટલો સત્સંગ કરીએ તેટલું આપણા હૈયામાંથી અજ્ઞાન ઓછું થાય. આપણે મણ લોટનો કંસાર કરીએ ને તેમાં પાશેર ગોળ નાંખીએ તો તે ગળ્યું ન થાય ને તે કંસારને બદલે થુલું થાય છે. જેમ એક મનુષ્ય દહીંનો ભાવિક હતો, તે જ્યારે એક વખત દુધનો દરીઓ આવ્યો તે દેખી બહુજ ખુશી થયો ને પોતા પાસે સિલિકમાં થોડીક છાસ હતી તે દહીં કરવાને માટે દરીઆમાં નાંખી. તે દહીં તો થયું નહિ પણ "માલાના મુળગાં થયાં." દહીં તો થયું નહિ અને પોતા પાસે જે છાસ હતી તે પણ ખોઇ બેઠો. તેમ થોડા સમાગમ કરીએ તો જ્ઞાન ન થાય. જુઓને બલીરાજા કેટલું દુઃખ ખમ્યા ત્યારે ભગવાન તેને સહાય થયા ને જાણપણરૂપી દરવાજે અખંડ રહે છે. માટે સમજુ પુરૂષે વહેવાર વધારવો નહિ ને જે પોતાનો વ્યવહાર હોય તેટલો સાચવવો ને નિવૃતિ ધારણ કરી પ્રભુનું ભજન કરવું. જુઓને આ જગતના મનુષ્યને ખાવું, ઉંઘવું ને સ્ત્રી એ ત્રણનો યોગ હોય તેથી તેનો અભાવ ન થાય માટે ધારે ધારે સત્‌શાસ્ત્રને સત્‌પુરૂષનો યોગ રાખી સારા વિચાર ધારણ કરી જેમ બને તેમ વિષયથી છેટા રહેવાય તેવું વર્તન રાખવું.

## માયીક પંચવિષયનો અભાવ થવાના ઉપાયો.

(૧) માન, રસાસ્વાદ, ને લોભ એ ત્રણ ગાંઠો જેનામાં હોય તેનાથી અંતરદૃષ્ટિ ન થાય. અંતરદૃષ્ટિ કરવાની જેને ટેવ હોય તેના માયીક પંચવિષય સત્વર શાન્ત થાય છે.

(૨) રાંધીને જમે નહિ ને ઢાંકી મુકે તો અન્ન ઉતરી જાય, તેમ સમજ્યા હોય પણ કરે નહિ ને સંભારે નહિ તો તેની સમજણ ઉતરેલા અન્ન જેવી થઇ જાય છે. માટે સંભારે તેને સુખ આવે. પણ કથા, વાર્તા, કીર્તન અને ધ્યાન એ ચારનું વ્યસન પડ્યું હોય તો તેને ભગવાનની ભક્તિનું અલૌકીક સુખ આવે છે.

(૩) કહ્યા વિના જ્ઞાન થાય નહિ, પણ ક્રોધ રહિત કહેવું, વળી કેટલાક કહે છે કે પાત્ર જોઇને કહેવું. આ જીવના ઠરાવ માત્ર ખોટા છે પણ ભગવાને જે ધાર્યું હશે તે થશે એવો વિશ્વાસ જેનામાં ન હોય તે તુર્ત વિષયના ચાળે ચડી જાય છે. તેથી તેનું ભુંડું થાય છે.

(૪) કેટલીક ભુલો આપણે અજ્ઞાનપણાથી કરીએ છીએ ને તે ભુલોનું ફળ આપણે ભોગવીએ છીએ. માટે જેને ભગવાનની ભક્તિ કરવી હોય તેને સંસારના વ્યવહાર કામમાં ડહાપણ કરીને પડવું નહિ. જુઓને કેટલાક સ્વાર્થ અને માન લેવાની ઇચ્છાથી સગાં સંબંધીઓનું કામ કરે છે તેથી સ્નેહ વધે છે. તેનું કામ સામા માણસો જ્યારે ન કરે ત્યારે તકરાર થાય છે. માટે નિર્માનીપણું રાખી ભગવાન ભજી લેવા ખોટી ઉપાધી રાખવી નહિ તેમાં મનુષ્ય-જન્મનું ખરૂં સાર્થક છે.

(૫) મારવાડનાં ઐલ પુરૂરવા રાજા કામી થઇ ગયો તેનું આખ્યાન ભાગવતના એકાદશ સ્કંધમાં છે. તે રાજાને જ્યારે વૈરાગ્ય થયો ત્યારે સ્ત્રીલિંગી પદાર્થનું નામ પણ લેતો નહિ ને કોઇ બોલે તો તે જગ્યામાં પણ ન જાય. બાજરી, રોટલી કોઇ કહે તો ખાય નહિ. લીંબડી, રાયણના ઝાડ તળે તે જાય નહિ, સ્ત્રીનું જો કોઇ નામ લે તો ઉલટી થાય, વાવડી કહે તો પાણી પીએ નહિ, આવો પંચવિષ-યમાં જ્યારે અભાવ થાય ત્યારે પ્રભુ ભજાય.

## ખરા ત્યાગી કેમ થવાય?

ફુલ કરમાય છે પણ તેની સુવાસ આપણા હૃદયમાં રહ્યા કરે છે. તે જ પ્રમાણે સંગીત ભુલી જવાય છે પણ તેની સુવાસ એટલે જે ઉત્પન્ન થએલી મીઠાસ લાંબો વખત સ્મરણપટમાં રહ્યા કરે છે. દિવસો ચાલ્યા જાય છે પણ દિવસોમાં મળેલો ઉપદેશ તો સ્મરણમાં રહી આપણને અસર કર્યા કરે છે. માટે ભુતકાળની ભુલોને પશ્ચાતાપ સાથે જતી કરવી તો પછી આવતા ભવિષ્યકાળમાં જે આનંદ મળવાનો છે તે આનંદ સ્હેજમાં

પ્રાપ્ત થશે. કેમકે સંકલ્પો બદલાય તો પછી આત્મજ્ઞાન ઉદય થતાં વખત લાગતો નથી. પરન્તુ નાશવંત પદાર્થનો આનંદ જ્યાંસુધી છે ત્યાંસુધી સત્‌વસ્તુ મેળવવાના સંકલ્પો કયાંથી થાય? માટે દરેક ગ્રંથમાંથી વિવેક, વૈરાગ્ય, સદાચાર ને પ્રેમનું શિક્ષણ મેળવતાં જ રહેવું જોઇએ.

## ખળ કોને સમજવો.

વાતનો નિર્ણય કર્યા વિના કોઇના માથે ખોટો આરોપ મુકનારને ખળ જાણવો:-

## નિઃસંકલ્પ સાધુ.

એક સાધુ શિયાળાના દિવસમાં બેઠા હતા, તેને શરીર ઉપર થંડીથી ચીરા પડી ગયા હતા, તેને એક વખત એવો સંકલ્પ થયો કે જો મારા પાસે બે કોડી હોય તો તેલ મંગાવી શરીરે લગાવું, એટલામાં તો સોનામહોરનો ઢગલો તેમની પાસે થઇ ગયો, એટલે આ યોગી ત્યાંથી ઉઠીને બીજે સ્થળે તુરત જતા રહ્યા પણ મોહોરોની દરકાર ન કરી. ખરા સાધુનાં લક્ષણ આવાં હોય છે.

## સકામ વૃત્તિથી સાધુની દુર્દશા.

એક રાજાએ પોતાના શહેરમાં જવા માટે ચાર રસ્તા કર્યા હતા ને તે ચારે દરવાજે પોતે ચોકી બેસાડી નોટીસો ચોટી હતી. તેમાં પહેલે દરવાજે એવી નોટીસ ચોડી હતી કે જે દારૂ પીએ તેવા સાધુએ અંદર પ્રવેશ કરવો! બીજે દરવાજે માંસ ખાય તેવા સાધુએ પ્રવેશ કરવો, ત્રીજે દરવાજે જુગાર રમે તેવા સાધુએ પ્રવેશ કરવો ને ચોથે દરવાજે સ્ત્રી સંગ કરે તેણે પ્રવેશ કરવો. આવી રીતે આકરા નિયમો દાખલ કર્યા છતાં જોવાની લાલચે કેટલાક સાધુએ શહેરમાં પ્રવેશ કર્યો હતો. રાજાએ તેમને કપટી સાધુ ધારી તિરસ્કાર કર્યો હતો. આવી રીતે વર્તન રાખવાથી પોતાની અમુલ્ય સાધુતા વિના કારણે ઉઘાડી થઇ ને પોતે હલકા પડયા માટે પંચ વિષય તરફ ખરા સાધુપુરૂષે દૃષ્ટિ પણ કરવી નહિ જોઇએ?




## કંકુ ગાંડીએ ઘર માંડયું.

એક ગામમાં કંકુ નામે ગાંડી સ્ત્રી હતી. તેણે ડાહ્યાભાઇ નામના એક શ્રીમાનનું ઘર માંડયું. બે દિવસ થયા એટલે તે બોલી ઉઠી..... ભાઈ ડાહ્યા! આ તારો સાડલો ને આ તારો ચુડલો, હું તો આ મારે ચાલી એમ કહી ચાલતી થઇ. આ તો એક સાધારણ દૃષ્ટાંત છે પણ તેનો સિદ્ધાંત એવો છે કે આ જીવને સ્ત્રી ને ધન મળે એટલે ભગવાન ભજવાની વાત તદ્દન ભુલી જાય છે તે કંકુ ગાંડીના જેવું કહેવાય!

## અવિનાશી સુખ.

એક મહાપુરૂષે કહ્યું છે કે આટલા દહાડા શેરડી ખાધી પણ આ ટાણે સ્વાદ નથી, સો મણ શાકર ને સોમણ ઘી ખાધાં પણ જીભને ડાઘ પડયો નથી. તેમ ઘણા વર્ષ સુધી સ્ત્રીનું સુખ ભોગવ્યું પણ તેમાં શાન્તિ થઈ નથી! માટે વિષય તો જેમ પાતાળ સુધી પૃથ્વી ફાટી હોય ને પાણીએ ભરવા માંડીયે તો ભરાય તેમ નથી. માટે હંમેશાં વિષયથી દુર રહેવું, ને જેટલીવાર નામ સ્મરણ કર્યું હોય તે અવિનાશી સુખ થયું કહેવાય. લાખ પુળા ઘાસના હોય ને તેમાં જરા અગ્નિનો પ્રવેશ થાય તો બધું બળી જાય છે તેમ પ્રભુની વિસ્મૃતિ થાય તો જે કર્યું હોય તેનો પણ સત્વર નાશ થઇ જાય છે.

## ઝેરનું વૃક્ષ.

આ સંસાર એક ઝેરનું ઝાડ છે. તેના બીજરૂપ સ્ત્રી છે ને વાસનારૂપી પાણી છે તેથી તે ઝાડ વધે છે. હવે એ વિષરૂપી વૃક્ષમાં ફળ કયાંથી સારાં થાય! વાસનાથી સ્ત્રી સંગ કરે તેથી પ્રજા વિષયી થાય છે.

## મહાત્મા ગાંધીજીના સાત અમૂલ્ય ફરમાનો.

મારા સૈનિકો સાથ સબરસ તણા મેદાનમાં ઝુકાવજો;
મારો કરેલો ભંગ યુવકો તમે બળ લાવજો. ૧
ખાદી મહીં સજ્જ થઇ નિજ દેશને શોભાવજો;
લીધેલ મારી પ્રતિજ્ઞા શીરસાટથી નીભાવજો. ૨
નિર્બળ તમારૂં મન કદી હીંદીઓ કરશો નહિ;
જકાત લે સરકાર તેવો માલ વાપરશો નહિ. ૩
મારી ધરપકડના સમે શાન્તિ સઘળે પથરાવજો;
અહિંસાત્મક યુદ્ધે ચઢી જેલો તમે ઉભરાવજો. ૪
પાણી તમારૂં હોય તે શાન્તિ થકી બતલાવજો;
બંધન ગુલામી તોડીને સ્વતંત્ર ભારત બનાવજો. ૫
નાશવંત શરીરનો ન મોહ દીલમાં લાવજો;
કુરબાન કરી નિજ દેહને હીંદીપણું બતલાવજો. ૬
કરી ગર્જના વીરો સમી આલમ બધી ધ્રુજાવજો;
ફરકાવી ધજા નિજ રાષ્ટ્રની પરદેશીને હંફાવજો. ૭

## પંખીનો મેળો.

પંખીનો મેળો ભેળો રહે કેમ ભાઇ,
કોઇ કયાંહિથી (૨) આવે તેમ તણાઇ—પંખીનો મેળો ટેક.
લુંટે સાથ સર્વનો જયારે, ખરચી જાય ખવાઇ,
કોણ સદૈવ સાથે રહે છે, પ્યારમાં પથરાઇ. પંખી
દુર રહીને દોરી ખેંચે, કુડો કાળ કસાઇ,
જુદું જુદું સૌને જાવું, ઘાટ વિના ઘસડાઇ. પંખી
કોનાં સુત દારા ને સેવક કોના બાંધવભાઇ,
જુડી માયા, જુઠી કાયા, જુડી સર્વે સગાઈ. પંખી
સ્નેહ અને સબંધ રડાવે, અંતરમાં અથડાઇ,
શોક તજો શાન્ત રહો શાણા, કેશવહરી ગુણ ગાઈ—પંખી

## વિવિધ દોહરા.

સબસે હળીયે સબસે મળીયે, સબકા લીજીયે નામ,
હાજીહાજી સબકું કીજીયે, રહીયે અપના ધામ. ૧
ટાઢે ઉનું ન બને, મળે તાએ તા,
સાંગો કહે સમજ્યા વિના મરને મારે ધા. ૨
પ્રીત લગે પરિબ્રહ્મ શું, હોહી વિષય સુખત્યાગ,
યા કારણ ગુરૂ ધ્યાન ધરી, પ્રથમ વરણવું વૈરાગ્ય. ૩
માયાકૃત મિથ્યા સબે, જેસો સુપન વિલાસ,
નરનારાયણ દેવકું, ભજ મીટહી સબ આશ. ૪
વિના વિવેક સંસાર સબ, ભવ ભટકત મતિ મંદ,
સારઅસાર વિવેક જેહી, સો સાધુ જગવંદ. ૫

## રેંટીયો ને સ્ત્રી.

એક વખતે જગતગુરૂ શંકરાચાર્ય ભિક્ષા માગવાને માટે એક મોટા શહેરમાં એક બાઇને ઘેર આવ્યા. ત્યાં એક બાઇ રેંટીયો કાંતતી હતી. તે રેંટીયાને કહ્યું કે ભાઇ તું રોઇશ મા કારણ કે સ્ત્રીએ આંખના કટાક્ષ વડેએ આખા બ્રહ્માંડના જીવને ભમાવ્યા છે ને તું તેના હાથમાં આવી ગયો છે, એટલે તારે રોવું પડશે માટે તારે સ્ત્રીના કટાક્ષનેત્ર સામું જોવું જ નહિ.

## જનક અને સુલભા.

જનકરાજાએ પંચશીખ ઋષિ પાસેથી સાંખ્ય ને યોગ સિદ્ધ કર્યો હતો તેથી તેનું જ્ઞાન વૃદ્ધ પામ્યું હતું ને સુલભા એક ગરાસીયાની કન્યા હતી. તેની ઉમર ૧૦ ૧૨ વર્ષની હતી તે વખતથી જ તેણે પણ અષ્ટાંગ યોગ સિદ્ધ કર્યો હતો ને અખંડ સમાધિમાં રહેતી હતી ને ત્યાગાશ્રમમાં રહીને પરમાત્માનું ભજન કરતી હતી. એક વખતે જનક રાજાની સભામાં તે સુલભાએ અપ્સરા બનીને જરીયાની વસ્ત્ર પહેરીને આવીને નાચ શરૂ કર્યો, તેથી જનક મોટા જ્ઞાની હતા

છતાં તેના ચિતમાં વાસનાનો પ્રવેશ થયો એટલે જનકનું ચિત તણાઇ ગયું. પણ તે જ્ઞાની હતો તેથી ચિત્ત પાછું ખેંચી લીધું. ત્યારબાદ પ્રશ્નોત્તર ચાલ્યા. પહેલાં જનકે પ્રશ્ન કર્યો કે મારા મહેલમાં મારા હુકમ વગર પ્રવેશ કર્યો તેથી તું ગુનેગાર છું ને મારા ચિતમાં પ્રવેશ કર્યો તેથી વ્યભિચારી છે ને વળી ભગવાં વસ્ત્ર સ્ત્રી થઇને પહેર્યાં છે તે સન્યાસયોગને છાજતું નથી. સુલભાએ કહ્યું તારા મહેલમાં તથા રાજ્યમાં પ્રવેશ કર્યો તો તેમાં તારૂં શું છે અર્થાત કાંઈ નથી તો પછી હુકમ શાનો? આ દેહ તારો નથી, મહેલ તારો નથી આત્મા પુરૂષ નથી તેમ સ્ત્રી નથી, તો પછી ચિત્તમાં પ્રવેશ કરવાથી કયાં વ્યભિચારપણું રહ્યું, તારે રાજ્ય છે ને જેમ રાખવું પડે છે તેમ હું પણ રાખું છું માટે ત્યાગાશ્રમ તે શ્રેષ્ટ છે.

## અગસ્ત ઋષિ ને સમુદ્ર.

સમુદ્રને જ્યારે અગસ્ત ઋષિ પી ગયા ત્યારે કોઇ સહાય થયું નહિ ને કોઇએ પણ અગસ્ત ઋષિને ઠપકો દઇ શકયા નહિ. તેમાં સમુદ્રમાંથી લક્ષ્મીજી નીકળ્યાં તે ભગવાન વિષ્ણુને આપી, પણ તે પણ સહાય ન થયા. ને શંકરને કીરણ આપી મણી માથામાં છે તેમણે પણ સહાય ન કરી. ચંદ્રને કળાઓ આપી ને પર્વતને પાંખો હતી તે ઉડતા હતા તેઓને દેવતાઓએ મારામાં નાંખ્યા તેમણે પણ સહાય ન કરી. ત્યારે છેવટે હારીને સર્વની આશા મુકીને ભગવાનને સંભાર્યા ત્યારે ભગવાન સહાય થયા, માટે એક ભગવાનના સ્મરણ થકી સર્વે દુઃખ નાશ પામે છે.

## સ્ત્રીમાં પણ કેવી આત્મબુદ્ધિ હોય છે?

એક જગજીવન નામનો સત્સંગી હતો. તેને હમેશાં મંદિરમાં ઠાકોરજીના દર્શને જવાનો નિયમ હતો. એક વખતે ઘરમાં તેની સ્ત્રીએ સહેજ તકરાર થવાથી માથામાં તવીતો માર્યો તેથી તેના માથામાંથી પુષ્કળ લોહી નીકળ્યું ને પંદર દિવસ ખાટલાવશ રહ્યો.

જ્યારે તે સાજો થયો ત્યારે મંદિરમાં દર્શન કરવા ગયો તે વખતે એક સદ્‌ગુરૂએ તેને હાલ દર્શને કેમ નથી આવતા એમ પુછતાં ખરૂં કારણ નહિ કહેતાં, પાટડાની ધાર વાગી છે. એમ જુઠું તે સદ્‌ગુરૂ પાસે બોલ્યા. જુઓ સ્ત્રીમાં કેટલી આત્મબુદ્ધિ રહેલી છે. ખરૂં કહેતાં પણ લજવાણાને પંદર દિવસ ખાટલે રહ્યા છતાં એક શબ્દ પણ પોતાની સ્ત્રીને કડવો કહ્યો નહિ, આવા પુરૂષો પણ જગતમાં ઘણા જોવામાં આવે છે.




## ચાહના વ્યસનમાં વૈરાગ્ય.

એક મામલતદાર હતા. તેને સાંજના પાંચ વાગે ચાહ પીવાનું વ્યસન હતું. એક દિવસે પાંચ વાગે પોતે પોતાના મકાનપર ચાહ પીવાને ટાઇમસર આવ્યા. પણ તે વખતે તેની સ્ત્રીનું નાનું બચ્ચું હેરાન કરતું હતું એટલે ચાહ બની શકી નહિ. મામલતદારને ભારે ગુસ્સો આવ્યો ને ઘરમાં ભારે કજીઓ કરી પોતાની પત્નિને માર મારી પોતે સાધુ થવાને જંગલમાં નિકળી પડયા. ત્યાં એક મહાત્મા સાધુ બેઠા હતા તેમની પાસે આવી આ અમલદારે સાધુ થવાની વિનંતી કરી, ત્યારે મહાત્માજીએ પૂછયું કે સંસાર ભુલી આવ્યા છો કે ? ત્યારે મામલતદારે હા પાડી. ત્યારે મહાત્માજીએ કહ્યું કે આ શું જનાવર જાય છે. ત્યારે મામલતદારે કહ્યું કે મહારાજ એ તો ગધેડું છે! ત્યારે મહાત્માજીએ કહ્યું કે એ ગધેડું ભુલી આવો, ત્યાર પછી સાધુ થવાશે! મહાત્માના વચનને તાબે થઈ પાછો થોડો વખત સંસારના સુખ વિસરી જવા પુનઃ સંસારમાં ગયા તો વિશેષ માયાનાં લફરાં ચોટયાં, માટે ચાહના ક્રોધથી વૈરાગ્ય થાય તે કેટલી મુદત ટકે! માટે સાચા વૈરાગ્ય વિના જ્ઞાન થતું નથી.

## સંસાર એ કેદખાનું છે.

સંસાર છે તે એક જેલખાનું (કારાગ્રહ) છે, તેમાં જેણે જેટલો ગુન્હો કર્યો હોય તેટલી ટીપ (સજા) કરેલી હોય છે. તે પ્રમાણે પ્રાણી ભોગવે છે. પછી એ કેદમાંથી છુટે છે તેવી રીતે મનુષ્યોને આયુષ્ય હોય તેટલું જીવાય છે ને તેમાં પૂર્વના પ્રારબ્ધ કર્મ ભોગવવાં પડે છે ને વળી તેમાં સતપુરૂષનો યોગ થાય તો જ્ઞાન પામે તો ક્રિયામણને સંચીત કર્મ બળે છે. તે પ્રારબ્ધ ભોગવે તેમાં દુઃખ ન માને ને છેલ્લો જન્મ થઇ જાય છે.

## ખરા પ્રેમ વિના પ્રભુ દર્શન થતાં નથી.

એક ફકીર પાસે એક માણુસ ગયો ને કહ્યું કે તું મને પ્રભુના દર્શન કરાવ! ત્યારે સાંઇબાવાએ કહ્યું બચ્ચા! પ્રભુનાં દર્શન ખરા પ્રેમ વિના થઈ શકતાં નથી માટે તું આશક્ત થઇને આવ એટલે હું તને પ્રભુનાં દર્શન કરાવું. પેલો મનુષ્ય કાંઈ મુમુક્ષુ નહોતો એટલે તેને પ્રેમનો અર્થ પંચવિષયમાં કર્યો ને એક કસાઇની છોકરી બજારમાં માંસ વેચતી હતી તેના ઉપર આશક્ત થયો. પછી પેલી છોડીએ આ વાત પોતાના પિતાશ્રીને જણાવી ત્યારે તેણે જણાવ્યું કે તારા ઉપર જે આશક્ત છે તેને તું ઘેર બોલાવી લાવ. છોડીએ તો બાપની શિખામણ માન્ય રાખી આશક્ત થનાર પુરૂષને બીજે દિવસે ઘેર બોલાવી લાવી. એટલે પેલા કસાઇ એ તેને મારી નાંખ્યો ને તેનું માંસ વેચવાને પોતાની દીકરીને આપ્યું. દીકરી તે માંસ બજારમાં વેચવા જતાં પેલો ફકીર અનાયાસે લેવા આવ્યો ને કહ્યું કે બેટા! કેમ આપે છે? ત્યારે તે પુત્રીએ કહ્યું કે એક રૂપિઆનું શેર, ત્યારે માંસ બોલ્યું કે આશક્ત સવાશેર પછી તે ફકીર તેને ઘેર લઇ જઇને તેને સજીવન કર્યો. તે પછી સાચો પ્રેમ થતાં તેને પ્રભુના સાક્ષાત્ દર્શન પણ કરાવ્યાં. જ્યાં પ્રેમ ત્યાં નેમ નહિ. જુઓને ખોટા પ્રેમ માટે પણ કેટલું કષ્ટ વેઠવું પડયું તો મુળથીજ સાચા પ્રેમ તરફ મનુષ્ય મહેનત કરે તો સત્વર તેનું ફળ તેને અમુલ્ય મળે છે.

## નિષ્કામ ભક્તિ.

એક રાજા આગળ એક નટવાએ બહુ જ ખેલ કર્યા, પણ રાજા ખુશી થયો નહિ ને ઇનામ પણ આપ્યું નહિ. ત્યારે નટવાએ વિચાર કર્યો કે મેં બહુ વરસ સુધી ખેલ કર્યા પણ રાજા મહારા ઉપર પ્રસન્ન થયા નહિ તો હવે મારે રાજા પાસે એમ કહેવરાવવું કે તું હવે ખેલ કરીશ નહિ. તારા ઉપર હું રાજી થવાનો નથી ને મારે ઇનામ પણ આપવું નથી. તેમ વિચાર કરીને પછી છેવટનો એક ખેલ કરીને રાજાને કહ્યું કે જો તમે પ્રસન્ન ન થયા હો તો મને આપ એમ કહી દો કે તું ખેલ કરીશ નહિ ને મારે ઇનામ લેવું નથી ને તમે રાજી થાઓ એટલું તમે કહી દો એટલે બસ છે. તમારો મારે રાજીપો લેવો છે. પછી તે રાજા નટવા ઉપર ખુશી થયો ને ઇનામ આપ્યું. તે ખેલ કરવા માટે ના કહી. ને પોતાના રાજ્યમાં રાખ્યો. આતો દૃષ્ટાંત છે, તેનું સિદ્ધાંત એ છે કે જે મનુષ્ય માત્ર જેટલા છે તેટલા ચોરાસી લાખના દેહ ધરીને, નટવો જેમ ખેલ કરે છે તેમ દરેક યોનીમાં ખેલ કરે છે ને તેમાં ભક્તિ કરીને ભગવાન પાસે મોજ માગે છે. પણ ભગવાન રાજી થતા નથી તેનું કારણ માયાને આધીન થકો, પૈસા, સ્ત્રીને છોકરાં માગે છે જેથી જન્મ ધરવો પડે છે. પણ જો મોજને ઇનામની આશા ન રાખતાં નિષ્કામ ભક્તિ કરે તો ભગવાન તુરત પોતાનું ધામ રૂપી ઇનામ આપે છે. ને પછી ભક્ત, એમ માગે છે કે હવે મારે ખેલ કરવા નથી તો તે જન્મ મરણથી રહીત થઇને ભગવાનના ધામને પામે છે.

## દયા ડાકણને ખાય.

એક પુરૂષ બહુ દયાળુ હતો. પોતાને રહેવાને માટે એક ઘાસની નાની ઝુંપડી હતી. ઠંડીના દિવસોમાં લોકો થંડીથી હેરાન થવા લાગ્યા એટલે પોતાને દયા આવવાથી ઝુંપડીનું ઘાસ હતું તે સળગાવીને બધા લોકોને તપાડયા, થોડા દિવસે ઝુંપડી ખલાસ થઈ ગઇ અને પોતાને રાંધવાનું કે સુવાનું ઠેકાણું રહ્યું નહિ, થોડા

વખતમાં વરસાદ આવવાથી તે મહાદુઃખી થયે', હવે ઉભું રહેવું કયાં તેનો વિચાર થઇ પડયો. પછી તેને ભરતજીની પેઠે વિજ્ઞાન થયું માટે મનુષ્યને અનુભવ વિના સિદ્ધ જ્ઞાન થતું નથી. બુરાનપુરમાં રામદાસ શેઠ હતા તેની પાસે રૂપિઆ પચીસ હજાર હતા તે લોકોને ધીરે, પણ દયા ખાઇને કોઇ પાસે ઉઘરાણી ન કરે તેમ કોર્ટમાં ફર્યાદ પણ ન કરે પછી તેના પૈસા લોકો ખાઇ ગયા ને તે નિર્ધન દશામાં આવી પડયા. માટે દયા કરવી, પણ એવી દયા ન કરવી કે "દયા ડાકણને ખાય." જુઓને ભરતજીએ મોટું રાજ્ય છોડયું ને એક મૃગના બચ્ચાને દયા કરવાથી ત્રણ જન્મે છુટકો થયો.

## સાધુ સ્વભાવ મુકાવે છે.

એક ગામમાં એક વઢકણી સ્ત્રી હતી તેને હમેશાં એક જણ સાથે કજીઓ કરવા જોઇએ! ગામમાં સર્વે સાથે કજીઓ કરીને એક દિવસ એક ગરીબ બાઇ સાથે તેને કજીઓ કરવાનો વખત આવ્યો. તે ગરીબ બાઇને ત્યાં સાધુઓ ઉતરેલા હતા તેથી તે બાઇએ હાથ જોડીને વિનયથી તે સાધુઓને કહ્યું કે મહારાજ આજ રસોઇ વહેલી કરી દેજો કારણકે આ ગામમાં એક વઢકણી સ્ત્રી છે તે આજરોજ આંહી વઢવા આવશે ત્યારે સાધુએ તે બાઇને કહ્યું કે તારે બોલવું નહિ. એટલે કજીઓ બંધ થઇ જશે. થોડીવાર પછી તે વઢકણી બાઇ લડવા આવી, તેણે બે કલાક સુધી ગાળો દીધી ને છેવટે સાધુને કહે કે હું હારી એમ કહી સાધુને ગાળો દેવા માંડી, પછી એની મેળે થાકી ગઇ. પછી સાધુએ એમ કહ્યું કે હારી ગઇ કે? ભુખીને ભુખી સાંજ સુધી ગાળો દીધા કરી, પછી તો મરણતોલ થઇ ગઇ, પછી બીજે દિવસે જીતવા માટે પુનઃ આવી ત્યારે સાધુએ સમજાવી કે આવો દાખડો વિના કારણે કરે છે. જો તું ભગવાન ભજે તો તારા જીવનું રૂડું થાય! પછી બાઇને જ્ઞાન થયું ને કહ્યું કે હવે નહિ વઢું. પછી સાધુના વચને તે વઢકણી સ્ત્રીએ પોતાનો મૂળ સ્વભાવ મુકી પ્રભુની ભક્તિ કરવા લાગી. માટે ખરા સાધુ પુરૂષો ખરાબ સ્વભાવ મુકાવે છે એ નિર્વિવાદ છે.

### વઢકણી બાઇ.

એક વઢકણી બાઈ હતી, તેને હમેશાં એક મનુષ્ય સાથે કજીઓ કરવા જોઇએ. તે બાઈએ ગામના સર્વે લોકોને બાઝીને જીતી લીધા પછી સામેના ગામમાં તેના જેવી એક બાઇ હતી તેની સાથે લડવાને માટે ઘરના રોટલા બાંધીને ગઇ. તે વખતે ગામના સઘળા લોકોએ કહ્યું કે તેને તું જીતીશ નહિ, કેમકે તેના ઘરમાં ઉમરો છે. તેણે એક વખત ડેસ વાગવાથી છ મહીના સુધી એ ઉમરાને ગાળો દીધી હતી પણ બોલ્યા વગર બંધ રહેતી નથી. માટે તારે જીતવા જવું હોય તો જા, આટલાં વચન સાંભળી તે બાઇએ સમજી વિચારી પોતાનો વઢવાડનો નઠારો સ્વભાવ પોતે મુકી દીધો ને મૌનપણું ધારણ કર્યું. એક તો સંત મળે તો સ્વભાવ મુકાય ને બીજું માથાનું મળે ત્યારે નઠારો સ્વભાવ એની મેળે મુકાઈ જાય છે.




### જ્ઞાન પ્રલય.

જ્ઞાન પ્રલય કરવો તેથી કોઇ મોટી વાત નથી, માટે જ્ઞાન પ્રલય કરવો, જેટલો જ્ઞાનપ્રલય કર્યો તેટલો માયાથી મુકાણો ને તેમ કર્યા વિના આ લોકની ખોટી મોટાઇ તો મળે પણ માયાથી મુકાય નહિ. જ્ઞાન પ્રલય તે શું ? કે જે પ્રકૃતિનું કાર્ય હૈયામાંથી કાઢી નાંખી બ્રહ્મરૂપ થવું.

### જગતને કોઇ જીતી શકે નહિ તે વિષે.

જગતને કોઇ નહિ જીતે, મન રાખો મજબુત—જગતની ટેક.
બહુ દયાથી કહે બીકણો, પ્રબળને ગણે પાપી;

નિરમાનીને કહે નમાલો, જુએને ગુણ માપી જગત.
વિશેષ બોલે કહે વાયડો, કમ બોલે તે કપટી;
ભોળા જનને મુરખ ગણે છે, એવી રીત ઉલટી—જગત.
સંતોષીને આળસુ, કવિને કહે કુડા;
પંડિત જનને લબાડ પરખે, રંડીબાજી છે રૂડા—જગત.
સત્ય બુદ્ધિથી સમજી ચાલો, વાત અન્યવામો;
સત્યતણો જય અંતે થાશે, પીંગળ સુખ પામો—જગત.

## જાતે કરવાનાં કાર્યો.

આ સંસારમાં જેઓને પરમાત્માએ શ્રીમાન્ બનાવ્યા છે તેઓ પોતાનું તમામ કાર્ય નોકર માર્ફત કરાવે છે. પણ પાંચ બાબતો તો અવશ્ય જાતે કર્યા વિના છુટકો જ નથી. (૧) દિશાએ જવું. (૨) જમવું. (૩) લઘુશંકા કરવા જવું. (પેશાબ કરવો). (૪) જળ પીવું. (૫) સુઇ જવું. એ પાંચ વાનાં ચક્રવૃત્તિ રાજા હોય તેને પણ પોતાના હાથે કરવાં પડે છે. પણ તે કાર્ય નોકરથી બનતું નથી માટે મુમુક્ષુ હોય તેણે નિષ્કામ ભકત થઇ સેવા પૂજાનું કાર્ય પોતાના હાથે કરી પરમાત્માને રાજી કરવા. કારણ આપ મુઆ વિના સ્વર્ગે કદી જવાતું નથી.

## ગુરૂ વિના જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

મનુષ્યને જ્યારે અવસ્થા થાય છે ત્યારે દાંત પડી જાય છે વાળ ધોળા થાય છે એવાં ચિન્હો દેખાવા માંડે ત્યારે સુજ્ઞ પુરૂષ હોય તે સત્વર ચેતી જાય છે કે હવે આ દેહ મૂકીને આ લોકનું રાજીનામું આપવું પડશે. પણ કેટલાક મનુષ્યને જ્ઞાન નથી તેથી મરણ સારૂં લાગતું નથી. પણ યાદ રાખજો કે આ દેહનું આયુષ્ય આવી રહેશે ત્યારે એક મીનીટ પણ આંઘી રહેવાશે નહિ. એ વાત નથી સમજાતી તેનું કારણ એટલું જ છે કે બાળપણું રમતમાં ગુમાવ્યું, જુવાનીમાં વિષય ભોગવ્યા ને વેપારધંધા કર્યા ને ઘડપણમાં શક્તિ હોય નહિ તેથી નવરો પડે ત્યારે કંટાળો આવે ને વહેવારનો

ફેર ચડી ગયો હોય તેના ખોટા મનસુબા કર્યા કરે કે રખેને આ છોકરાં વહેવાર બગાડી નાંખશે એવી ખોટી ચિંતા વિનાકારણે કર્યા કરે પણ જો જુવાન અવસ્થામાં સંતસમાગમ તથા સતશાસ્ત્રનો અભ્યાસ કર્યો હોય તો ઘડપણમાં એની મેળે નિવૃતિ આવે છે ને ભગવાન ભજવાનું બહુ જ સુખ આવે. પણ સારા ગુરૂ વિના એકદમ સર્વેને પોતાની મેળે જ્ઞાન તો કયાંથી થાય? જ્યારે ગુરૂ પાસેથી ઉપદેશ લે ને તે પ્રમાણે વર્તન રાખે ત્યારે જ સત્ય સુખનો માર્ગ જડે છે.

## જ્ઞાનાગ્નિ.

એક શ્રીમાન શેઠ બજારમાં જતા હશે ત્યાં લુહાર લોકોની દુકાનો પાસે કોઇ સાથે વાત કરવા ઉભા રહ્યા તેવામાં તેના ધોળા કોટ પર કોયલાનો કાળો ડાઘ પડયો. આથી શેઠને ભારે ક્રોધ ચડી આવ્યો અને કોયલાને ધોળા કરવાને માટે તે વિના સમજે પુરૂષાર્થ કરવા લાગ્યા. હજારો રૂપિઆનો સાબુ લાવી ગામના કોયલા ભેગા કરાવી મજુર માર્ફત ધોવરાવવા લાગ્યા. આથી તો ઉલટું મેલું પાણી થવાથી આખું ગામ કાળું થઇ પડયું તેવામાં એક સન્યાસી ત્યાં અચાનક આવી ચડયા. તેણે આ શ્રીમાનને કોયલાનો ધોળો રંગ કરવાને ઉપાય બતાવ્યો. તે એ હતો કે કોયલાના ઢગલામાં અગ્નિ લગાડવાથી કોયલા ધોળા થઇ જશે. તેજ પ્રમાણે જ્ઞાનાગ્નિથી આપણાં કર્મો શુદ્ધ થઈ જાય છે અને આપણે નિષ્પાપી થઇ જઇએ છીએ.





## પ્રભુની ભક્તિ ન કરે તેને કેવા જાણવા?

એક વખતે મોટા શહેરમાં એક મહાત્મા લોકો પાસે કથા કરી રહ્યા હતા તે વખતે વ્યાખ્યાનમાં એમ આવેલું હતું કે જે મનુષ્ય ભગવાન ભજતો નથી તેને મૃગલા તથા ગધેડા જેવો જાણવો એટલું જ નહિ પણ તેને વિષ્ટા અને પત્થર સમાન લેખવો. ત્યારે પ્રભુની કૃપાથી તે સભામાં એક મહાન યોગી બેઠા હતા તે બોલી ઉઠયા કે નહિ નહિ મહારાજ આપનું બોલવું હું યથાર્થ માનતો નથી કારણ કે.—

(૧) મૃગલાં તો ગુણ છે. જુઓને તેનું ચામડું નેત્ર ને પગલાં બહુ જ પવિત્ર ગણાય છે.અને મોટા યોગી મૃગચર્મ ઉપર બેસીને ભજન કરે છે માટે મનુષ્યને મૃગની તુલના કેમ દેવાય !

(૨) ગધેડું જો ડાબી દીશા તરફ ભુંકે તો માણસને શુકન થાય છે માટે તે પણ ઉપયોગી છે.

(૩) વિષ્ટા–તે અન્ન હતી. બે ઘડી મનુષ્યનો સત્સંગ થયો એટલે વિષ્ટા નામ પડયું. જુઓને અન્નથી મનુષ્યનો દેહ બંધાણો એટલે એ વિષ્ટા કેટલી ઉપયોગી છે. હજુ પણ ખેતરમાં ખાતર તરીકે તેનો ઉપયોગ કરવામાં આવે તો બેહદ ફાયદો થાય છે.

(૪) પત્થર એ બહુ જ ઉપયોગનો છે, તેને જગતમાં નિરૂપયોગી કહેવાય નહિ. જો મનુષ્ય પોતાનું સાર્થક ન કરે અને પરમાર્થ ન કરે તો તેને પત્થરથી પણ હલકો સમજવો.

## વિષય કેવા વહાલા છે?

કાઠિઆવાડના એક ગામમાં એક લુહાર રહેતો હતો તેને પોતાની સ્ત્રી ઉપર બહુ જ હેત હતું. એક વખતે તેની સ્ત્રીને તાવ આવવાથી આજારી પડી એટલે આ મૂર્ખ લુહારે મનમાં વિચાર

કર્યો કે આ તાવમાંથી મારી સ્ત્રી બચી શકશે નહિ અને મ્હારી સ્ત્રી મરી જશે તો મારા દિવસો કેમ જશે ? એમ ખોટી મુઝવણમાં અજ્ઞાનપણાથી મુઝાઇ પોતે પોતાની સ્ત્રી મર્યા પહેલાં ગામ બહાર એક વડલા નિચે ટંગાઇને મરી ગયો. જુઓ, આવા પણ જીવો જગતમાં પડયા છે. જો આવો સ્નેહ તેણે પ્રભુમાં રાખ્યો હોત તો તેનું કલ્યાણ થઇ જાત પણ વિષય એ એવા ખરાબ છે કે મનુષ્ય તેમાં સપડાણો એટલે નિકળવા પામતો જ નથી.

## શાસ્ત્રનાં વચન હમેશાં સંભારવાં.

બ્રહ્માનું સ્થાન લેવાને માટે એક જણ તપ કરતો હતો. તેને તપમાંથી પાડવા માટે બ્રહ્મા ત્યાં ગયા પણ તે જગ્યાએ હિરણ્યાક્ષનો પુત્ર બે અપ્સરા લઇને જતો હશે તે અપ્સરાઓ તિલોત્તમા અને ઉર્વશી બ્રહ્માને જોઇને મોહ પામી ગઈ. પછી બ્રહ્માને તે બે જણીઓ કહે કે અમારી સાથે વિહાર કરો ત્યારે બ્રહ્મા બોલ્યા ! અરે પુત્રીઓ ! ! તમે આ શું બોલો છો ? જેને મેં ઉત્પન્ન કર્યાં છે તેના સાથે વિહાર થાય કે ! તે તો મારાં બેટાબેટી કહેવાય ! તમે મ્હારી પુત્રીઓ છો. આટલું કહ્યા છતાં તે અપ્સરાઓને જ્ઞાન નહિ થતાં પોતે બ્રહ્માને રીસ કરી શ્રાપ દીધો કે "તું નારી પુત્રીના વાંસે દોડીશ." આ શ્રાપથી પણ બ્રહ્મા લેશમાત્ર ડગ્યા નહિ અને શ્રાપ અંગીકાર કર્યો. તેમ આપણને જ્યારે એવો આપતકાળ આવે તે વખતે શાસ્ત્રનાં વચન સંભારવાં જેથી બળ આવશે અને ભગવાન સહાય કરશે. જુઓને એક વખત નૃસિંહાનંદ સ્વામી એક શિવના દહેરામાં રાત્રીએ ધ્યાન કરતા હતા ત્યાં એક સ્ત્રીપુરૂષ ખોટા કામને માટે આવેલાં હતાં પણ સ્વામીના પ્રતાપથી આવેલા માણસનો કામ શાન્ત થઇ ગયો અને સ્ત્રીને કાઢી મુકી. એકલો પુરૂષ સ્વામી પાસે હાથ જોડીને બેઠો. પછી સ્વામી ધ્યાનમાંથી ઊઠયા અને વાતચીત કરી અને તેને સત્સંગી કર્યો. માટે જેને કલ્યાણનો ખપ હોય તેને આવા મહાપુરૂષોનાં વચનો બહુ જ અસર કરે છે અને પાપમાંથી

સત્વર બચી જાય છે. જ્યાં સત્પુરૂષનો સંગ મળવો દુર્લભ હોય ત્યાં સત્શાસ્ત્રનો અભ્યાસ અવસ્ય રાખવો. તેથી મનુષ્યને બેહદ લાભ થાય છે.

## આપણામાં કેટલું બધું અજ્ઞાન છે?

મયામાં વૃતિ ચોટે છે તે પહેલાં તો વૃતિ ઝીણા તંતુ જેવી હોય છે. પછી દોરડી જેવી થાય છે. પછી ત્રણ વળવાળી દોરડી જેને (વરત) કહે છે તેવી થાય છે. તેનો સુમાર રહેતો નથી. આતો દષ્ટાંત છે. તેનો સિદ્ધાંત એવો છે કે તૃષ્ણારૂપી દોરડી વધી જાય તેમાં ત્રણ (વળ) જે સ્ત્રી, પુત્ર ને ધન એ ત્રણ (વળ) સમજવા. તેના માટે ઉદ્યમ થાય છે તે જીવ ત્રપંખડો મુકતો નથી. દરીઆ કીનારાનો એક કાગડો એક ત્રણ પાંખવાળું ઝાડ હતું તેના ઉપર રહેતો હતો. પછી તે કોઇના સમાગમથી રસાળ પૃથ્વીપર આવી પડયો પણ તેને તે ફાવ્યું નહિ ને હમેશાં ઉદાસ રહેવા લાગ્યો એટલે તેને ત્રપંખડે ગયા વિના ચેન પડયું જ નહિ. આ પ્રમાણે આપણે સંત સમાગમ કરવા જઇએ પણ તે વખતે આપણને સ્ત્રી, પુત્ર ને ધનની જ વાત સારી લાગે છે. બીજી વાત કાગડાની જેમ મીઠી લાગતી નથી. જુઓને આપણે રાત દિવસ સ્ત્રીને પુત્રને ધન માટે ધંધા કરીએ છીએ પણ તેનાથી કાંઇ વૃતી ઓછી થાય નહિ. ઉલટી વધે છે. એ તો જ્યારે સંતસમાગમ કરીએ ત્યારે આપણા વહેવારના વિચારો મંદ પડે ને પ્રભુ સાંભરે. પ્રારબ્ધ પ્રમાણે જે થવાનું હોય તે થયા કરે છે પણ તેની ચિંતા ન કરે તો પરમાત્માના ભજનમાં જોડાય ને ત્યારે જ તૃષ્ણારૂપી દોરી તુટી જાય. જુઓને ચિત્રકેતુ રાજાએ સ્રીઓનો ત્યાગ કર્યો પણ માનરૂપી દોરડું વધી ગયું; તેમજ ભરતજીએ રાજ્યનો ત્યાગ કર્યો પણ મૃગલા સાથે સ્નેહ થયો તે સ્નેહરૂપી દોરડું વધી ગયું. માટે અખંડ સર્વકામને વિષે ભજન કરે તો જ ક્રોધ, લોભ, રસાસ્વાદ, સ્નેહ, માન એ પાંચ દોષ ઓછા થઇ જશે. એક વાણીઆએ પરણવા માટે તેના સસરાને રૂ. ૩૦૦૦)

આપ્યા હતા પણ આયુષ્યનું દોરડું અચાનક તુટી ગયું તેથી એ રૂપિયા ફોગટ તેના જતા રહ્યા. હવે જો એટલી રકમ દાન પુણ્યમાં ખર્ચી હોત તો કેટલું બધું ઉત્તમ કાર્ય બનત પણ એવી સમજણ સત પુરૂષ વિના કયાંથી આવે !

## સ્ત્રી ધનના ત્યાગીઓ.

એક ગામમાં કેટલાક સ્વામિનારાયણ સંપ્રદાયના હરીજનો રહેવા ગયા હતા પણ ત્યાં મંદીર નહોતું એટલે એક બાવાનું મંદીર હતું ત્યાં ઉતર્યા હતા. તેવામાં અચાનક તે ગામમાં એક સાધુનું મંડળ પણ આવી ચડયું તે પણ મંદિરમાં ઉતર્યા. આઠેક દિવસ મંદિરમાં રહે પણ આ બાવો તો ૭૨ અપલક્ષણવાળો હતો તેથી ઉદ્ધવ સંપ્રદાયના સાધુઓ સાથે તેને કેમ બને ? એટલે બાવાજી સાધુઓને કહેવા લાગ્યા કે તમારૂં બધું સારૂં છે પણ સ્ત્રી ધનથી તમો દુર રહ્યા છો તે અમોને પસંદ પડતું નથી. ત્યારે સાધુએ કહ્યું કે આ ઘોર કળીયુગમાં જો એટલું બંધન અમારા ગુરૂજીએ ન કરેલું હોય તો તમારા જેવી અમારી ગતી થાત. એટલે કહેવાનું એટલું જ કે ગાંજા, તમાકુ, પીને સ્ત્રીઓ સાથે છુટથી વહેવાર થાત ને એથી સાધુપણું રહી શકત નહિ. આટલી વાત સાંભળીને તે બાવાજી બીચારા ગાંજાની ભરેલી ચલમ નાંખી દઇ પોતાના પાપોનો પશ્ચાતાપ કરવા લાગ્યા.

## સહવાસ એ અનાદરનું કારણ છે.

આ જીવ માયા સાથે જોડાણો છે, તેણે કેટલાક અસંખ્ય જન્મો ધર્યા છે પણ અભાવ થયો નથી. તેનો હેતુ એટલો જ સમજવો જેમાં જેને સ્નેહ હોય તેમાં અનાદર થતો નથી પણ આદર થાય છે. જેમ દેહમાં સ્નેહ છે તેથી વિષય ભોગવવાની ઇચ્છા થાય છે પછી સ્ત્રીમાં સ્નેહ થઇ જાય છે, પછી પ્રજામાં સ્નેહ થઇ જાય છે, પછી ધનમાં સ્નેહ થઈ જાય છે. હવે જો આપણે આદરે સહીત

સંતસમાગમ કરીશું તો સંતમાં સ્નેહ થશે તેથી માયામાંથી સ્નેહ તુટવા માંડશે કારણકે

ચિતકી વૃત્તિ એક હે, સુઝં વહાં લગાવો;
કાંતો હરી ભજી લ્યો, કાંતો વિષય કમાઓ.




## મહાત્મા તુલસીદાસજીની ભવિષ્ય વાણી.

### રાગ—કનડો.

હો મન તું ધિરજ ન ધરેગો.

આ અવની પર નાથ નિરંતર, જુગ જુગ ભુકા ભાર હરેંગો,
હો મન- ૧.

ભુરે ભુરે માનસ શિરપર ટોપી, નરનારીકી ખબર ન પરેગો,
એસે કલીમે જલકે માનસ, સત વરસ અવની કોરાને કરેગો,
હો મન—૨.

ચાર હઝાર નવસેં કે ભીંતર, એસો એક જુગ ફીરેગો,
તેજ ત્રપણકો નાશ કરી કે, ધર્મ અવનિ પર ગવન પરેગો,
હો મન—૩.

તબ પુવમેં પુરન બ્રહ્મ પ્રગટી, હરિપ્રસાદ ઘેર જન્મ ધરેગો,
ઇંદ્રજીત બ્રાહ્મણકો પુત્ર જબ, દયા કરી હરિરાજ કરેગો,
હો મન—૪.

ઉત્તર દક્ષિણ પુર્વ, પશ્ચિમ, ચહુદિશ પ્રભુકો ચક્ર ફિરેગો,
એક સહસ્ત્ર સતજુગ વરતે, ધર્મકી રેખ જ્યું અડગ ધરેગો,
હો મન—૫.

બાજત તાલ મૃદંગ ઘરોઘર, પ્રગટ પનેકો પ્રસિદ્ધ પરેગો—
તુલસી દાસ રઘુવીર પ્રતાપે, એક દુષ્ટકો નાશ કરેગો,
હો મન—૬.

## મહાત્માની કાવ્ય પ્રસાદી.

હરિ ગુણ ગાતાં દુરીજનીયાનો:
ધડક મનમાં ન ધારીએ,
શિરને સાટે શ્વાસ ઉશ્વાસે;
સુંદર વર સંભારીએ,
જે સાચું સગપણ આદરે;
તેનો મુરખ માણુસ દ્રોહ કરે,
તે ઉલટો નિજ શિર ભાર ભરે—હરિ૦
જે સુરજ સામી રજ નાંખે;
તે ઉલટી આવી પડે આંખે—હરિ૦
રવિ રોપ રાગ મન નવ રાખે;
એમ સમજી મન દઢ રાખીએ,
મુખ કાયરતા નવ ભાખીએ;
જે તન પ્રભુ પર વારી નાંખીએ—હરિ૦
જે તન, મન, ધન હરિ ચરણે ધરે;
તેની સુંદર સ્યામ સહાય કરે,
કહે મુક્તાનંદ તે તારે ન તરે-હરિ૦

## ભગવાનમાં હેત કરવાની રીત.

(૧) ભગવાનનો મહીમા અતિશે જાણવો.
(૨) મોટા પુરૂષનો વિશ્વાસ સ્નેહપૂર્વક મન, ક્રમ, વચને કરવો.
(૩) હેતના કીર્તન ગાવાં ને સાંભળવા.
(૪) શ્રી હરિના લીલા ચરિત્ર કહેવાં ને સાંભળવાં.
(૫) અખંડ પ્રભુનું નામ સ્મરણ કરવું.

(૬) માયીક પંચ વિષય માત્રની ચિતમાંથી વાસના ટાળવી ને વિષયમાં દોષ, દુઃખ ને નાશવંતપણું જોવું.

(૭) સતશાસ્ત્રનો અભ્યાસ કરવો.

(૮) ભુંડા દેશ કાળાદિકનો ત્યાગ કરવો.

(૯) બ્રહ્મરૂપ થઇને નવધા ભક્તિ કરવી.

(૧૦) ઉત્તમ શ્રદ્ધા રાખવી.

(૧૧) ભગવાનનો વિશ્વાસ રાખવો.

(૧૨) સંતની સેવા મહિમાએ સહીત કરવી.

(૧૩) સર્વોપરી ભગવાનના સુખનો લોભ રાખવો.

(૧૪) લોભ, કામ, રસાસ્વાદ, સ્નેહ, માન એ પાંચ દોષોને જીતવા.

(૧૫) પ્રમાદ ને મોહ એ બે શત્રુને જીતવા.

(૧૬) સાધન માત્ર શ્રી હરીની પ્રસન્નતા અર્થે જ કરવા.

(૧૭) કલ્યાણને અર્થે ગરજુ થાવું.

(૧૮) સત્સંગનો પક્ષ માથા થકી અધિક રાખવો.

(૧૯) ભગવાનની મૂર્તિ, ભગવાનનું ધામ, ભગવાનના ભક્ત ને જીવાત્મા એ ચાર અવીનાશી છે.

(૨૦) આલોક, આલોકના ભોગ, આ દેહ, ને દેહના સંબંધી એ ચાર નાશવંત છે.

(૨૧) સવળો વિચાર કરવો, અવળા વિચારો છોડી દેવા.

(૨૨) રાગ દ્વેષાદિકથી રહિત થવું.

(૨૩) માંહેલા ને બહારના કુસંપનો ત્યાગ કરવો.

(૨૪) પુરૂષોત્તમના ભક્તનો મહિમા બહુ જાણવો.

(૨૫) નિવૃત્તિ પરાયણ થઇ પ્રભુનું ધ્યાન કરવું.

## સરળ ચિતવાળા યોગી.

એક શેઠે એક યોગીને પ્રસાદ લેવાને માટે નોતરૂં આપેલું હતું પણ તેની પરીક્ષા કરવાને માટે સાત વખત તે જ્યારે જમવા

પધારે ત્યારે ધક્કા મારી અપમાન કરે. જ્યારે આઠમી વખત જમવાને પધાર્યા ત્યારે દંડવ્રત પ્રણામ કરી તેમનું સન્નમાન કરી તેમને પ્રેમથી જમાડી કહેવા લાગ્યા મહારાજ! આપનામાં અનહદ ક્ષમા છે ને આપ બહુ જ શરમાળ છો. આપનામાં મહાન ગુણો સદા રહેલા છે. ત્યારે યોગીએ કહ્યું બચ્ચા! મનુષ્ય કરતાં કુતરામાં વિશેષ ગુણો છે તો આપણે મનુષ્ય જાત છીયે તો તેનાથી વિશેષ ગુણો મેળવવાની તીવ્ર ઇચ્છા રાખવી જોઇએ કેમકે આ શરીર તો નાશવંત છે, આજ છે તે કાલે નથી તેનાથી જ સત્કર્મ થાય તે સત્વર કરી લેવાની જરૂરીઆત છે; નહિ તો પછી ગયો વખત પુનઃ મનુષ્યને મળતો નથી.

## સમાન સ્થિતિવાળો યોગી.

એક યોગીને એક શ્રીમાને શિયાળામાં ઓઢવાને એક સુંદર સાલ આપી હતી તે સાલ તુરત એક ઠગ આવીને તેમના પાસેથી લઇ ગયો ત્યારે બંને જણને એમ કહ્યું "એસેહી કરતે રહો." એ શબ્દ સાંભળીને ઠગને આશ્ચર્ય લાગ્યું કે બંનેને સરખો આર્શિવાદ આ મહાત્માએ આપ્યો તેનું શું કારણ હશે? તેથી યોગીને તેણે પુછ્યું એટલે યોગીએ ઉત્તર આપ્યો મારે તો તમે બંને સરખા છો. મને જેણે સાલ આપી તેના ઉપર હર્ષ નથી ને તું તે સાલ લઇ ગયો તેનો મને શોક નથી. તમે "એ પ્રમાણે કરતા રહો" એટલે તમને તે પ્રમાણે ભગવાન ફળ આપનારા છે, મારે તેમાં લેવા કે દેવા નથી.

## પ્રહ્‌લાદજીની નૃસિંહજી પ્રત્યે સ્તુતિ.

હે ભગવાન! પંચ વિષયના જે ભોગ તેમાં મને લોભાવો માં. હું તો પંચ વિષયના સંગથી ભય પામ્યો છું અને તે વિષયને વિષે દોષ દૃષ્ટિયે કરીને વૈરાગ્યને પામ્યો છું. ને એ વિષય થકી મુકાવાને ઇચ્છું છું. વિષય તો સંસારના બીજરૂપ છે. ચોરાસી લાખ જાતના દેહને વિષે જન્મ મૃત્યુના પમાડનારા છે ને જીવના હૃદયને ગ્રંથીને પેઠે બાંધનારા છે. હે ભગવાન! તમારે તે ભક્તને પંચ

ભોગને વિષે પ્રવર્તાવવું ઘટે નહિ. તમે દયાળુ છો માટે પોતાના ભક્તનું અવળું થાય એવું તમે કરો જ નહિ. જે પંચ વિષય સંબંધી મનોરથને ઇચ્છે તે ભક્ત જ નથી ને વિષય સુખ આપે તે સ્વામી ન કહેવાય ! હે ભગવાન ! હું તમારી સેવા વિના બીજું કાંઇ ઈચ્છતો નથી. હું આપના પાસે એવો વર માગું છું કે મારા અંતઃકરણમાં કદી પણ પંચ વિષયની ઇચ્છા ઉપજે નહિ. હૃદયને વિષે પંચ વિષયના ભોગની ઇચ્છાને ઉપજવે કરીને જીવની ઇંદ્રિયો નાશ પામે છે તથા મન, પ્રાણ દેહ તથા સત્ય, ધર્મ, ધીરજ, બુદ્ધિ, શોભા, લજ્જા, તેજ, સ્મૃતિ એ નાશ પામે છે. હૃદયમાં વિષય ભોગની ઈચ્છા ઉપજે ત્યારે એ ઇંદ્રિયો આદિક સર્વે વિષયભોગના પ્રાપ્તીના જ તનમાં પ્રવર્તે તે નાશ થયાં જાણવાં ને તે વિષયભોગનો ત્યાગ કરીને તમારી ભક્તિને વિષે પ્રવૃતે ત્યારે તે સફળ થયા જાણવા. હે ભગવાન ! તમારો ભક્ત જ્યારે મનને વિષે પંચ વિષયના ભોગની ઇચ્છાનો ત્યાગ કરે છે ત્યારે જ ભગવદ્દભાવને અર્થે કલ્પાય છે તે તમારી સેવાને વિષે વર્તે છે તેથી દયાથી તમારા સાધર્મ્યપણાને પામે છે.

**સમય આવ્યો છે માટે પોતાનું હીત કરી લેવું.**

નરતન ભવતરન નાવદાવ દુર્લભ આવ્યો<br>
નયન શ્રવણ, નાશિકા; મુખ બહુ વીધીએ બનાવ્યો—નર.<br>
સદ્દગુરૂ શુભ કરનધાર હરિજન મન અતિ ઉદાર.<br>
વચન કહત વારવાર, પારહુ પમાયો— નર.<br>
જન્મ મરણ જકતજાળ, કરમ ભરમ કઠીન કામ,<br>
માધવ મેટત દયાળ, ભેટત મન ભાયો— નર.<br>
મનુષ્યતન મોક્ષદ્વાર, સમજત અસાર સાર,<br>
અંતર રહે પ્રભુ અપાર, પુરન સુખ પાયો— નર.<br>
રાજ, કાજ, લોકલાજ, સ્વપ્નજાની ધન સમાજ;<br>
દેવાનંદ દેખી આજ, ગોવિંદ ગુણ ગાયો— નર.

## પુલછાબ ૩૭ મી

### રામબાણ લાગ્યાં હોય તે જાણે.

પદ.

રામબાણ લાગ્યાં હોય તે જાણે.
બોલ્યા મુરખ મનમાં શું માણે. રામ.
ધ્રુવને લાગ્યાં, પ્રલ્હાદને લાગ્યાં, તો ઠરીને ન બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવને લાગ્યાં, એતો વેદ વચન પ્રમાણે. રામ.
મોરધ્વજ રાજાનું મન હરી લેવા, હરિ આવ્યા જે ટાણે;
લઈ કરવત મસ્તકપર મેલ્યું, ને પત્ની પુત્ર બેઉ તાણે. રામ.
મીરાંબાઇ પર ક્રોધ કરીને, રાણોજી ખગું જ તાણે;
વિખના પ્યાલા ગીરધરલાલે, આરોગ્યા અમૃતને ઠેકાણે. રામ.
નરસિંહ મેતાની હુંડી સ્વીકારી, ખેદભરે ખરે ટાણે;
આગળ સંત અનેક ઓધાર્યા એવું ધનો ભક્ત ઉર આણે. રામ.

### હરિનો માર્ગ શુરાનો છે.

પદ.

હરિનો મારગ છે શુરાનો, નહિ કાયરનું કામ જોને;
પ્રથમ પહેલું મસ્તક મુકી, વળતી લેવું નામ જોને. ૧
સુતવિત દારા શીશ સમરપે. તે પામે રસ પીવા જોને;
સિંધુ મધ્યે મોતી લેવા, માંહી પડયા મરજીવા જોને. ૨
મરણ આગળે ભરે મુકી, દિલની દુગ્ધા વામે જોને;
તીરે ઉભો જુવો તમાશો, તે કોડી નવ પામે જોને. ૩
પ્રેમ પંથ પાવકની જ્વાળા, ભાળી પાછા ભાગે જોને;
માંહી પડયા તે મહાસુખ માણે, દેખનહારા દાઝે જોને. ૪
માથા સાટે મોંઘી વસ્તુ, સાંપડવી નહિ સ્હેલ જોને;
મહાપદ પામ્યા તે મરજીવા, મુકી મનનો મેલ જોને. ૫

રામ અમલમાં રાતામાતા, પુરા પ્રેમી પરખે જોને;
પ્રિતમના સ્વામિની લીલા, તે રજની દીન દેખે જોને. ૬

## સારો સંગ છતાં સુધર્યો નહિ તેને સંગત શું કરે?

રાગ બાળાવરની પાલખી.

સંગત તેને શું કરે, જઇને દીએ કબુદ્ધિમાં કાન—સંગત. ટેક
મરી કપુર સૌ મેલાં રહે રે, નિરંતર એક વાસ;
તોએ તીખાસ તેની નવ ટળી, એની બુદ્ધિમાં ન
આવ્યો બરાસ.—સંગત ૧
ચંદન ભેળો રાત દિવસ વીંટીને રહેતો ભોયંગ;
તોય કંઠેથી ઝેર ના ગયું, એને ન આવી શીતલતા અંગ—સંગત ૨
ચાતો ખર એક બાંધીયોરે, રાજા તણી ઘોડાર;
બોલી ચાલી બદલી નહિ રે, ચંદી ખાતો તો હારોહાર.—સંગત ૩
રાણી દાસી ભેળાં રહેતાં, જમતાં કરી બહુ પ્રીત;
તોય દાસી સમજી નહિ રે, એને નાવી રાજકુલની રીત.—સંગત ૪
દાદુર રહેતો બાગમાં રે, નીત કમલની પાસ;
કલમલ કરતો કીચમાં રે, તેને ન આવ્યો કમલનો સુવાસ.
—સંગત ૫
પત્થર તો પાણીમાં રે, ઊંડો કરી નિવાસ;
પ્રીતમ કહે ટાંકણે તણખો જરે રે, તેને ન લાગ્યો
પાણીનો વાસ.—સંગત ૬

## પરનારી કેવી છે તે વિષે.

### દોહરો.

પરનારી ઝેરી છુરી, મત લગાવો અંગ;
દશ શીશ રાવણકે ગયે, ગયે પરનારીકે સંગ.

## સંત ધનંતર વૈદ્ય છે.

સંત ધનંતર વૈદ્ય સમજો સો રોગી જેઉ;
મુક્ત બનાવત તાઉકુ તેસો ઔષદ તેઉ.

ધનંતર વૈદ્ય પહેલી ફાકી આપે પછી ચાટવાનું આપે પછી નેપાળો જુલાબ આપે પછી રસાયન ખવરાવે એટલે રોગ જાય તેમ ફાકીને ઠેકાણે ધર્મ છે ને ચટાડવાને ઠેકાણે જ્ઞાન છે ને નેપાળાને ઠેકાણે વૈરાગ્ય છે ને મહાત્મસહિત ભક્તિ તે રસાયન છે. આ જન્મમરણ રોગ મટી જાય ને આત્યંતિક મોક્ષ થાય છે.

## પુસ્તકનો પ્રસંગ કેવો છે.

એક પંડિત કહે છે જે જે દિવસે હું પુસ્તક ન વાંચું તે દિવસે મારૂં માથું દુઃખી આવતું ને શરીર બેચેન રહેતું, એટલા માટે પુસ્તક વાંચવાની મારે ખાસ જરૂર પડી જેથી મારૂં દેહીક દુઃખ નાશ પામ્યું. પછી મને વિચાર થયો જે દેહીક દુઃખ નાશ પામ્યું તો મનનું દુઃખ નાશ કેમ ન પામે એમ જાણી મેં પુસ્તકોનો અભ્યાસ કર્યો જેથી મારે મિત્રની જરૂર પડી નથી. મિત્ર, મા, બાપ, ગુરૂ વિગેરે એ જ જે પુસ્તકોમાં ઉપદેશ મને મળ્યો ને પરમાત્માનું અવિનાશી જ્ઞાન પણ મને પુસ્તક માર્ફતે મળ્યું છે. માટે પુસ્તકનો પ્રસંગ મારા જીવનને ખાસ ઉપયોગી છે.

## ત્રણ પ્રકારનું તપ.

તપના ત્રણ પ્રકાર કરવામાં આવ્યા છે. (૧) કાયીક. (૨) વાચીક. (૩) માનસિક. મન, શરીર ને વાણી તેની વિગત નીચે પ્રમાણે છે,

(૧) કાયીક તપ (શરીર વડે થતું તપ)

(૧) દેવ, બ્રાહ્મણ, ગુરૂ, તત્વવેત વિગેરેની પૂજા કરવી.

(૨) પવિત્રતા. (શૌચવિધી સ્નાનાદિક ક્રિયા શુદ્ધ રાખવી.)

(૩) સરળતા. એક બીજા સાથે મળતાપણું રાખવું એટલે સ્નેહ રાખવો.

(૪) બ્રહ્મચર્ય. દેહે કરીને આઠે પ્રકારે સ્ત્રીનો ત્યાગ કરવો. હાથ ને પગે કરી કોઇ જીવ પ્રાણી માત્રને મારવો નહિ.

(૫) અહિંસા.

(૨) વાચીક તપ (વાણી વડે થતું તપ)

(૧) પ્રીય અને મધુર વાણી બોલવી, કઠોર વાણી બીજાને ખેદ થાય તેવી ન બોલવી.

(૨) સતશાસ્ત્રના શબ્દો બોલવા પણ ગ્રામ્ય વાર્તા ન બોલવી.

(૩) માનસિક તપ (મન વડે થતું તપ)

(૧) મનની પ્રસન્નતા.

(૨) કોમળતા.

(૩) મૌન (મનનો નિગ્રહ)

(૪) વ્યવહારમાં નિષ્કપટ વર્તન.

## દેહાભિમાન કયે ઠેકાણે ઓળખાય.

(૧) ભોજન સમે—સ્વાદિષ્ટ પદાર્થ મધુર મીઠા હોય તે વધુ ખવાય.

(૨) ભય આવે ત્યારે—કોલેરા, લડાઈ, દુષ્કાળ પડે ત્યારે.

(૩) સ્ત્રીઓ પડખે નીસરે ત્યારે—જોવાનો સંકલ્પ થાય ને વારેવારે સ્ત્રીના મોંઢા સામું જોવાય.

આ ત્રણ પ્રકારનો જે ત્યાગ કરે તેને જ્ઞાન સિદ્ધ થાય છે.

## વેગનો વિસ્તાર.

પ્રકાશનો વેગ—૧ લાખ ૮૦૦૦૦ મૈલ છે.

વિજળીનો વેગ—૨ લાખ ૮૮૦૦૦ મૈલ છે.

વિચાર (સંકલ્પનો વેગ) ૨૨ લાખ ૬૫ હજાર ૧૨૦ મૈલ છે.

આ વેગ બહાર જગતની અંદર વિસ્તારમાં છે તો આન્તર જગત (પિંડદેહ) માં કેટલો વધારે હશે તે જાણવા માટે વિજ્ઞાનવેતાઓ નથી જાણી શકતા તો અજ્ઞાની મનુષ્યો વિચારમુગ્ધ શું જાણી શકે? એટલા માટે દુઃખમય જીવન મહાપુરૂષોએ શાસ્ત્રોમાં કહેલું છે; તે સત્ય છે.




## ભવસાગરમાં સાચું સગું કોઇ નથી
### રાગ ભૈરવી.

મેં જોયું જગત જોઇ જોઇરે,
મારૂં મળ્યુ ના સંગી કોઇરે— મેં. ટેક.
મેં નીરખ્યા નિરમોહીરે,
કોઇ કોઇનું દીઠું ના કોઇરે— મેં જોયું. ૧
દુનીયામાં સર્વે છે સ્વાર્થનું સગું ભાઇરે,
તેને હમે કેમ રહીયે મોઇરે— મેં જોયું. ૨
માત તાત બેની સુત ભાઇને ભોજાઇરે,
પ્રભુ વિના સગું નહિ કોઇરે— મેં જોયું. ૩
દીનના દયાળ જ્યારે દર્શન દીધાં ત્યારે,
પુર્વનાં પાપ નાંખ્યા ધોઇરે— મેં જોયું. ૪
કહે દલપતરામ સાધુ સત્સંગ વિના
ભવસાગર જોયો મેં વલાઇરે— મેં જોયું. ૫

## મુરખ માયાની જાળમાં ફસાઇ રહે છે.
### (ગઝલ)

ગાફિલ તું શોચ મનમેં હરિનામ ક્યોં બિસારા,
સુનતા નહી બજે હૈ શિર કાલકા નગારા.— ગાફિલ-ટેક
જોબનભરી હૈ નારી, દિલકો લગે પિયારી,
જબ મૌતકી તૈયારી, તુઝસે કરે કિનારા.— ગાફિલ-૧
ઘર માલ ધન ખજાના, સંગમે કોઇ ન જાના,
ક્યોં દેખકે લુભાના, સબ જુઠ હૈ પસારા.— ગાફિલ-૨

સુંદર હૈ દેહ તેરી, હોવે ભસમકી ઢેરી,
પલગી લગે ન દેરી, બીરથા કરે બિચારા— ગાફિલ-૩
માયાકે જાલ માંહી, મુરખ રહા ફસાઇ,
બ્રહ્માનંદ મોક્ષ પાઇ, હરિ ચરણુકો સહારા.— ગાફિલ-૪

**પ્રભુના ભકતને શુળીનું દુઃખ હોય તે કાંટેથી જાય છે.**

મુક્ત કહે હરી ભકતકા, ટાલત પ્રભુ સબ ઘાત,
શુળી લખી લલાટમેં, કાંટેસે મીટ જાત.
સરપ સિંહ બીજુરી પડે, બુડ મરે જલ માંહી,
મુક્ત કહે હરી ભકતકું, મોક્ષકો સંશય નાહી.
મુકત કહે હરીવિમુખ નર, વિદ્યા પઢે અપાર,
જ્યું મીસરીકી છાંટકો, ખરપર ડારયો ભાર.
શેષ સહસ્ત્ર રટના રટે, નયેનયે જીનકે નામ;
સો પુની પાર ન પાવહી, એસે હરી ગુનગાન.
સુકે કાષ્ટમેં જીવકું, જલ પીવનકું દેત,
સોઇ વિશંભર મુકત કહે, સાર સબનકી લેત.

## નર્કના જીવો.

(યમપુરી ભોગવી આવેલા પુરૂષનું ચિન્હ નીચે પ્રમાણે હોય છે.)

(૧) બંધુવર્ગમાં કલેષ ઉપજાવ્યા કરે.
(૨) અખંડ રોગી રહે.
(૩) પાપકર્મ કર્યા કરે.
(૪) કડવી ઝેર જેવી વાણી બોલે.

## સ્વર્ગના જીવો.

(સ્વર્ગમાંથી આવેલા માણસોનાં ચિન્હો નીચે પ્રમાણે હોય છે.)

(૧) દાન, (સુપાત્રને દાન આપે છે.)
(૨) મધુર વાણી, અમૃત જેવી વાણી બોલે છે.
(૩) દેવતાનું પૂજન પ્રેમથી કરે છે.
(૪) બ્રાહ્મણ સાધુને પ્રસન્ન કરે છે.

## વૃથા કાળ ગુમાવવો નહિ.

### आयुक्षणलवमात्रं न लभ्यते, हेमकोटिभिक्वापि

એક ક્ષણ કે એક નિમિષ માત્ર પણ આયુષ્ય કરોડો સોના મોહોરો વડે પણ મળી શકતું નથી. તો ડાહ્યા પુરૂષો પોતાનું અમૂલ્ય આયુષ્ય વૃથા કેમ ગુમાવે અને સર્વ કાળને વિષે વ્યવહારની ક્રિયા થાય ને શ્વાસોશ્વાસ ભગવાનની સ્મૃતિ કરવી જેથી જન્મમરણરહીત થવાશે. માટે અભ્યાસ રાખવો કેમકે અભ્યાસથી સર્વે બને છે.

" કુવા ઉપરના કદણ જે, કાળા પાકા પાણ, દોરડીયે છેદાય છે એ લેવું એંધાણ" આ લોકમાં કાળ નામનો રસોયો સઘળાં જીવ પ્રાણી માત્રને બળાત્કારે ઝાલી ઝાલીને રાંધે છે. ને માસ તથા ૠતુઓ પ્રાણીઓને ફેરવવાનો તાવેતો છે. સૂર્યરૂપી અગ્નિ સળગાવેલો છે અને તે અગ્નિમાં રાત્રી અને દિવસ રૂપી કાષ્ટ જે લાકડાં નાંખ્યા કરે છે માટે નાશવંત આવો જે દેહ તે વડે કરીને આત્મ-રૂપ થઇ ભગવાનમાં જોડાવું પણ વૃથાકાળ ગુમાવવો નહિ.

## જ્ઞાન કરતાં ધ્યાનનું ફળ અધિક છે.

જ્ઞાનને ધ્યાનને એકતા છે. જ્ઞાન હોય તો ધ્યાન થાય. એકલું જ્ઞાન પણ નકામું છે, કારણ જે જ્ઞાન તો બ્રહ્મજ્ઞાનીઓ તથા પુરાણી શાસ્ત્રીઓ તે કરી શકે છે પણ કેવળ જ્ઞાનમાં ઇંદ્રિયો વશ થતી નથી પણ મોકળી થઇ જાય છે. માટે જ્ઞાન કરતાં ધ્યાનનું ફળ અધિક છે. તે વિષે ઉદ્દાલક ઋષિની વાત છે. તે હંમેશાં ધ્યાનમાં બેસતાં ત્યાં એક સ્ત્રી કચરો વાળી જાય તેથી તેને તે સ્ત્રી જોવાની ઇચ્છા થઇ ગઇ. તેથી એક દિવસ મોડા ધ્યાનમાં બેઠા પણ તે દિવસ તે બાઇ મોડી આવી. પછી ઋષિએ ધ્યાન મુકી દીધું ને તે બાઇને ઉપદેશ કરવા લાગી ગયા. તેમાંથી પરણવાની ઇચ્છા થઇ. તે પરણ્યા ખરા પણ અવળચંડી સ્ત્રી મળી તેથી કંટાળીને તેનો ત્યાગ કરી પુનઃ ધ્યાનમાં બેસવા લાગ્યા. એવી રીતે જ્ઞાન કરતાં ધ્યાનનું ફળ અધિક છે.

## વિષ ને વિષય.

એ બેમાં એક અક્ષર "ય" નો ફેર છે પણ વિષ ખાવાથી એક વખત માણસ મરી જાય છે, ને વિષય ભોગવવાથી અનંત વખત સુધી મર્યા કરે છે તો પણ છુટકો થતો નથી. અને તે જીવતો છતાં મરેલોજ જાણવો. કારણ કે માયીક વિષય ભોગવવામાં પોતાના સ્વરૂપનું જ્ઞાન ન થાય તેથી અનંત જન્મ મરણ થયા કરે ને ચોરાસી લાખ જાતના ફેરા ફરે. તેના જેવું દુઃખ આ દુનિયામાં એકે નથી. માટે તે દુઃખ ટાળવાને ભગવાનને ભજવા.

## અગિયાર લક્ષણો જેનામાં હોય તે પરમાત્માના સ્વરૂપને દેખે છે.

(૧) નિસ્પૃહ. (૨) નિત્ય સંતુષ્ટ, (૩) નિર્માન, (૪) નિરહંકાર, (૫) રાગદ્વેષ રહિત, (૬) શાન્ત, (૭) પક્ષપાત રહિત, (૮) જ્ઞાની, (૯) જીતેંદ્રિય, (૧૦) સંકલ્પ રહિત, (૧૧) ધ્યાન પરાયણ.

## આંધળો કોણ ?

એક સંતને ૪૦ વર્ષની ઉમ્મર સુધી કાંઈ પણ રોગ થયો નહોતો ને આંધળો થઇ ગયો. તેમ હરિજનો કથા સાંભળે, વાંચે ને વ્યવહારમાં દુઃખ છે એમ જાણે છતાં તો પણ વ્યવહારમાંથી પાછો હઠતો નથી ને વ્યવહાર ધમધોકાર ચલાવ્યા કરે છે તેને દેખતાં છતાં આંધળા સમજવા.

## ગરીબના બેલી ભગવાન.

ગરીબને કોઇ પણ જાતનું અભિમાન હોતું નથી ને શ્રીમંતને તો મદ, માન વિગેરે છેલ્લી અવસ્થામાં પણ કારણ દેહમાં રહી જાય છે. તેથી ધનવાળાને ભગવાન ભજવા દુર્લભ છે. પણ જો પૂર્વના પુણ્યનો બહુ યોગ હોય ને મોટા સંતનો રાજીપો મેળવ્યો હોય તો મોક્ષ થાય છે. પણ આ સંસારમાં એવા તો જવલ્લેજ જોવામાં આવ્યા હતા. હું જ્યારે કાઠિયાવાડમાં હતો ત્યારે એક ગુજરાતના રહીશ પાટીદાર મારી સાથે જુનાગઢ સ્વામી બાળમુકુંદાનંદના દર્શને આવ્યા હતા. તેને સ્વામી પાસે માગણી કરી કે આ લોકનું નશ્વર

સુખ જોઇએ છીએ ત્યારે સ્વામીએ કહ્યું કે, એ સુખમાં માલ નથી. ઉલટું તમોને વિઘ્નકરતા થઇ પડશે માટે ગરીબાઈમાં માલ છે. પણ તે ભક્ત આ વાતથી સંતોષ નહિ પામતાં તેને પુનઃ અરજ કરી કે સ્વામી ગમે તેમ થાય પણ આ લોકનું સુખ આપો. ત્યારે સ્વામીએ તેને આશિર્વાદ આપ્યો તેથી બીજેજ મહિને તે પૈસાદાર થયો પણ પૈસાદાર થતાંજ પુજા, સેવા, ને ભક્તિ મુકી દીધી. પછી મંદિરમાં તો આવે શેનો ! ધન મળવાથી તે વિષયનો રાગી થયો ને છ માસમાં દુઃખી થઈ મરી ગયો. કહેવાનું એટલું છે કે જેવી ગરીબાઇમાં મજાહ છે તેવી શ્રીમંતાઇમાં નથી. કારણ કે ગરીબના બેલી ભગવાન છે. ગરીબીમાંથી શ્રીમંતાઇ મળવાથી કોઇકજ સદ્‌બુદ્ધિ વાળા થાય છે ને સંત તથા ભગવાનનો મહિમા સમજે છે. નહિ તો ધનની સાથે સોળ અવગુણ આવીને ઉભા રહે છે. તેથી પોતે કોણ છે ? શા માટે આવ્યો છે ? ને અહિંથી એક દિવસે જવાનું છે તેનું ભાન સહિત પણ રહેતું નથી.




## રજ, તમ ને સત્વગુણનાં લક્ષણ.

### (૧) રજોગુણનાં લક્ષણ.

(૧) અસ્થિરતા—આજ વચન બોલે ને તુરત ફરી જાય. અબી બોલે ને અબી ફોક એટલે મનની સ્થિરતા નહિ.

(૨) ઉદારતા—કોઈ વખાણે એટલે રાજી થાય એટલે ખોટી ઉદારતા જણાવે.

(૩) સુખદુઃખનું સેવન—સુખદુઃખ સહન કરે પણ ટાળવાનો ઉપાય ન કરે.

(૪) ભેદ—પક્ષપાત રાખે, પુત્ર, સ્ત્રી સારાં ન હોય તો બીજા સાથે તકરારો કરે.

(૫) પુરૂપાતન—મેં મહેનત કરીને આ ધન ભેગું કર્યું છે એમ જે કહેવું તે.

(૬) કામ—સ્ત્રી ભોગવવાની ઇચ્છા મરણપર્યંત રહે.

(૭) મદ—આંધળો થઇ જાય, ગર્વિષ્ટ થઇ જાય.

(૮) મચ્છર—કોઇ લે ને દે તેમાં બળી મળનારો.

(૯) અતી વાદ કરવો—સાધારણ બાબતમાં બોલ બોલ કરીને સામાને હેરાન કરનારો.

## (૨) તમોગુણના લક્ષણ.

(૧) મોહ—દેહમાં અહંબુદ્ધિ-મારો દેહ, મારાં સગાં, મારૂં ઘર વિગેરે.

(૨) તમ—અંધકાર સ્વરૂપનું જ્ઞાન નહિ તે. (અપ્રકાશ)

(૩) મહામોહ—મળે તેમ ભોગની ઇચ્છા નવી નવી વધતી જાય.

(૪) તામિસ્ત્ર—ઇચ્છાનો પ્રતિઘાત થાય તે ક્રોધ.

(૫) અંધતામિસ્ત્ર—હાય હાય હું મરી ગયો, ધન નાશ થાય, બાયડી મરી જાય, છોકરો મરી જાય ત્યારે ત્યારે એમ બોલાય.

(૬) નિદ્રા—સુસુપ્તી અવસ્થામાં લીન થવું તે.

(૭) પ્રમાદ—ન કરવાનું થાય ને કરવાનું ન થાય તે.

(૮) આળસ—ઇંદ્રિયો અંતઃકરણ શિથીલ થઇ જાય એટલે તે પછી નિંદ્રા આવે.

## (3) સત્વગુણના લક્ષણ.

(૧) આનંદ—તત્વજ્ઞાન થવાનો અધિકાર થયો તેથી આનંદ રહ્યા કરે.

(૨) તપ—વિષયમાંથી વૃત્તિ પાછી વળી તે.

(૩) શાન્તિ—ક્રોધનો આવેશ જરા પણ આવે નહિ.

(૪) પ્રકાશ—જ્ઞાનયુક્ત જાણપણું રહે તે.

(૫) પુન્યશિલતા—પવિત્ર વિચારો અખંડ રહે તે.
(૬) સંતોષ—થોડા પદાર્થ મળે તેટલાથી સંતોષ રહે.
(૭) શ્રદ્ધા—ક્રિયા કરવામાં ઉત્સાહ અખંડ રહ્યા કરે છે.
(૮) આર્જવ—સુખદુઃખના બન્ને ભાવથી રહિત.
(૯) ત્યાગશિલતા—વૈરાગ્યવૃત્તિ જેવો વિચાર અખંડ રહ્યા કરે.
(૧૦) ઐશ્વર્ય—અંતઃકરણથી દબાય નહિ તેને દાબીને વરતે.

**નિયમ રાખવાથી નારાયણ પ્રસન્ન થાય છે.**

**દોહરા.**

જે જન શ્રવણે સાંભળી, કરશે તને તપાસ;
અંતર અરી ઓળખશે, થાશે હૃદય પ્રકાશ.
ફાટી દૃષ્ટિ ફેરવી, આણી વાળશે ઉર;
તેને સમુ સુઝશે, જાણો જન જરૂર.
બીજા કોટી ઉપાયથી, કેદી કાજ ન હોય;
શ્રી સહેજાનંદ શરણુવિના, કુશળ ન દીઠો કોય.

**ત્રણ પ્રકારનું શૌચ.**

(૧) દેહે કરીને પવિત્ર રહેવું.
(૨) અંતઃકરણમાં કામ ક્રોધનો સંકલ્પ ન થવા દેવો.
(૩) જીવમાં અવ્યક્ત રાગ છે તે ભગવાનનું ધ્યાન કરીને રાગ ટાળવો તે શૌચ સૌથી મોટું સમજવું.

**મનુષ્યના દેહે કરીને કયાં કયાં પાપો થાય છે.**

**( વાણીથી થતાં પાપો. )**

(૧) જુઠું બોલવું. (૨) ગાળ બોલવી, (૩) ઝેર જેવી કડવી વાણી બોલવી, (૪) માયીક પંચવિષયના સુખદુઃખને વાર્તાવિલાપ ગપ્પાં મારવાં તે વૃથા વાણી.

**( મનથી થતાં પાપો. )**

(૧) બીજાનું ભુંડું ઇચ્છવું, (૨) પરસ્ત્રીની ઇચ્છા કરવી. (૩) પરદ્રવ્યની ઈચ્છા કરવી.

## (દેહથી થતાં પાપો.)

(૧) બીજાને મારવો. (૨) ચીજ ચોરી લેવી, (૩) વ્યભિચાર કરવો.

## ઉદ્ધવ સંપ્રદાયના મુખ્ય નિયમો.

(૧) દારૂ (૨) માટી (૩) ચોરી (૪) અવેરી (૫) વટલવું નહિ ને વટલાવવું નહિ. આ પાંચ નિયમો મુખ્ય કરીને પાળવા જોઇએ. સત્પુરૂષો પણ આ પાંચ નિયમ રાખવાનું શરૂઆતમાં ઉદ્ધવ સંપ્રદાયમાં દાખલ થનાર હરી ભક્તને કહે છે. હવે એ પાંચ નિયમ તો બહારથી પાળવાના છે પણ અંતઃકરણમાં તેની સમજણ નિચે પ્રમાણે રાખવાની કહી છે.

(૧) દારૂ—અહંકાર યુક્ત વરતાય તે દારૂ બરોબર સમજવાનું છે. તમો ગુણ વૃત્તિથી કોઇનો ખરો મહિમા સમજાતો નથી.

(૨) માટી—ભગવાનને ધરાવ્યા વગર જે વસ્તુ ખાય તે માંસ સમાન છે માટે દરેક વસ્તુ ધરાવીને ખાવી.

(૩) ચોરી—સંત આગળ કપટથી વર્તવું ને નિષ્કપટી ન થવાય તે ચોરી.

(૪) અવેરી—સ્વામિનારાયણના ચરણાર્વિંદ વિના બીજે પ્રીતી રહે તે અવેરી (વ્યભિચારી ભકિત)

(૫) વટલવું નહિ ને વટલાવવું નહિ—એકાંતિકના ધર્મમાંથી પડવું ને બીજાને પાડવું તે.

## ચાર પ્રકારના પ્રલય.

(૧) નિત્ય પ્રલય—દેહના અવયવો ચંચળ થઇને વારંવાર ઉડે તેને જો દબાવાય તો નિત્ય પ્રલય થયો જાણવો. તે આત્મનિષ્ટા પ્રધાન હોય તો થાય છે.

(૨) નૈમિતિક પ્રલય—ચાલવાનું મન થાય તો ચાલવું નહિ, આસન સિદ્ધ કરવું, જોવાનું મન થાય તો જોવું નહિ આંખો મીચી દેવી. ખાવાનું મન થાય તો હાથે કરીને મોંમાં મુકવું નહિ.

પ્રાકૃત પ્રલય—દરિઆમાં મોજાં ઉછળે છે અને દરિઆમાં જ સમાય છે પણ ઘડીવાર પણ ધીમાં પડતાં નથી તેમ અંતઃકરણમાં સંકલ્પ ઉઠે અને વિરમે તેને દબાવવા તેનું નામ પ્રાકૃત પ્રલય જાણવો.

આત્યંતિક પ્રલય—સંકલ્પ ઉઠવાનું મુળ નથી તેમ જેને કારણ-દેહ પ્રભુના ધ્યાન અને આજ્ઞાથી દગ્ધ થયું છે ત્યારપછી સ્મૃતિનું સુખ આવે છે અને આ દેહરૂપ (પીંડબ્રહ્માંડનો પ્રલય) થયો જાણવો તેને આત્યંતિક પ્રલય કહે છે.

## બોલી ઉપરથી પરીક્ષા થાય છે.

એક આંધળો માણસ હતો. એક મોટો રાજ્યમાર્ગ હતો ને તે જગ્યોએ એક મોટું ઝાડ હતું ને ત્યાં એક જળાશય પણ હતું. સુરદાસજી તે ઝાડપર બેસી ભગવત્ ગુણના ગાયનો કરી રહ્યા હતા. તેવામાં ત્યાં થઇને રાજાનું લસ્કર નીકળ્યું તેમાં પહેલાં તે રાજાના ગોલા ને સિપાઇઓ વીગેરે નીચ માણસો આગળ ચાલતા હતા, ને તેઓ તે ઝાડ તળે આવીને બેઠા એટલે પેલો ગાયન કરનાર સુરદાસ હતો તેને તે લોકોએ જોયો એટલે એક જણ બોલ્યો કે અલ્યા આંધળા તું બહુ સારૂં ગાયન ગાય છે તે હેઠે ઉતર ને અમારી આગળ ગા એમ કહ્યું તોપણ તે ન ઉતર્યો. ત્યારપછી તે રાજાના કારભારીઓ ને દીવાન આવ્યા. તેણે પણ તેને જોયો ને કહ્યું કે સુરદાસ હેઠે ઉતરો ને પછી ગાયન કરો તોપણ તે ન ઉતર્યો. ત્યારપછી રાજા આવ્યો તે રાજાએ કહ્યું કે સુરદાસજી હેઠળ પધારો ને તમે બહુ સારા છો માટે બે ઘડી હરીચર્ચા સંભળાવો. ત્યારે તે સુરદાસ કહે કે હા રાજા સાહેબ આવું છું. એમ કહી હેઠે આવીને સલામ કરી એટલે રાજાએ પૂછયું કે તમારી આંખ્યે દેખાય છે? ત્યારે તે કહે નથી દેખાતું. ત્યારે રાજા કહે કે તમે શી રીતે ઓળખ્યા કે આ રાજા છે. ત્યારે તે સુરદાસ કહે કે આગળ તમારા ગોલા વિગેરે આવી ગયા તેમણે મને એમ કહ્યું કે, અલ્યા આંધળા હેઠળ ઉતર. ત્યારપછી દીવાનજી વિગેરે ગયા તેમણે કહ્યું કે સુરદાસ હેઠે ઉતરો ને તમોએ કહ્યું કે સુરદાસજી હેઠળ પધારો. એ ત્રણ

પ્રકારની બોલીમાં ફેર પડયો કે નહિ તે જુઓ! જેવો માણસ હોય તેવી બોલી બોલે. માટે મેં બોલી ઉપરથી પરીક્ષા કરી તે વાત શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.

**वचनं शास्त्रपरीक्षा शूरपरीक्षारणांगणे भवति ।**
**आपद्दि मित्रपरीक्षा स्त्रीपरीक्षा धनक्षये पुंसी ॥**

અર્થ—આ શ્લોકનો અર્થ એ છે જે વચન બોલવાથી પંડિતપણું અથવા મૂર્ખપણું માલમ પડે છે ને રણસંગ્રામમાં લડવા સમે શુરવીર હોય તે ઓળખાય છે ને આપતકાળ આવે ત્યારે મિત્ર હોય તે ઓળખાય ને ધનનો નાશ થઇ જાય દળદર આવે ત્યારે સ્ત્રીની પરીક્ષા થાય છે. માટે હે રાજા મેં વચન ઉપરથી પરીક્ષા કરી છે. કાંઇ સજ્જન મનુષ્યના હાથમાં પદમ હોતું નથી તેમ મૂર્ખને માથે શીંગડાં હોતાં નથી એ તો વચન બોલે તે ઉપરથી તેની પરીક્ષા સત્વર થઇ શકે છે.

## ભુલી જા મા.

ભુલેમાં રે ભુલેમાં રે આવું અંગ ભાળી, દેશે બાળી ભાઇ.
ભુલેમાં રે ભુલેમાં રે તન નથી તારૂં, માને મારૂં રે ભાઇ—૧
ભુલેમાં રે ભુલેમાં રે દેખી દેહ રૂડી, છે જો કુડી રે ભાઇ—૨
ભુલેમાં રે ભુલમાં રે દેહ દેશે દાટી, થાશે માટી રે ભાઇ—૩
ભુલેમાં રે ભુલેમાં રે દેખી દેહ સારી, જો વિચારી રે ભાઇ—૪
ભુલેમાં રે ભુલેમાં કહે નિષ્કુળાનંદ, સ્વામી સુખકંદ રે ભાઇ—૫

## સાચા શુરવીરો.

પેટ કટારી પેરીને સનમુખ ચાલ્યા,
પાછા ન વળે રે કોઇના તે ન રહે ઝાલ્યા. ૧
સામા સામા ઉંડે ભાલાં અણીયાળાં,
તે અવસરમાં રે રહે રાજી તે મતવાલા. ૨
સાચા શૂરા રે જેના વેરી ઘાવ વખાણે,
જીવિત જુઠું રે મરવું તે મંગળ જાણે. ૩

તેની પેરે રે હરિજન પણ જોઇએ તીખા,
અંતર શત્રુને લાગે અતિવજ્ર સરીખા. ૪
માથું જાતાંરે મુખનું પાણી નવ જાવે;
બ્રહ્માનંદ કહેરે એવા સંત હરિ મન ભાવે. ૫

## નિષ્કામ ભક્તિ કરવી એજ સર્વે શાસ્ત્રનો સિદ્ધાંત છે.

એક રાજા વૃદ્ધાવસ્થામાં પોતાના પુત્રને રાજગાદી સોંપી પોતે વનમાં તપ કરવા ગયો હતો. તેને એક બીજો તપસ્વી મળ્યો, તે બંને જણ ગંગાને કિનારે એક મોટો ઋષિનો આશ્રમ હતો ત્યાં રહેતા હતા. કેટલાક દિવસો ગયા પછી રાજાએ પેલા બીજા તપસ્વીને પૂછ્યું કે તમે શી ઇચ્છાએ કરીને તપ કરો છો? ત્યારે તપસ્વી બોલ્યો, કે મારે તો રાજ્ય જોઇએ છીએ, માટે તપ કરૂં છું. તે સાંભળી તપસ્વી થએલો રાજા બોલ્યો કે તું મહાન દાખડો કરીને અલ્પ ફળની ઇચ્છા કરે છે, કેની પેઠે તો કે કોઈ એક બાવો એક ગામમાં રહેતો હતો, તે એક ભાગોળમાં છાણ મેળવતો હતો, તેવામાં રાજાની સ્વારી આવી તેને જોઇને કોઇક માણસે કહ્યું કે સાધુરામ છાણ ભેગું કર્યા કરો છો તે કરતાં રાજાની આગળ જઇને ઉભા રહો અને રાજા તમને કહે કે માગો, ત્યારે તમે માગી લેજો, રાજા ખુશી થશે તો તમને જે જોઇતું હશે તે આપશે. તે સાંભળીને તે બાવો રાજાની સામો જઇને ઉભો રહ્યો એટલે તે રાજા હાથીને હોદ્દે બેઠાં બેઠાં સલામ કરીને રાજા બોલ્યો કે બાવા, મહારાજ, કુછ જોઇતા હોય તો માંગો. એટલે બાવાજી બોલ્યા કે સાલી રંડીયું ચારે ભાગોળનું છાણ લઇ જાય છે તે હું એકલો લઉં એમ કહ્યું એટલે તે રાજાએ તેમને હુકમ કરી દીધો. આજ રીતે તું પણ તપ કરીને છાણ શા સારૂ માગે છે! એમ કહી કહ્યું કે લે હું તને ચીઠી કરી આપું. તેણે કરીને એક રાજા મારો શિષ્ય છે તે તને અડધું રાજ્ય આપશે. પણ રાજગાદીને પામીને તુરત આવો ને આવો વેશ રાખી તું મને મળી જજે. આટલું વચન મારૂં જરૂર માનજે એમ

કહ્યું એટલે તે તપસ્વી રાજી થયો ને ચીઠી લઇને ચાલ્યો. તે માર્ગ પુછતો પુછતો થોડાક દિવસમાં તે રાજાની પાસે પહોંચી ગયો ને જઇને તે રાજાને પેલી ચીઠી આપી. તેને વાંચીને પેલા રાજાએ વિચાર કરી જોયું ત્યાં તો પોતાના બાપના હાથની ચીઠી તેના જાણવામાં આવી. શાથી કે તેમાં મુદ્દાની નિશાનીઓ આપેલી હતી તેથી તેને ખબર પડી. ત્યારપછી તે રાજાએ તેને અડધું રાજ્ય આપી ગાદીએ બેસાડી તેની દુવાઇ અડધા રાજ્યમાં ફેરવાવી ને ભારે ભારે વસ્ત્ર, ઘરેણાં તથા છત્રચમર વિગેરે ઘણીક પ્રકારની સાહેબીઓ ભોગવવા લાગ્યો. ત્યારપછી પેલા તપસ્વીની વાત યાદ આવી તેથી તેણે મનમાં એમ ધાર્યું કે ગમે તેમ થાય પણ નક્કી મારે તે તપસ્વી પાસે જઈ આવવું. કારણકે આખો જન્મારો તપ કરીને બીજે જન્મે જો રાજ્ય મળનારૂં હોય તો મળત પણ તેનો કાંઇ નિરધાર નહોતો ને આ તો એ તપસ્વીના વચનથી રાજ્ય મળ્યું છે તો હવે એનું વચન કેમ લોપાય, એમ ધારી ત્યાં જવાનો મનસુબો કરવા લાગ્યો. પણ લાજ આવી શાથી કે રાજા થઈને પાછો ઋષિનો વેષ લેવો તે કેમ થાય! માટે નક્કી કર્યું કે રાત્રે કોઇ ન જુએ તેમ રાજ્યમાંથી નિકળી જવું. આ રીતે વિચાર કરીને રાત્રે પોતાના દરબારમાંથી નિકળીને ચાલ્યો તે ગામને દરવાજે આવ્યો ત્યાં તો પોતાનો દિવાન બળતી મશાલે ગામડામાંથી પાંચ પચીસ માણસો સાથે આવતો જોઇને એમ ધાર્યું કે જો મને ઓળખશે તો મારી લાજ જશે. આવું વિચારીને દરવાજાની પાસે એક મોટી ખાઇ ખોદેલી હતી તેમાં એક પાસે લોકોએ ગોરમટી ખોદી ઉંડી આડી બખોલ પાડી હતી તેમાં જઇ તે સંતાઇ ગયો. તેવામાં એક ઉંટ મરી ગયેલો હતો તેને નીચ લોકો તાણી લાવી તે બખોલમાં નાંખ્યો તેથી તે બખોલના મોઢા ઉપર ઢાંકણું દેવાઇ ગયું ને રાજા માંહી રહી ગયો એટલે બુમો પાડવા મંડયો પણ નબળી જગ્યોએ કોણ હોય કે તે બુમ સાંભળે. ત્યારપછી તે ઉંટને રાત્રે શિયાળીઆં તથા

કુતરાંએ મળીને ફાડવા માંડયું ને અંદરથી સડવા માંડયું તેથી ગંધથી માથું ફાટી જાય તેવું હતું તે સર્વે તે રાજા બનેલા તપસ્વીએ સહન કરી. આ રીતે દશ બાર દહાડા કાઢયા પછી તેમાં થોડુંક બાકું પડયું તે પોલમાં થઇને પેલો રાજા બહાર આવ્યો ને આશ્રમમાં જઇને પેલા તપસ્વીને મળ્યો. ત્યારે તેણે પૂછયું કે મારા શિષ્યે તમને રાજ્ય આપ્યું કે ન આપ્યું તેની હકીકત કહો. ત્યારે તેને સર્વ વાત માંડીને કહી ને વળી એમ કહ્યું કે બાર દિવસ મેં રાજ્ય કર્યું તો તેર દિવસ નર્ક ભોગવવું પડયું. હવે મારે રાજ્ય કરવું નથી. ત્યારે તપસ્વી કહે કારણ શું? ત્યારે તેણે કહ્યું કે થોડાકમાં આટલું દુ:ખ પડયું તો જે આખો જન્મારો રાજ્ય કરશે તેને કેવા પ્રકારનાં દુ:ખો આવી પડશે તે સમજાતું નથી. માટે શાસ્ત્રમાં કહ્યું છે કે રાજેશ્રી તે નરકેશ્વરી એ ખરૂં છે. માટે મારે તો પ્રભુની નિષ્કામ ભક્તિ જ કરવી છે. કારણકે નિષ્કામ ભક્તિ વિના સત્ય સુખ પ્રાપ્ત થતું નથી. તેઓ આશા રાખી ભક્તિ કરે છે તે વૃથા છે. ગીતાજીમાં પણ શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે કે નિષ્કામ ભક્તિ સર્વથી ઉત્તમ છે.



## ફુલછાબ ૪૦ મી

### શુકદેવજીના ગુરૂ રાજા જનક કેમ કહેવાયા?

જનક રાજાના દરબારમાં જે કોઈ સાધુ સન્યાસી આવે તેની આસનાવાસના કરી તેને જેટલા દિવસ રહેવું હોય તેટલા દિવસ પ્રેમથી રાખે ને પછી તેને ભાગોળ સુધી પોતે વળાવવા જાય. ભાગોળે જઇને પ્રશ્ન પુછે કે "હું રાજ્ય કરૂં ને નિર્બંધ રહું" એવો ઉપાય બતાવે. એ પ્રશ્નનો ઉત્તર ન થાય એટલે ધોલ મારી અપમાન કરતા. એવામાં ફરતા ફરતા તેના રાજ્યમાં શુકદેવજી આવ્યા. ત્યારે જનક-રાજાએ તેમને કહેવરાવી દીધું કે માયા મુકીને આવો. ત્યાર પછી

શુકદેવજી લાકડી, તુંબડી નાંખી દઇને આવ્યા એટલે રાજાએ સન્માન કરી આસને પધરાવી પુજા કરી ત્યારપછી જમવા બેસાડયા. તે જમવાની જગ્યાએ શુકદેવજી બેઠા હતા તેના મસ્તક ઉપર જબરી પથરની શીલા ટાંગી હતી તે શુકદેવજીના જોવામાં આવી તે જાણે કે હમણાં પડશે કે શું ? એમ પાતળી દોરડી હમણાં તુટે હમણાં તુટે એમ દેખાવા લાગ્યું તેથી તે જમ્યા પણ સ્વાદ કુસ્વાદ કાંઇ માલમ ન પડયું. જમ્યા પછી રાજા શુકદેવજીની પાસે આવીને પૂછે છે કે, મહારાજ દાળ, શાક જમવાની રસોઈ સારી સ્વાદિષ્ટ હતી કે નહિ ? ત્યારે શુકદેવજી બોલ્યા કે, મને તો કશી ખબર ન રહી. ત્યારે રાજા બોલ્યા કે, શા કારણ માટે ખબર ન રહી. ત્યારે શુકદેવજી બોલ્યા કે પેલો પત્થર માથા ઉપર લટકતો હતો તેથી મનમાં ચિંતા થઇ, તેથી ખબર ન પડી. ત્યારે રાજા બોલ્યો કે તમે કહેતા હતા કે હું માયા મુકીને આવ્યો છું. તે મરવાની ચિંતા તો રહી. દેહમાં આસક્તિ એજ માયા છે એમ કહ્યું. એટલે શુકદેવજી વિચાર કરવા લાગ્યા કે, ઓહો, આવા જ્ઞાનિ. તે ઉપરથી પોતે જનક રાજાને ગુરૂ માન્યા હતા.

## પેંગડે પગ ને બ્રહ્મ ઉપદેશ.

જનક રાજા શુકદેવજીને ભાગોળે મૂકવા ગયા, તે વખતે પ્રશ્ન કર્યો કે " રાજ્ય કરૂં ને નિર્બંધ રહું ", એવો ઉપાય બતાવો, ત્યારે શુકદેવજી કહે કે પેંગડે પગ ને બ્રહ્મ ઉપદેશ ન હોય ! ત્યારે રાજા કહે તમે કહો તેમ કરૂં, ત્યારે શુકદેવજી કહે કે ચાલો મારી સાથે, ત્યારે જનક રાજાએ હા પાડી, શુકદેવજીની સાથે ગયા. તે ફરતા ફરતા કોઇક દેશમાં એક રાજાનું રાજય આવ્યું. તે રાજાના શહેરની ભાગોળે મુકામ કરી ઉતર્યા. તે રાજાએ એવું પણ કરેલું કે-અર્ધો ગાઉ લાંબી લાકડાની ચેહ રચીને સળગે એટલે તેમાં જઇને પાછો આવે એવો પુરૂષ હોય તેને મારી કન્યા પરણાવું, એવી પ્રતિજ્ઞા કરેલી. તે રાજાની કન્યા પણ વધારે સમયથી કુંવારી હતી.

રાજા પણ તે કારણે ચિંતાવાન હતો. તે રાજા શુકદેવજી ને જનક રાજા જ્યાં ઉતર્યા હતા ત્યાં આવ્યો ને વિનય કરી દંડવત્ કરી પગે લાગ્યો એટલે ત્રિકાળ દર્શી એવા શુકદેવજી રાજાની દીલગીરી જાણીને બોલ્યા કે—રાજા બહાદુર કેમ ઉદાસ છો ? એટલે તે રાજા બોલ્યો કે આવી રીતની મારી પ્રતિજ્ઞા છે તે પ્રતિજ્ઞા કોઈએ પુરી કરી નહિ તેથી જગતમાં મારી અપકીર્તિ થાય છે ને મારી કન્યાને પણ કન્યાકાળ વીતી ગયો તે પણ બહુ ચિંતા થાય છે. તે સાંભળીને શુકદેવજી કહે કે ઈશ્વર કૃપાએ થઈ તમારો ધાર્યો સંકલ્પ છે તે મટાડી સુખીઆ થાઓ ને તે ચિતા સળગાવો. એમ કહી તે લાકડાં સળગાવરાવ્યાં. પછી શુકદેવજી ચાખડીએ ચડીને હાથમાં જપમાળા લઇ ભગવાનની મૂર્તિ હૃદયમાં ધારીને પેલી ઝળઝળ લાગતી ચિતામાં પારોપાર જઇ આવ્યા, પણ અગ્નિનો એક રેખ પણ લાગ્યો નહિ. ત્યારપછી પેલો રાજા ખુશી થયો ને પેલી કન્યા શુકદેવજીને પરણાવવા પ્રાર્થના કરી ત્યારે શુકદેવજી બોલ્યા કે હું તો ત્યાગી છું ને તારી કન્યાને મારે વચને આ જનક રાજાને પરણાવ. ત્યારે તે રાજાએ તેમજ કર્યું. ત્યારપછી શુકદેવજીએ જનક રાજાને કહ્યું કે આ અગ્નિમાં પેશીને હું જેમ પાછો નીકળ્યો તેમ આ સંસાર અગ્નિરૂપ છે તે જ્યાં ત્યાંથી બાળે છે માટે અહંમમત્વનો ત્યાગ કરી આત્મરૂપ થઇશ તો જેમ મને અગ્નિ ન નડ્યો તેમ તને સંસાર બાધ કરી નહિ શકે. એ રીતે જનક રાજાને શુકદેવજીએ કહ્યું એટલે જનક રાજાએ સત્ય માનીને નમસ્કાર કર્યો. ત્યારપછી શુકદેવજીએ આજ્ઞા કરી કે હવે તમે તમારા સ્વસ્થાનમાં જાઓ. એમ આજ્ઞા કરી શુકદેવજી ત્યાંથી ચાલતા થયા ને જનક રાજા પોતાની રાજધાની જે મીથીલા નગરી, ત્યાં આવ્યા.

## ભોજ રાજા અને કાલીદાસ પંડિત.

એક દિવસ ભોજ રાજા પોતાની સભામાં બેઠા હતા. ત્યાં એક માખી આવીને હાથ ઘસવા લાગી તે જોઇને ભોજ રાજાએ

કાલીદાસ પંડીતને તેનું કારણ પૂછયું કે આ માખી દરરોજ મારા સન્મુખ સભામાં આવી હાથ ઘસે છે તેનું શું કારણ હશે ? ત્યારે તેનો ઉત્તર કાલિદાસ પંડિતે રાજા ભોજને તુરત આપ્યો કે, હે ભોજ અધન જે કોઇ નિર્ધન તેને તું ધન આપ કારણ કે સુકૃતિ પુરૂષોનું એજ કર્તવ્ય છે; કારણકે કર્ણ, બળી, અને વિક્રમાદિત રાજાઓએ દાન આપેલાં તેણે કરીને અદ્યાપિ સુધી આ જગતમાં તેની કીર્તિ ગણાય છે ને અમોએ તો ઘણા કાળથી સંઘરી મુકેલું મધ તેને વાઘરી લઇ ગયો પણ અમારાથી દાન ન કરાયું તેમ ઉપયોગ પણ ન થઇ શકયો તેથી હાથ ઘસવા પડે છે. તેમ જ તમે જ્યારે આ દેહ છોડીને જશો ત્યારે હાથ ઘસતા જશો, માટે કાંઇ દાન પુણ્ય કરો એમ આ માખી હાથ ઘસીને તમને ઉપદેશ કરે છે. આવી રીતે કાલીદાસ પંડીતનું વચન સાંભળીને ભોજરાજા ઘણા પ્રકારના દાન કરવા લાગ્યો. સત પુરૂષો એમ જાણે છે કે આ સંસારી નવ લોભે કરીને સંપત્તિઓ ભેગી કરે છે પણ કાળ રૂપ વાઘરી આ જીવને મારી લઇ જાય છે તે વખતે એ સંપત્તિ આપત્તિરૂપ થાય છે કારણકે એમાં બંધાવા થકી પ્રેતપણાને પણ પામે છે ને મહા દુઃખ ભોગવે છે. માટે કાંઇ પણ સાધુ પુરૂષે સંગ્રહ ન કરતાં આનંદમાં રહેવું ને સંસારથી નિસ્પ્રહ રહેવું તો જ નિર્બંધ રહેવાય !

## વિષય સારા કેમ લાગે છે ?

ચીભડું જ્યારે પાકે ત્યારે ફાટે છે તેમ બહુ જ વિષય ભોગવે તો વૃત્તિઓ ફાટી જાય છે. તે વિષયમાં મુખ્ય રસ વિષય છે ને બીજા ચાર તેથી ઉતરતા છે. રસ વિષયથી શરીર પુષ્ટ થાય છે તેથી ઈંદ્રિયો વિકળ થઇ જાય છે તેથી મન સ્થિર થતું નથી. વિષય સારા લાગે છે તેનું કારણ એ છે કે તેનું આપણને ઝેર ચડી ગયું છે. જેમ ભરખ્યોભારંગને લાગે લીંબ મીઠોરે—સાપ કરડે ત્યારે લીંબડાના પાન ખવરાવે કે ઝેર ચડયું હોય તેથી લીંબડાના પાન મીઠાં લાગે એમ આપણને વિષય સારા લાગે છે. જેમ દરીઆની છોળ્યું આવે છે તેમ વિષયનું છોળ્યું આવે છે ને વિષયનો વરસાદ

થાય છે તેમાં પલળ્યો તે ગયો. હવે એ વિષયનો વરસાદ કયો કે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ પાંચ વિષયના વર્ષાદ છે.

### શોક ને ભય અજ્ઞાનીઓમાં હોય છે.

શોકના સંકલ્પો હજાર હોય છે ને ભયના સંકલ્પો એકસો હોય છે, પણ જે જ્ઞાની છે તેને ભય કે શોક હોય જ નહિ. ભગવાનના ભક્ત હોય ને દુઃખ પડે તો સવળું માને છે. ઓચાસણમાં કાશીદાસભાઇને સત્સંગ થયો ત્યારે તેની ભેંસો મરી ગઇ, બળદીયા મરી ગયા ને છોકરા મોટા બે હતા તે પણ મરી ગયા, તોપણ સત્સંગ જીવના સાટે મહીમાએ સહિત રાખ્યો હતો અને અવગુણ લેશ માત્ર લીધો નહોતો. કોઇ અજ્ઞાનીએ તેની પરીક્ષા લીધી હતી તો કહે કે આપણે પણ બે દિવસ રહી મરી જવાનું છે. આયુષ્ય પુરૂં થઇ રહેતાં સર્વેને ચાલી નીકળવાનું છે. માટે પ્રભુનું ભજન કરી લેવું.

### તીવ્ર શ્રદ્ધા હોય તો આ જન્મમાં જ છેલ્લો જન્મ થાય છે.

કાળીપાટ નામના ગામમાં બે ભાઇ હતા. તેઓને એક કરોડ માળા ફેરવવાનો નિયમ હતો. પછી એક ભાઇને પચીસ હજાર માળા અધુરી રહી ત્યાં ભગવાન તેમને તેડવા આવ્યા, તેથી તેને બાકી રહેલી માળા ફેરવવાનું પોતાના ભાઇને કહી પોતે અક્ષર ધામમાં ગયા ને જતી વખતે તેના ભાઇને કહ્યું, મારી બાકી રહેલી માળા પૂરી કરજો, હું અક્ષર ધામમાં જાઉં છું.

### અભિમાન ગયા વિના પ્રભુદર્શન થતું નથી.

ઉપવનમાં એક ઉંચી, નીચી મઢૂલી બાંધી, ઘણા સમય પર ઋષિ નિવાસ કરતા હતા. વનની છાયા તથા વસનાર કલ્પી શકે કે જ્યાં અશાંતિ બીલકુલ જણાતી નથી અને વૃક્ષોની ઘટાઓ લહેકી રહી છે, આસપાસ પુષ્પોની સુગંધિઓ આવે છે. જેમ મહાદેવને શીરે ગંગા વહે છે તેમ પાસેના પર્વતોમાંથી ઝરણાં ઝરે છે. શીતળ વાયુ વાંય છે. કોકીલાઓ પોતાનો મધુર ટહુકાર કરી

ધ્યાનીને મન ધ્યાનમાં પ્રેરાવે છે. આ વનની શી શોભા! ત્યાં અહોનિશ ઈશ્વરકીર્તન થાય છે. વનમાં રહેલા ઋષિઓ પરમાત્માએ સરજેલા જે ફળફળાદી હોય તેનાથી પોતાનો નિર્વાહ ચલાવતા. આવી રીતે તે આનંદમય જીવન પ્રભુસ્મરણમાં ગાળતા. ભાગ્યરેખા કાંઇ કોઇ છુપાઇ નથી. કર્મમાં જે સંસ્કારો હોય તેમ આવી મળે છે. વનમાં એક દીવસ એવું બન્યું કે જ્યારે ઋષિઓ પોતાના આ કર્મથી નિવૃત થઇ બધા ભેગા થઇ બેઠા છે તેવામાં કોઇ એક દુ:ખી મનુષ્ય માર્ગ ભૂલી આ વન વિષે આવે છે ત્યાં તેને શાંતિ મળશે એમ તેને લાગ્યું. તે બહાર જરા થોભી રહે છે પણ કંઇક અવાજ તેને આવતો માલમ પડયો અને ધીરજ ધારી પોતાની વિહ્વલતાને તજી દીધી અને સ્વસ્થ થયો. આશ્રમમાં પ્રવેશ કર્યો ત્યાં તેને આ ઋષિઓનાં દર્શન થયાં. જેમ ભયભીત થયેલો મનુષ્ય બ્હાવરો હોય તેમ આ મનુષ્ય હતો. ઋષિએ તેને પાસે બોલાવી બેસાડી આશ્વાસન આપ્યું. કહે ભાઇ શા માટે આમ અશાંતી ધારી છે તે કહે. પેલો બોલ્યો, મહારાજ આજકાલ કરતાં મારી ત્રીસ વર્ષની ઉંમર થઇ છતાં મારો પરીતાપ નથી જતો. મને કંઇ સુઝતું નથી. મારે કયે માર્ગે જવું, તે સમજાતું નથી. કામ કે ધંધો કરી પૈસાએ કયાંથી પેદા કરૂં. હજુ હું કુંવારો જ છું. મારે માટે કોઇ રડી મરનાર નથી અને સગાંસંબંધીઓ કુટુંબમાં પૈસો આપું તો મને કોઇ રોટલો ટીપી આપે. મને મારૂં જીવન બહુ દુ:ખી લાગવા માંડયું. લોકમાંએ મારો બહિષ્કાર થવા લાગ્યો ત્યારે મેં ક્રોધથી ત્યાં રહેવાનું ત્યજી દીધું અને કંઇના કંઇ માગે ચલાવ્યું. પણ છેવટે હું હાર્યો. વનમાં આવ્યો એટલામાં તો આપ મળી આવ્યા. ત્યારે જો તમો કહો તો હું અહીં તમારી સાથે રહું. બધાએ કહ્યું કે ખુશીથી તારૂં જીવન અમારી સાથે રહી ગાળજે. પ્રભુ તને સહાય કરશે. અરે! પણ મહારાજ હું ઘરને ઉમરે અથડાયો તે વખતે પ્રભુએ મને કેમ સહાય ન દીધી? અને તમારી ઓથે મારો અભિમાન દુર થવા

માટે આ મને બોધ આપ્યો પણ પ્રભુ કોઇનો અભિમાન રાખતા નથી. પછી તે પાસેની નદીએથી જળ લેવા ગયો ત્યાં તેને સિંહની ગર્જના સંભળાઇ કે તરત તેના હોશકોશ ઉડી ગયા અને બૂમો પાડી. અરે કોઇ આવો, મને બચાવો, કોઇ છે? એટલે ઋષિઓ તરત ત્યાં જઈ પહોંચે છે. કેમ ભાઈ શું છે? શા માટે બૂમો મારે છે. અહીં તો સિંહની ગર્જનાઓ થાય છે અને હમણાં નજીક આવશે. ઋષિ કહે ભાઇ તે ભલે આવે પણ આપણને કાંઇ હરકત નથી. એ તો વનનો રાજા છે. તે કહે કે હું હજુ આ ગર્જનાથી બ્હીઉં છું તો પાસે આવે એટલે તો મારા પ્રાણ જતા રહે. મહારાજ તમે તો મારા કરતાં વધારે યોગબળવાળા છો એટલે સિંહ તમારૂં નામ નહિ દે પણ મારો તો કોળીઓ જ કરી જશે. ઋષિએ કહ્યું. ભાઈ? તારો ભય મિથ્યા છે. તું હવે ખોટું છોડીને ખરૂં જ સ્મરણ કરીશ તો સિંહ સરખા પણ તારૂં નામ નહિ દે. એમ કહેવાથી પેલા આવનાર માણસે ત્યાં જળમાં પ્રતિજ્ઞા લીધી કે મારે ખોટો ઢોંગ કરવો નહીં અને સત્યતા પ્રભુમાં છે. પ્રભુ તારૂં નામ હવે મને પ્રિયકારી લાગે છે, પોતાનું અભિમાન ભુલાઇ જાય છે. શું આજે પ્રભુએ મારી કસોટી માટે આમ મને કર્યું હશે? પ્રભુ મને તો અભિમાન આવ્યું તે આપે જ ઉતાર્યું પણ બીજાને અભિમાન ન થવા દેશો ને આપ સર્વેને સહાય દેજો. ઋષિઓ તો એકએકના સામી નજર કરે છે પણ મોટાનો એ ધર્મ છે કે શરણે આવેલાને સહાય કરવી; માટે ઋષિઓ કહે કે ભાઇ! તું કહે તો તને બીજી મઢુલી બનાવી આપીએ નહિતર અમારી સાથે રહે, તે કહે ના. હું મ્હારી જાતે બનાવી લઈશ. તે ત્યાં મઢુલી બાંધીને વનમાં જ રહ્યો એક બે દિવસ થયા. ઋષિઓ તો પોતાનું નિત્ય ખટકર્મ કર્યા કરે છે. આ એકલો વનમાં આમથી આમ ફરે છે ને વનનો રાજા હોય તેમ મહાલે છે. ફળફળાદી ખાઇ પેટ ભરે છે ને રાહ જુએ છે કે હમણાં મને પ્રભુ સહાય કરવા આવશે ને પાછો મઢુલી પાસે ફેરો ખાઇ આવી ઋષિઓ વિચારમાં પડયા કે આતો તદ્દન ગાંડો છે. આને

માટે શું કરવું? જો તેણે પ્રભુને જાણ્યા હોત તો આવી રીતે ન કરત. પણ તેને પ્રભુની ઓળખ નથી. થોડીવારે ઋષિઓ પાસે આવે ને કહે કેમ પ્રભુ આવ્યા! ઋષિઓ કહે તું ભજન કર, નક્કી તને પ્રભુ સહાય કરશે. તેના ઉપર દૃઢ ભરોસો રાખી ભજનમાં જોડાઇ જા, કેમકે ઇંદ્રિઓના નિગ્રહ વિના ને ખરી શાન્તિ વિના તેનું દર્શન દુર્લભ છે. આપણે તેને બહાર ગોતીએ છીએ પણ પ્રભુ તો આપણા ઘટમાં જ બીરાજી રહ્યા છે. ઋષિઓના સમાગમથી તેને પ્રભુની ભક્તિનું ખરૂં ભાન થયું ને તેનું આ દેહનું મિથ્યા અભિમાન જતાં તેને ઋષિના પ્રતાપથી પરમાત્માનાં દર્શન થયાં ને તેનો છેલ્લો જન્મ થયો.

## ચાર પ્રકારના જીવનાં લક્ષણ.

(૧) પામર—વિષયને મુઢપણે ભોગવે, સાર, અસાર, પાપ, પુણ્ય, સત્ય, અસત્ય, ન્યાય અન્યાય એ કંઇપણ જાણે નહિ.

(૨) વિષયી—શાસ્ત્રમાં વિષય ભોગવવાનું કહ્યું છે. શાસ્ત્ર પ્રમાણે વરતીશું તો પંચવિષયનું સુખ પામશું.

(૩) મુમુક્ષુ—ધર્મ પાળવો, જ્ઞાનવૈરાગ્ય શીખવો આત્માને ભગવાનને પામવાની મનમાં ત્વરા વરત્યા કરે ને એકાંતિક ભક્તિનાં સાધન શિખ્યાની તિવ્ર શ્રદ્ધા વરત્યા કરે.

(૪) ત્રણ ગુણ, ત્રણ અવસ્થાને પંચવિષયને સર્વે ક્રિયાને દાબીને વરતીને વિષયના પેચમાં ન આવે ને દેહનો કુસંગ ને મનનો કુસંગ ને બારલ્યો કુસંગ એ સર્વેને દબાવીને વરત્યે ને કોઇની મોહોબતમાં લેવાય નહિ.

## ભગવત નામનો પ્રયોગ હલકી વસ્તુપર કરવો નહીં.

એક માણસે નાની વયથી એક સિંહને પાળેલો હતો. તે માણસ એક વખતે રાજાને ત્યાં નોકર રહ્યો હતો. વિજયાદશમીની સ્વારી ચડી તે વખતે આ નોકર પણ સિંહ પર ચડી સ્વારીમાં સામેલ થયો હતો. રાજાને ખબર પડતાં રાજાએ તે નોકરને કહ્યું આ તારા સિંહને એક કુતરા પર છોડી મુક. ત્યારે નોકરે કહ્યું મહારાજ તમે

હાથીપર છોડવાનું કહ્યું હોત તો છોડત પણ કુતરાપર નહિ છોડું આ પ્રમાણે તે નોકરે જવાબ આપવાથી રાજા મનમાં સમજી ગયો કે નોકરનું કહેવું બરોબર છે. તેજ પ્રમાણે આપણે પણ ભગવત નામનો મહામંત્ર હલકા કામપર વાપરવાનો નથી. એ તો મોક્ષ મેળવવા માટે જ ઉપયોગી છે.

## ધનની તૃષ્ણાએ શું શું કામ કરાવ્યાં છે?

ધન મળવાની આશાએ જમીનનાં તળાં ફોડી નાંખ્યાં, રસાયનને લીધે બધી ધાતુને બાળી જોઇ, મોતી મળવાની આશાએ સમુદ્ર ડોળી નાંખ્યા, રાજાને પ્રસન્ન કરવાને ઘણો જ પ્રયત્ન કર્યો, ધન મળવાને માટે મંત્ર તંત્રનો બહુજ ઉપયોગ કર્યો. ધન મળવાને માટે મોટા મોટા ઋષિઓની સ્મશાનમાં રહી સેવા કરી અને આખી રાત્રિનાં જાગરણ કર્યાં પણ ખેદ એ થાય છે કે એક ફુટી બદામ પણ હાથ લાગી નહીં હે તૃષ્ણા હવે તો તું મારો સગડ છોડ!! એમ એક તૃષ્ણાવાળા મનુષ્યનું કહેવું હતું.

## મારૂતીનું મનોબળ.

રાવણે મણીમાણેકની એક માળા વિભિષણને આપી હતી તે માળા વિભિષણે રામચંદ્રજી ભગવાનને અર્પણ કરી હતી, તે વખતે સભામાં બેઠેલા સુગ્રીવ આદિ સભાસદોના મનમાં આ માળાને જોઇ મોહ થયો. તે ભગવાને જાણવાથી વિભિષણને કહ્યું કે આ માળા મારૂતીને પહેરાવો. મારૂતીના ગળે નાંખતાં અમુલ્ય મણીમાણેકને પોતે તેમાં રામ નામ નહિ હોવાથી ફોડી નાંખ્યાં તે વખતે વિભષણે કહ્યું કે મહારાજ આ નશ્વર દેહમાં પણ રામ નામ કયાં છે એવામાં મારૂતીએ પોતાના નખવતી છાતી ચીરીને રોમે રોમે રામ બતાવી આખી સભાને મહાન આશ્ચર્ય ઉત્પન્ન કરેલું હતું.

## ભગવાનના ભક્ત હોય તેણે કોઇ દિવસ કુસંગ ન કરવો.

આ અસાર સંસારમાં જો કુસંગી મળે ને કુસંગીના વચનને વિષે શ્રદ્ધાવાન થાય તો વૈરાગ્ય વિવેકાદિક જે ગુણ તે સર્વે નાશ

પામી જાય છે. જેમ ખારભૂમિ હોય ને તેને વિષે ગમે તેટલો મેઘ વરસે પણ તેમાં તરૂણાદિક ઉગતાં ન હેય ને તેજ ખારભૂમિને વિષે જો પાણીની રેલ આવે તો ખાર સર્વે ધોવાઇ જાય ને જે ઠેકાણે ખાર હતો તે ઠેકાણે કાંપ ચઢી જાય પછી તે કાંપ ભેળાં વડ પીપળા આદિક વૃક્ષોના બીજ આવ્યાં હોય તે બીજ ઉગીને મોટામાં મોટાં વૃક્ષ થાય છે તેમ જેના હૃદયને વિષે પૂર્વે કહ્યા જે સ્વધર્માદિક ગુણ દૃઢ હોય ને જગત સંબંધી વિષયસુખનો અંકુર પણ ઉઠે એમ ન હોય ને તેને જો કુસંગ થાય તો તેના હૃદયને વિષે કુસંગરૂપી પાણીના વેગે કરીને જગતવાર્તારૂપી કાંપ આવીને ભરાય પછી તે કાંપમાં કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સરાદિક જે બીજ રહ્યાં છે તે સર્વે ઉગીને મોટાં મોટાં વૃક્ષ થાય છે. માટે ભગવાનના ભક્ત હોય તેણે કોઇ દિવસ કુસંગ ન કરવો.

## સર્પને શિખામણ.

એક ખેતરમાં ઢોર ચરાવવાને કેટલાક ગોવાળીઆઓ આવતા પણ તે ખેતરમાં ઘણા સર્પો રહેતા હતા. એક વખતે એક મહાત્મા તે રસ્તે થઇને જતા હતા તેને ગોવાળીઆએ કહ્યું મહારાજ એ રસ્તે આપ ન જાઓ તો સારૂં કારણકે ત્યાં મોટામાં મોટો ઝેરી સર્પ રહે છે તે માણસને તુરત મારી નાંખે છે. મહાત્માએ તેની વાત નહીં માનતાં પોતે તે રસ્તે ચાલ્યા એટલામાં એક મોટો સર્પ ફેણ ચડાવી મહાત્માને કરડવા આવ્યો. મહાત્માજીએ મંત્રથી તેને શાંત કર્યો ને પછી કહ્યું અલ્યા મૂર્ખ પ્રાણી તું મનુષ્યને નાહક હેરાન કરે છે તેમાં તું પાપનો ભાગીદાર વિના કારણે થાય છે માટે હું તને પ્રભુનું નામ બતાવું તેનું હંમેશાં તું રટણ કર તો સત્વર તારૂં સારૂં થશે. સર્પે મહાત્માની શિખામણ માની એટલે તે મહાત્માએ તેને ગુરૂમંત્ર આપ્યો. તે દિવસથી તેણે પોતાનો સ્વભાવ મુકી દીધો ને સર્વે માણસોને કરડવાનું મુકી દીધું. આ વાતની ખેડુતો અને ઢોર ચારનાર ગોવાળીઆઓને ખબર પડી એટલે સર્વે લોક નિર્ભય થઇ

ગયા પણ સર્પને બહુ દુખ દેવા લાગ્યા. એક ગોવાળીયે તો તેની પુંછડી પકડી પાંચ સાત વખત ફેરવી પૃથ્વી પર પછાડયો ને તેથી તે બિચારો સાંજ સુધી બેભાન રહ્યો છેક સંધ્યાકાળે તેનામાં જીવ આવ્યો એટલે પોતે ધીમે ધીમે પોતાના દર પાસે જઈ ભુખના દુઃખથી પડી રહ્યો. કેટલેક દિવસે તેજ મહાત્મા તે ખેતરમાં આવ્યા અને સર્પને બોલાવી પૂછયું અરે! તારાં હાડચામ કેમ દેખાય છે, શું તને કોઇ રોગ થયો છે. સર્પ કહે ના મહારાજ! હું આપના વચન પ્રમાણે વર્તી રહ્યો છું ને હંમેશાં પ્રભુ નામનું સ્મરણ કરૂં છું પણ લોકો મને બહુ જ રંજાડે છે. ત્યારે મહાત્માએ કહ્યું અરે મૂર્ખ તેં મારા વચન પ્રમાણે કરડવું મુકી દીધું પણ તારે ફુંફાડો તો રાખવો હતો, કારણકે દુષ્ટ માણસો વિના કારણે તને હેરાન કરે ને તેના સામે પણ તું ફુંફાડો ન રાખે તો લોકો તને મૂર્ખ કહેશે. તારે ભલે કરડવું નહીં પણ ફુંફાડો તો અવશ્ય રાખવો જ જોઇએ! કારણકે આ જગતમાં દુષ્ટ માણસોને કાંઈ સમજ નહિ હોવાથી અનાથ ને નિરપરાધી પ્રાણીઓને બહુ દુઃખ આપે છે તે પ્રમાણે જો તું ફુંફાડો નહીં રાખે તો તને પણ મહા દુઃખ દેશે એ નિર્વિવાદ છે.



# કેટલાક અગત્યના અભિપ્રાયો.

(૧)

**નવરોઝ.**

**કલકત્તા,** તા. ૧૮ મી જાનેવારી સને ૧૯૩૦.

સાદી શિખામણ ( પુસ્તક સાતમું ) સંગ્રહ કર્ત્તા ને પ્રકાશક મગનલાલ શંકરભાઈ પટેલ ગુગડી દરવાજે મુ. પાટણ (ઉત્તર ગુજરાત)

આ પુસ્તકના છ ભાગો અગાઉ બહાર પડી ચુકયા છે અને તે હજારો વાંચકોના હાથમાં જઇ ચુકયા છે. આ સાતમા પુસ્તકમાં એકંદરે ૪૫ ફુલછાબોમાં જુદા જુદા સંખ્યાબંધ અને સોનેરી સખુનો આપવામાં આવ્યા છે. જે વાંચવાથી બુદ્ધિ ખીલે છે અને જ્ઞાનમાં વધારો થાય છે. ઉપદેશની ચુંટણી એવી રીતે કરવામાં આવી છે કે જેથી તે સ્ત્રી પુરૂષ તેમજ નાની મોટી દરેક ઉમ્મરના માણસોને માટે ઉપયોગી થઇ પડે. આ પુસ્તકના સર્વે ઉપદેશો જુદા જુદા મહાત્માઓ, જ્ઞાની પુરૂષો ને વિદ્વાનના લેખો ઉપરથી સંચિત કરવામાં આવેલા હોવાથી અનેક વિદ્વાનોની વાણીઓનો લાભ મળી શકે છે. પુસ્તક દરેક ગૃહસ્થે પોતાના ઘરમાં સંઘરી રાખવા લાયક છે.

(૨)

**સત્યમિત્ર, રવિવાર** તા. ૨ જી ફેબ્રુઆરી સને ૧૯૩૦.

"સાદી શિખામણ" ના એકેક પછી સાત પુસ્તકો બહાર પડયા છતાં વાંચનાર આલમની ભુખ નહિ ભાગે અને છઠ્ઠા પછી સાતમું પુસ્તક મેળવવાની તે હોંશ રાખે તેજ આ પુસ્તકમાં આવતી સાદી શિખામણોની કેવી કદર વાંચકવર્ગ તરફથી બુજાય છે તે બતાવી આપે છે. આ સાતમા પુસ્તકમાં ચાનક અને શિખામણ આપનારી કવિતાઓ, રૂડી નસીયત આપનાર દોહરા અને સારો માર્ગ વાંચકને દર્શાવનારી અને બૂરે માર્ગે જતાં અટકાવવાની સમજ આપનારી વાર્તાઓ વાળો મોટો સંગ્રહ જોવામાં આવે છે જે પચતો પચતો

વાંચતા રહેવાની વાંચકોને ભલામણ કરી શકાશે. આવું પુસ્તક ઘરમાં એક શણગાર જેવું લેખાશે.

(૩)

**ગુજરાતી.** (મુંબઇ)

( તા. ૯ ફેબ્રુઆરી સને ૧૯૩૦ )

સાદી શિખામણ પુસ્તક ૭ મું સંગ્રહ કર્તા અને પ્રકાશક મગનલાલ શંકરભાઈ પટેલ ગુગડી દરવાજો પાટણ. મુલ્ય રૂ. ૩-૦-૦ પાના ૨૨૪ પાકું પુંઠું.

**नहि ज्ञाने न सद्य संपवित्र मिह विद्यते** એ ઉક્તિ-યોગ્ય છે. જ્ઞાન પવિત્ર છે, એટલું જ નહિ પણ શક્તિ છે. **ज्ञानं भारं क्रिया विना** વ્યવહારમાં યોગ્ય નિયમ બદ્ધ ક્રિયાથી ઉતારવામાં આવતું જ્ઞાન શક્તિરૂપ છે. જ્યારે નહિ ઉતારવામાં આવતું જ્ઞાન ભારરૂપ છે. આથી જ જ્ઞાની અને અજ્ઞાની વચ્ચેનો તફાવત સંસારમાં સ્પષ્ટ દેખાઇ આવે છે. સાદી શિખામણ એ નામજ એ પુસ્તકના વસ્તુનું સુચન કરે છે. રા. મગનલાલ શંકરભાઇ દૃષ્ટાંતો અને સદ્બોધના અચ્છા સંગ્રાહક સિદ્ધ થઇ ચુકયા છે. તેમણે અત્યાર સુધીમાં આવાં ૭ પુસ્તકો પ્રગટ કર્યાં છે. આ સાતમું છે. આ પુસ્તક અગાઉના ભાગોની ઢબે જ લખાયલું હોઈને સામાન્ય વાંચક વર્ગને સામાન્ય વ્યવહારમાં ઉપયુક્ત થઈ પડે એવું છે. જેઓને અનેક વિદ્વતા-ભર્યાં પુસ્તકો વાંચવાનો અને મનન કરવાનો અવકાશ કે સાધન ન હોય તેઓને આ પુસ્તક અત્યંત બોધ પ્રદ તેમ ઉપયોગી માર્ગદર્શક નીવડશે. રા. પટેલની ભાષા સાદી છે અને દૃષ્ટાંતો ઘણાં હોવાથી વાંચન કંટાળા ભરેલું લાગતું નથી. ઠેક ઠેકાણે સુભાષિતો અને કવિતાઓ મુકયાથી વાંચકને તે સહેલાઇથી કંઠસ્થ થઇ શકે છે.

(૪)

## સત્સંગ સુધા.

બોટાદ-કાઠીયાવાડ)

(પુસ્તક બીજું અંક ૧૧ માહ માસ)

### સાદી શિખામણ.

કર્તા-રા. મગનલાલ શંકરભાઇ પટેલ પાટણ ઉત્તર ગુજરાત. કર્તાનો પ્રયાસ સફળ થયો છે. સમાજના હ્રદયમાં આ ઘરગથ્થુ ટુચકાઓ ઘણી સારી અસર કરી શકશે.

(૫)

## બાલજીવન.

વડોદરા.

વર્ષ ૧૦ અંક ૪ ફેબ્રુઆરી સને ૧૯૩૦.

સાદી શિખામણ પુસ્તક ૬ ઠું તથા ૭ મું પ્રકાશક શ્રી મગનલાલ શંકરભાઇ પટેલ પાટણ-સારી રીતે છાપેલ અને બાંધેલી આ ચોપડીઓમાં જુદાં જુદાં પુસ્તકો, પત્રો વિગેરેમાંથી ખાસ વાંચવા ને મનન કરવા જેવી માહેતી એકઠી કરીને સંઘરી છે. દુધ કરતાં મલાઇ હમેશાં પુષ્ટીકારક હોય છે. દહી વલોવી ને કાઢેલી છાશમાંથી તારવેલું માખણ તો માણસની જીવનદોરી છે તેમ આ ઉપયોગી સદ્‌બોધથી ભરેલી ચોપડીઓ તેની આગળની બ્હેનો જેવી જ શાંતિ-દાતા બોધપ્રદ ને લોકપ્રિય થશે.

(૬)

## ખેતીવાડી વિજ્ઞાન.

લીંબડી-કાઠિયાવાડ વર્ષ ૧૮ અંક ૭ મો.

દુલેરાય છોટાલાલ અંજારીઆ જી. એમ. એ. સી.

### સાદી શિખામણ પુસ્તક ૭ મું.

કર્તા મગનલાલ શંકરભાઇ પટેલ રહેવાસી પાટણ ઉત્તર ગુજરાત ગુગડી દરવાજે, કીંમત રૂા. ૩) ગ્રંથકર્તાએ ગુજરાત કાઠિઆવાડની સાહિત્ય સેવા ઉત્તમ પ્રકારની કરવા માંડી છે, તે પુસ્તકના આગલા

ભાગોમાં પણ જે શિખામણો અને સમર્થ વિદ્વાનોનાં ધર્મ, નીતિ, વિનય, વિચારના અને સદ્વર્તન રાખવાના સર્વોત્તમ વાકયોને વાર્તાઓને દષ્ટાંતો વાંચતાં તન, મન અને શરીરમાં કાંઇ ઓર આનંદ ઉદ્ભવે છે. પ્રથમ પાના ઉપર જ મહાત્માની પ્રસાદીના દોહરા અને શ્લોક મુકયા છે જેવા કે.

દોહરો.

સુખ પાછળ દુઃખ દેખીએ
દુઃખ પાછળ સુખ હોય;
દિવસ ગયે રાત્રી પડે,
રાત્રી પછી દિન જોય—૧
દુઃખ ઘણાં દુનિયાં વિષે,
માની લીધે મનાય;
દેહ દુઃખ કે દરિદ્રતા,
ગણતાં ખરાં ગણાય—૨
સુખ નહિ સંસારમાં,
રાજા પ્રજા ને રંક;
કહે પ્રીતમ વૈરાગ્ય વિના,
નર નહિ હોય નિઃશંક—૩

શ્લોક

**संपतौच विपतौच महता मेकरुपता ।**

અર્થ—સંપતિમાં તેમજ વિપત્તિમાં મહાત્મા પુરૂષોની કૃતિ એકજ પ્રકારની હોય છે.

**आपत्य वहिमरुता**
**शक्तिरभिव्यज्य तेनसंपत्सु**
**अगुरोस्थानगंधः प्रागास्ति**
**यथाग्निस्थितस्य ॥**

અર્થ—મહાત્માનું ખરૂં સામર્થ આપત કાળે જ ખરૂં થાય છે. તે સામર્થ સંપતિના વખતમાં નથી પ્રગટ થતું—અગર તે દેવતામાં

નાંખ્યા બાદ જે સુગંધી નીકળે છે તેવી સુગંધી તે જ્યારે બહાર હોય છે ત્યારે નીકળતી નથી.

આ સાતમા ભાગમાં ૪૫ ફુલછાબ છે અને તેમાં સંકળાવેલા ગ્રંથકર્તાએ પ્રસંદ કરેલા વિષયો આગલા ભાગોના વિષય કરતાં ઘણા સારા ને મનનીય છે. આ પુસ્તક સિદ્ધપુરના રાજ્યરત્ન મુલ્લા મોહમદઅલી શેખ શરફઅલી હરહરવાળાએ છપાવી દેવામાં પૂર્ણ મદદ કરી છે તેથી તેમાં તે ઉદાર આત્માનો ફોટો છે ને અર્પણ તે શેઠને કર્યું છે. બીજા સહાયક દાનવીર મર્હુમ શેઠ મેઘજી થોભણ જે. પી. મુંબઈવાળાનો ફોટો છે અને તે એઉનું ટુંકું જીવનચરિત્ર પણ લખ્યું છે.

આ ગ્રંથકર્તા મગનલાલ શંકરભાઇ પટેલ દેશસેવા કરવામાં ઉત્તમ વખતનું તથા બુદ્ધિનું વ્યય કરે છે. પોતે કેવા શુદ્ધ હૃદયના અને સદ્વૃત્તિના ઉંચ કોટીના જીવ છે એમ સાબીત થાય છે. આ પુસ્તકને પણ સર્વ સ્ત્રીપુરૂષો પોતપોતાના પાસે રાખી હંમેશાં વાંચશે અને બાળકોને વાંચવા ભલામણ કરશે એવી ભાર દઇ ભલામણ છે.

(૭)

## ચેતન.

**અમદાવાદ** આસો સં. ૧૯૮૪.

સાદી શિખામણ પુસ્તક ૫ મું. પ્રકાશક મગનલાલ શંકરભાઈ પટેલ પાટણ (ઉ. ગુજરાત) કીંમત રૂા. ૩—૦-૦ રા. મગનલાલના બહોળા વાંચનમાંથી નીકળેલી અમૃતરૂપી શિખામણો એટલી લોકપ્રિય થતી જાય છે કે એએક વરસ જેટલા ટુંકા ગાળામાં સાદી શિખામણનાં ચાર પુસ્તકો બહાર પડતાની સાથે ખપી જાય છે. આમ વર્ગને માટે એ પુસ્તકની કીંમત સહેજ ભારે પડે એમ છે છતાં તે પુસ્તકમાંથી મળતું આનંદદાયક, ધાર્મિક અને નીતિમય વાંચન એ પુસ્તકનો પુરેપુરો બદલો આપે છે. આ પુસ્તકની ફુલછાબોમાંથી સુંદર ખુશબો મ્હેકે છે, પુસ્તકનું છાપકામ, કાગળ, બંધાઇ વિગેરે સુંદર છે. આથી તો એનો પ્રચાર વધુ બહોળો થાય એમ અમારૂં માનવું છે.

(૮)

**ફેવરીટ.**

એપ્રીલ સને ૧૯૩૦ પાને ૯૭૧ મું. મુંબઇ.

**" સાદી શિખામણ "**

પુસ્તક ૭ મું.

સંગ્રહકર્તા ને પ્રકાશક રા. મગનલાલ શંકરભાઇ પટેલ ઠે. ગુગડી દરવાજે મું. પાટણ (ઉ. ગુજરાત) વાર્તા કે રમુજનાં પુસ્તકો અવકાશનો વખત સોહવડાવવા માટે છે પણ જેઓને ઉચ જ્ઞાન, મગજશકિત ખીલવવી હોય, વાંચ્યા પછી કાંઇક ભંડોળ જ મેળવવું હોય તેઓ માટે આ પુસ્તક આવકારદાયક થઈ પડશે. એમાં પાને પને શિખામણનો ભંડાર છે, મહાત્મા પુરૂષોના અનુભવની ઉત્તમ પ્રસાદી છે તેથી ધર્મ ને નીતિને લગતાં ઉચ્ચ સબકો શીખવવાનું બની શકશે. આવા પુસ્તકોની કદર વાંચક આલમ તરફથી થતી જોઈ ખુશી ઉપજે છે, કારણ કે કર્ત્તા મી. પટેલે આ અગાઉ એ જ નામે ૭ પુસ્તકો પ્રગટ કરી સાદી શિખામણનું આ સાતમું પુસ્તક પણ જલદી જ ખલાસ થઇ જાય તો નવાઇ નથી. પુસ્તકોનાં અઢીસો પાના, બાઇડીંગ વિગેરે ઠીક છે. ઉપલે શિરનામે મળી શકે છે.

(૯)

**મુંબઇ** તા. ૨૬–૫-૩૦

**ભાઇશ્રી મગનલાલ,**

પુસ્તક તથા છુટા ફરમાઓ મળ્યા—ઘણાં વર્ષો પછી એ જાતનું સાહિત્ય નજર સામે આવ્યું. અન્ય ભાષાનાં ભાષાંતરો અને ૮+૧૨ ની ઓરડીમાં બેસી પોપટપાઠી અલંકારોથી અલંકૃત કરેલા પુસ્તકના થોકડાઓએ ડોસીમાની વાતો માત્ર કાનમાં ભણકારારૂપે જ બાકી રાખી હતી. હા—એ સચોટ અસર કરતી અને ચારિત્ર્યગઠનના પાયારૂપ વાતો કોઇ કોઇ વખતે હરિકથાના ઉપપ્રસંગોમાં હરિદાસ બુવાઓને મોઢે સાંભળતો તે સિવાય તો આ ગાગરમાં સાગર સમાવતું સાહિત્ય "હાજર જવાબી પ્રધાન" "બાદશાહ બીરબલ" "રાજા ભોજ

અને કવિ કાલીદાસ" તથા "ચંદ્રકાંત" નાં પ્રકાશન સાથે જ એ બી. સી. ડી નાં ઝાંખરાંમાં ડટાઇ ગએલું જણાતું.

બીજાની વાત નથી જાણતો પણ મારા અંગત મત પ્રમાણે તો હું વ્યવહારજીવીઓ માટે આ સાહિત્યની નવલ તથા ફીલોસોફી કરતાં વધારે કીંમત આંકું છું. બાળકોનાં ચારિત્ર્યગઠન અને વ્યવહારજીવીઓનો માર્ગદર્શક તરીકે શેકસપીયર અને કાળીદાસના માત્ર શબ્દોની રમત રમતા પીંજણ પાટલાઓ કરતાં. "પંચતંત્ર" અને "ઇસપ ફેબલ્સ" ની સાદી વાતો વધારે અસરકારક અને વધારે ઉપયોગી છે. એટલું જ નહીં પણ ચીરંજીવીએ છે.

ટૂંકામાં કહીએ તો અનુભવીઓએ સાહિત્ય, શાસ્ત્ર અને ઇતિહાસનું મંથન કરી તારવી કાઢેલાં સત્યો તેજ દૃષ્ટાંત અને એ દૃષ્ટાંતનો એક ઓળ (લીટી)માં સમાસ તેજ કહેવત. કહેવત અને દૃષ્ટાંતની વ્યાખ્યા કરતાં કેટલાક દોહરાઓ મેં લખ્યા હતા તેમાંથી એ ત્રણ યાદ રહી ગયા છે તે આઃ—

છોડી લાંબાં ટાહેલાં, છોડી લાંબી વાત;
ગાગરમાં સાગર ભરે, અને કહે દૃષ્ટાંત.
મંથન કરી સાહિત્યનું, જે નવનીત ખેંચાય,
એક ઓળમાં સહૂ કથા, એ કહેવત કહેવાય.
સાક્ષરનાં સપનાં નહીં, પણ અનુભવીના ભેદ;
કહેવત ને દૃષ્ટાંત એ ગણો પાંચમો વેદ.

આવાં પ્રકાશન માટે મારા ખરા અંતઃકરણના ધન્યવાદ.

દિવાનો.

(૧૦)

## "સાદી શિખામણ" પુસ્તક ૭ માટે જાહેર છાપાનો અભિપ્રાય શું છે?

**પ્રજાબન્ધુ** (અમદાવાદ) તા. ૮-૧૨ ૨૯.

સાદી શિખામણ પુસ્તક ૭ મું સંગ્રહ કર્તા અને પ્રકાશક મગનલાલ શંકરભાઇ પટેલ ગુગડી દરવાજે પાટણ. સાદી શિખામણના

પુસ્તકોની લોકપ્રિયતા એ સંગ્રહ કર્ત્તાનો ઉત્સાહ કેટલો વધાર્યો છે તે આ તેનું ૭ મું પુસ્તક બતાવી આપે છે.

આગલાં પુસ્તકોની પેઠે જ આ પુસ્તકમાં પણ નાની નાની બોધક વાર્તાઓ, નીતિની શિખામણો અને સુબોધક કવિતાઓનો સંગ્રહ કરવામાં આવ્યો છે. "મેરના મંથન" કેટલીક રમુજી ને સુબોધક વાર્તાઓનો તેમાં હીસ્સો છે. આ બધા સંગ્રહનું ખાસ આકર્ષણ તેમના ઉતારાની ભાષાની સાદાઇને તુરત પચી જાય તેવી ઉતારાઓની સરલતા છે. સ્ત્રીઓ, બાળકો અને ઓછું ભણેલાઓને તે બોધ તથા આનંદ આપનાર એક સાથીરૂપ બની શકે તેમ છે. પુસ્તક ૨૫૦ પૃષ્ટનું તેને સોનેરી પાકા પુંઠથી બાંધ્યું છે ને મુલ્ય રૂ. ૩) રાખ્યું છે.

(૧૧)

**રા. રા. છગનલાલ લલ્લુભાઇ દેશીનામા વાળા.**

**વડોદરા,** તા. ૬-૧૨-૧૯૨૯.

પરમપ્રિય, **મગનલાલ શંકરભાઇ પટેલ-પાટણ.**

વિ. જય શ્રીકૃષ્ણ વાંચશો. સાતમું પુસ્તક મળ્યું. તમારી બહુ શ્રુત વૃત્તિનો જગતને અખુટ લાભ અને તે ચિરસ્થાયી અપાતો જોઇ મને બહુ આનંદ થાય છે. વડોદરે પધારવાનું થાય તો દર્શન દેશો.

**છગનલાલ લલ્લુભાઇના**

જયશ્રીકૃષ્ણ.

(૧૨)

સદર અદાલત **જુનાગઢ,** તા. ૮-૧-૩૦

**રા. રા. મગનલાલ શંકરભાઇ પટેલ.**

સલામ બાદ આપના તરફથી "સાદી શિખામણ" ભાગ ૭ મો ભેટ તરીકે મળ્યો છે તે માટે ઉપકાર માનું છું. દરમીયાન હું લાંબી રજાપર બહારગામ ગયેલો હતો તેથી પુસ્તક સ્વીકારવા વિલંબ થયો છે. આપની આ પ્રવૃત્તિ ચાલુ રાખશો તો જનસમુદાયને ખચીત લાભ થવા સંભવ છે એજ.

જુનાગઢ સર ન્યાયાધીસ ઓફીસ.

લી.
**કરીમ મહમદ માસ્તરના સલામ.**
એમ. એ. એલએલ. બી.

## સાદી શિખામણના પુસ્તકોના આશ્રયદાતાનાં

## મુબારક નામો.

---

અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ
સંસ્થાન લીંબડીના મહારાજા સાહેબ બહાદુર — લીંબડી

અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ
સંસ્થાન ધરમપુરના મહારાણા સાહેબ બહાદુર — ધરમપુર

અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ
સંસ્થાન પોરબંદરના મહારાણા સાહેબ બહાદુર — પોરબંદર

અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ
સંસ્થાન વળાના નામદાર ઠાકોર સાહેબ બહાદુર — વળા

અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ
સંસ્થાન દેવગઢ બારીયાના નામદાર ઠાકોર સાહેબ બહાદુર — દેવ. બારીયા

અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ
નામદાર ભાવનગરના મહારાજા સાહેબ બહાદુર — ભાવનગર

અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ
સંસ્થાન માળીયા (મિયાણા) ના નામદાર ઠાકોર સાહેબ — માળીયા

અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ
સંસ્થાન વાંસદાના મહારાજા સાહેબ બહાદુર — વાંસદા

અખંડ પ્રૌઢ પ્રતાપ નેકનામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ
સંસ્થાન દાંતાના મહારાજા સાહેબ બહાદુર — દાંતા

### દાનવીર શ્રીમાનો (મુંબઇ)

શ્રીમાન શેઠ સાહેબ રાવબહાદુર ફીલાચંદ દેવચંદ જે. પી. — મુંબઇ
શ્રીમાન શેઠ સાહેબ કલ્યાણજી કર્મસીભાઇ જે. પી. — ,,
શ્રીમાન શેઠ સાહેબ—ચાલચંદ લલ્લુભાઇ જે. પી. — મુંબઇ
,, મહમદઅલી હરહરવાળા — ,,

| | |
|---|---|
| શ્રીમાન શેઠ સાહેબ-વિઠલદાસ પીતામ્બરદાસ | મુંબઈ |
| ,, મનજી વીરજી | સાંટાક્રુઝ |
| ,, ચંદુલાલ મણીલાલ | ઘાટકોપર |
| ,, ભીખાલાલ પ્રેમજીનાં ધર્મપત્ની ચંપાબાઇ | મુંબઇ |
| ,, નવરોજી કાવસજી તવડીયા | ,, |
| ,, ગોરધનદાસ ત્રીભોવનદાસ | ,, |
| ,, ખેમરાજ નપુ | ,, |
| ,, નરસિંહ મુલજી | ,, |
| ,, પ્રેમજી વાલજી | ,, |
| ,, જહાંગીર સોરાબજી ભાથી | ,, |
| ,, એન. કમરૂદીનની કુંપની | ,, |

મુંબઇ સિવાયના શ્રીમાનો.

| | |
|---|---|
| શ્રીમાન શેઠ સાહેબ—જગજીવન અમરચંદ વોહરા | ભાવનગર |
| ,, દીવાનજી શિવલાલભાઇ ખુશાલભાઇ | રાધનપુર |
| ,, શેખ અબુબકર શેખ સાલમ ધામાન | પાલણપુર |
| ,, મણીલાલ કેશવજી | સાંગલી |
| ,, વલ્લભદાસ કલ્યાણજી | કલકત્તા |
| ,, કાલીદાસ છગનલાલ | પારીસ—(ફ્રાન્સ) |
| ,, સુંદરલાલ લાલજી | જામખંભાળીયા |
| ,, જયકૃષ્ણ ઇંદ્રજી | ભુજ |
| ,, ગોપાળદાસ વિહારીદાસ દેસાઇ | નડીયાદ |
| ,, નાદીરશા પેસ્તનજી | વડોદરા |
| ,, પોપટલાલ આર. રાઠોડ | અજમેર |
| ,, અમરચંદ નાનચંદ | કવેટા (બલુચિસ્તાન) |
| ,, બળદેવભાઇ વલ્લભભાઇ | અમદાવાદ |
| ,, ત્રિભોવન નરોત્તમ અઢીયા | દહાણું |
| ,, નાથાભાઇ અવિચળદાસ | નડીયાદ |

| | |
|---|---|
| શ્રીમાન શેઠ સાહેબ-ગોવિંદજી ડાહ્યાભાઇ લાખાણી | પોરબંદર |
| ,, ગુલાબચંદ નાથાલાલ દેશાઇ | પેનબંદર |
| ,, રાવજી રઘુનાથ ફડકે | ,, |
| ,, ગાંગજી રાજન એન્ડ સન્સ | ,, |
| ,, પટેલ નારણભાઇ રામજીભાઇ | ઘાટકોપર |
| ,, પુંજાભાઇ ઇશ્વરભાઇ પટેલ | વડોદરા |
| ,, કાન્તીલાલ નાથાલાલ શાહ | અમદાવાદ |
| ,, રણછોડદાસ ગોવરધનદાસ | કાસુ |
| ,, ત્રિભોવનદાસ હરકીશનદાસ | ,, |
| ,, ચત્રભુજ દ્વારકાદાસ વોરા | મુંબઇ |
| ,, અમૃતલાલ નંદલાલ દારૂવાળા | વડોદરા |
| ,, ગંગાદાસ છગનલાલ શાહ | ભાવનગર |
| ,, કાસમઅલી નાનજીભાઇ | ભાવનગર |
| ,, માસ્તર ભાણજી ગોવરધનદાસ | મુંબઇ |
| ,, મીસ્ત્રી ચુનીલાલ નથુભાઇ રામી | પાટણ-હાલ મુંબઇ |
| ,, મુલજીભાઇ જેઠાભાઇ પટેલ બી. એ. એલ. એલ. બી. | ભાવનગર |
| ,, ચીમનલાલ નાથાલાલ પંડ્યા | માણસા |
| ,, અમૃતલાલ દામોદરદાસ | વડવાબંદર |
| ,, ઓધવજી મોરારજી | મુંબઇ |
| ,, રૂગનાથ મોરારજી | મુંબઇ |
| ,, હોરમસજી માણેકજી | અમદાવાદ |
| ,, પાઠક ગિરજાશંકર પ્રાણશંકર | મુંબઇ |
| ,, નારણજી દ્વારકાદાસ | પુના |
| ,, મહંત ઓધવદાસજી ગુરૂશ્રી મોતીરામ | નવા વાઘણીઆ |
| ,, રૂસ્તમજી દોરાબજી કાસદ | બાજીપુરા |
| ,, પુરૂષોત્તમ રઘુનાથ ત્રિપાઠી | મદ્રાસ |

„ કેશવલાલ એન્ડ કો. — મદ્રાસ
„ વકીલ જીભાઈ કહાનજી — પાટણ
„ ડોકટર દેવશંકર ભાણજીભાઇ વેટેનરી સરજનસાહેબ — પાટણ
„ વીરચંદભાઇ મેઘજીભાઇ — ઘાટકોપર
„ માણેકલાલ મનસુખભાઇ — અમદાવાદ
„ પરમ ભગવદી ધર્મસી ભગત — વડતાલ
„ મહીપતરામ ગોવિંદજી રાવળ — મુંબઇ
„ કેસરીચંદ ભાણાભાઇ — બીલીમોરા
„ બાપુલાલભાઈ વિઠ્ઠલદાસભાઇ — પાટણ.



થોડા વખતમાં દર માસે બહાર પડશે.

# નવનીત

અથવા

## ( ઉપયોગી ઉતારા )

( માસિક )

વાંચવા લાયક તથા સંગ્રહ કરવા લાયક વિજ્ઞાનમય માસિક અમારા તરફથી થોડા રોજમાં બહાર પડશે. ગ્રાહક થનારે વર્ષના લવાજમના રૂા. ૩) તથા ટપાલ ખર્ચના ૦-૬-૦ મળી રૂા. ૩-૬-૦ મનીઑર્ડરની મોકલાવી પોતાનું નામ રજીસ્ટર કરાવી લેવું કારણ સદરહુ માસિક ગ્રાહક પ્રમાણે જ અમુક નકલો છપાવવામાં આવશે. આ માસિકમાં ભિન્ન ભિન્ન જાતના ઉંચા જ્ઞાનના વિષયોનો સમાસ કરવામાં આવશે અને તે બાળ, યુવાન ને વૃદ્ધને સરખું ઉપયોગી થઈ પડશે. ઉંચા કાગળને સુંદર છપાઈમાં પ્રગટ કરવામાં આવશે આશ્રય દાતાનાં નામો આ માસિકના છેવટના ભાગમાં પ્રગટ કરવામાં આવશે માટે જેમ બને તેમ ઢીલ નહિ કરતાં એક નકલના ગ્રાહક થઈ આ સાહીત્યની ઉત્તમ સેવામાં આપ આપનો ઉદાર આશ્રય આપવા કદી પણ પછાત રહેશો નહિ. એજ વિનંતી.

પાટણ, (ઉ. ગુજરાત).

મગનલાલ શંકરભાઇ પટેલ,
મંત્રી, નવનીત.

બહાર પડી ચુકયું છે

વીર, શૃંગાર, હાસ્ય અને કરૂણરસથી

ભરપુર પુસ્તક

## સોરઠી ઝવાહીર

[ સચિત્ર ]

વાતોની વસ્તુ અને ભાષા સુંદર અને સંસ્કારી હોઇ તદન નિર્દોષ સ્ત્રી, પુરૂષો અને બાળકોના હાથમાં વિના સંકોચે મુકી શકાય તેવું છે. પૃષ્ટ સંખ્યા ૨૭૫ પાકું સચિત્ર પુંઠું

કીંમત રૂ. ૨-૮-૦

છપાય છે    છપાય છે

## જગતના જવાંમર્દો

(જેણે દેશને ખાતર પોતાનો આત્મભોગ આપ્યો છે)

## રશીયાનો બળવો

---

ધી જનરલ બુક ડીપો

પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબાઇ ૨.

## સચિત્ર પ્રેતાત્મવિદ્યા.

[ લેખક ચુનીલાલ વર્ધમાન શાહ ]

ભૂત-પ્રેત કેટલે અંશે ખરાં છે, કેટલે અંશે ખોટાં છે, ભૂતોના કેટલા પ્રકાર છે, તે કેવા ચમત્કારો અને સારાં માઠાં કાર્યો કરે છે. ભૂતના વળગાડમાંથી બચવાના ઉપાયો, ભૂતોના સંદેશા, પ્રેતાવાહનની રીતો, ભૂતોના ફોટોગ્રાફો ઇત્યાદિથી ભરપુર ૩૭૦ પૃષ્ટનો, ૩૫ ચિત્રો સાથેનો સુંદર પાકા પૂંઠાનો ગ્રંથ. મૂલ્ય રૂ. ૪. પોસ્ટેજ વધારે.

## સચિત્ર ત્રિકાળ-જ્ઞાન-દર્શક.

**ગ્રંથ ૧ લો**—માનસવિદ્યા અથવા મેંટલ સાયન્સ, આકર્ષણ વિદ્યા અથવા પર્સનલ મેગ્નેટિઝમ, મસ્તક વિદ્યા અથવા ફ્રેનોલૉજી, માનસ સંદેશવિદ્યા અથવા મેટલ ટેલીપથી, મોહિનીવિદ્યા અથવા મેસ્મેરિઝમ, પ્રેતાવાહન વિદ્યા અથવા સ્પિરિચ્યુએલિઝમ, ત્રિકાળદર્શન વિદ્યા, મંત્ર-યંત્ર-તંત્ર વિદ્યા, સ્વપ્નવિદ્યા, શકુનવિદ્યા, હસ્તાક્ષર પરીક્ષણ વિદ્યા, કોકશાસ્ત્ર અને રતિવિદ્યા; ૧૪ વિદ્યાઓના ૧૪ ખંડ, ૧૧૦૦ બાબતો, ૧૩૦ ચિત્રો અથવા આકૃતિઓ અને ૪૪૦ પૃષ્ટનો પાકા પુંઠાનો ગ્રંથ. મૂલ્ય રૂ. ૫. બીજી આવૃત્તિ.

**ગ્રંથ ૨ જો**—સ્વરોદય વિદ્યા, યોગવિદ્યા, સૂર્યચક્ર જ્યોતિષ અથવા જન્મતારીખ ઉપરથી ભવિષ્યપરીક્ષણ, સંવત્સર પરિજ્ઞાન, રમલવિદ્યા, મુહૂર્ત પરિજ્ઞાન, પ્રશ્નફળ વિચાર, જાદુવિદ્યા, હસ્તસામુદ્રિક વિદ્યા, મુખસામુદ્રિક વિદ્યા, મંત્ર વિદ્યાનવિદ્યા, યંત્રસાધનવિદ્યા, તંત્રપ્રયોગ સંગ્રહ, દાંપત્યવિજ્ઞાન વિદ્યા; ૧૪ વિદ્યાના ૧૪ ખંડ, ૪૨૪ પૃષ્ટ, ૧૨૦૦ બાબતો, ૧૯૦ ચિત્રો તથા આકૃતિઓ. મૂલ્ય રૂ. ૫.

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે,**

ત્રણ દરવાજા, **અમદાવાદ.**

☞ સદરહુ પુસ્તક નિચેનાં સ્થળેથી મળી શકશે.



મુંબઈ રા. રા. એન. એમ. ત્રીપાઠી બુકસેલર,
પ્રિન્સેસ સ્ટ્રીટ.

,, રા. રા. આર. આર. શેઠ બુકસેલર, પ્રિન્સેસ સ્ટ્રીટ.

,, શિવલાલ મગનલાલ પટેલ ગિરગામ બેંકરોડ
શ્રીમાન શેઠ ફીલાચંદ દેવચંદના બંગલામાં.

અમદાવાદ રા. રા. મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે.

રાજકોટ રા. રા. બેચર મેઘજી એન્ડ સન્સ, પરામાં.

પાટણ (ઉત્તર ગુજરાત) ચમનલાલ મગનલાલ પટેલ,
ડો. પંડયા રોડ.

વાંકાનેર રા. રા. ન્હાનાલાલ કહાનજી પટેલ હાઇસ્કુલમાં.

વડવાબંદર (પોસ્ટ વાંસી—જીલ્લો કોલાબો) પ્રકાશક પાસેથી.

જુનાગઢ રા. રા. ગુલાબચંદ નાથાભાઈ દેસાઇ.

લીંબડી કૃષીવિજ્ઞાન ઓફીસ.

મુ. પાટણ,
(ઉત્તર—ગુજરાત).
તા. ૧—૬—૧૯૩૦.

મગનલાલ શંકરભાઇ પટેલ,
પ્રકાશક, સાદી શિખામણ.

## સાદી શિખામણના પુસ્તકો વિષે સમર્થ સાક્ષરોએ ઉત્તમ અભિપ્રાયો આપ્યા છે.

રા. રા. આનંદશંકર બાપુભાઈ એમ. એ,

રા. રા. રાવબહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ:

રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુન્સી બી. એ. એલ એલ. બી. એડવોકેટ.

રા. રા. સર રમણભાઈ મહીપતરામ નીલકંઠ બી. એ. એલ એલ. બી.

રા. રા. જેઠાલાલ ચીમનલાલ સ્વામીનારાયણ પ્રોફેસર એમ. એ.

રા. રા. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.

રા. રા. કાન્તિલાલ છગનલાલ પંડ્યા એમ. એ.

રા. રા. રણછોડદાસ વી. પટવારી બી. એ. એલ એલ. બી.

રા. રા. ન્હાનાલાલ નાથાભાઈ શાહ એમ. એ.

રા. રા. પ્રો. મોહનલાલ એલ. શાહ બી. એ. એમ. એસ.

એ સિવાય બીજા પુષ્કળ અભિપ્રાયો મળ્યા છે અને જાહેર છાપાના અભિપ્રાયો પુસ્તકની અંદર દાખલ કરેલા છે.

# ૪? પ્રેમ ક્યાં મળે છે??

## (ઉપાધીમાં રહીને કોઈ નિર્લેપ રહેતો નથી)

એક રાજા હતો તેને એક મહાત્માનો યોગ થયો તે વખતે રાજાએ તે મહાત્માજીને પૂછ્યું કેઃ—મારો મોક્ષ કેમ થાય તે કૃપા કરી બતાવો? ત્યારે મહાત્માજીએ કહ્યું કેઃ—સવા શેર પ્રેમ લઇ આવો તે પછી હું તેની કળા બતાવું. રાજા સવાશેર પ્રેમ લેવા ઘણે ઠેકાણે ફર્યો પણ પ્રેમ ક્યાંઈ મળ્યો નહિ. છેવટે એક તત્ત્વજ્ઞાની ગાંધી બનીને બેઠો હતો તેની પાસે જઇ રાજાએ પૂછ્યુ કેઃ—પ્રેમ અહી મળે છે? ત્યારે તે ગાંધીએ કહ્યું કેઃ—"હા, પ્રેમ તો મળે છે પણ માથું કાપીને એક તરફ મુકીને આવો ત્યારે મળે." હે રાજા! જુઓને આ સંસારી ખોટા પ્રેમ માટે તમે કેટલા જન્મ ધરી માથાં આપી તે નશ્વર પ્રેમને ગ્રહણ કર્યો. ત્યારે શુદ્ધ પ્રેમની ઇચ્છાવાળાએ માથું એક બાજુ મુકવું તે શું વિશેષ છે! એટલે પ્રેમ તેને મળી શકશે! રાજા કહે કે. તે સિવાય કોઇ પ્રેમ માટે અન્ય રસ્તો બતાવો. ત્યારે તે ગાંધીએ કહ્યું કેઃ—"સંસારનો ત્યાગ કરી **મહાત્માની પ્રસાદી 'સાદી શિખામણ'ના આઠ પુસ્તકોનુ મનન કરો** એટલે તમને શુદ્ધ પ્રેમ અનાયાસ પ્રાપ્ત થશે. એ પુસ્તક **પાટણના નિવાસી મગનલાલ શંકરભાઇ પટેલ** ઠે. ગુગડી દરવાજે મુ. **પાટણ** (ઉત્તર ગુજરાત)**માં લખવાથી** મળશે. એ પુસ્તકના દરેક ભાગની કીંમત **રૂા. ૨)** તથા ટપાલ ખર્ચના **૦–૫–૦** પડશે. એ પુસ્તક દરેક **ઘરમાં** સંગ્રહ કરી રાખવા જોગ છે, તે પુસ્તક ખરેખર અમૃતનો નિધી છે, તે વાચવાથી મનુષ્યનું મન શાંત થાય છે અને પછી જ્ઞાન તો તેના વાંચનથી સત્વર થાય છે.